॥ ॐ तत्सत् श्री सद्गुरवे परमात्मने नमः ॥

( આર્યા ગીતિ. )

રસરૂપ નદિઓ વહિને, રસમય સિંધૌ અંતમાં મળતાં;
નામરૂપ દે ત્યાગી, પ્રેમે ભેટી અભેદ થઇ ભળતાં-૧.
તદ્વત્ અનુભવિ સંતો, વહે શ્રુતિથી અંતરાત્મ તત્વે:
નામરૂપ ત્યાં છોડી, રહે તદ્ગમય થઇ સત્ચિતી સત્વે-૨.
સેવે સદ્ગુરૂ સંતો, શ્રદ્ધા પ્રેમે મને તને ધનથી;
માણિકરૂપ મુક્તા મળશે, ભળશે તે પણુ પામી જતાં મનથી-૩.

# ॐ श्री ज्ञानसूर्योदय

## ઉત્તરાર્દ્ધ-પ્રથમ ભાગ (જ્ઞાનયોગ)

-: લેખક :-

ભક્તરાજ માણિકયલાલ જમનાદાસ મહુલારછ
(સુરત.)

—:પ્રકાશક:—

સર્વ શક્તિસંપન્ન સર્વાન્તર્યામિ સદ્ગુરૂ પરમાત્મ
કૃપાપાત્ર પ્રેમયુક્ત શ્રદ્ધાસંપન્ન દૈવીવ્યક્તિ

—મંડળ તરફથી—

ભ. માણિકયલાલ જ. મહુલારછ.

સંવત ૧૯૭૯.] પ્રથમાવૃત્તિ. [સને. ૧૯૨૩.

મૂલ્ય રૂા૦ ૨-૦-૦

આગળ જે મૂલ્ય દર્શાવ્યું છે તે તો માત્ર સ્થૂળ પદાર્થાદિનું જ છે. પરમપૂજ્ય મહાપુરૂષોના અપૂર્વ, અખૂટ, શાન્તિ તુષ્ટિ પુષ્ટિ પ્રાપ્તિપૂર્વક નિત્ય તૃપ્તિ અર્પનાર મહાપ્રસાદનું તો મૂલ્ય હોઇ શકેજ નહિં, તેથી વાસ્તવિક–ખરૂં મૂલ્ય કાંઇક ન્યૂનાધિક અંશે આપવા ઇચ્છનારે તો પોતાનાં અંતઃકરણમાં પ્રતીત થતાં સ્થૂળ સૂક્ષ્મ અને કારણરૂપ અભિમાનનો ત્યાગ કરી, સવિનય સપ્રેમ આ દિવ્ય ગ્રંથને વાંચી વંચાવી, યથાયોગ્ય સમજી હૃદયમાં ઠસાવી પચાવી, સદ્ગુરૂ પરમાત્મ સ્વરૂપે અભેદભાવે અડગ અચલ સ્થિતિ કરી રહેવું; અથવા સદ્ગુરૂ પરમાત્મ ચરણ કમલમાં અહંમમાત્વરૂપ શ્રીફળ અર્પણ કરી શર્ણ થઇ રહેવું. એજ આ પ્રાસાદિક દૈવી ગ્રંથનું વાસ્તવિક–ખરૂં મૂલ્ય આપવાનું છે. अस्तु ॥ ॐ ॥

જ. મા. જ. ઠ.

ॐतत्सत् श्रीमन्महागणाधिपतये नमः ॥ ॐ



# પ્રસ્તાવના

આ પરમામૃતરૂપ **જ્ઞાનસૂર્યોદય** ગ્રંથના પૂર્વાર્દ્ધમાં ભક્તિયોગ નામનો વિસ્તારવાળો ગહન વિષય જે કે ભગવત લીલાતનુનાં અને વેદોક્ત સિદ્ધાંતનાં વચનોનેજ અનુસરીને, મંથનથી સાર તત્વરૂપે અથવા કલ્યાણ ઘૃતરૂપે, સર્વાન્તર્યામિ સદ્‌ગુરૂ પરમાત્મ કૃપાથી તે પ્રભુના પ્રસાદરૂપ પ્રકટ થયો તેનાં તથા સત્પુરૂષ અને સત્સંગ, ધર્મ પ્રકરણ, મહામાલા, વગેરેનાં, તેમજ જ્ઞા. સૂ. પૂ. ઉ. મધ્યસંધી પ્રકાશ પ્રકટ થયો તેનાં દક્ષિણામૂર્તિસ્તોત્ર, પ્રશ્નોત્તર માલાઓ. મહામાલા, ચિત્ર વિચિત્ર મનોહર રસમય સુંદર સુખ શાન્તિપ્રદ સ્વરૂપોનું દર્શન કરાવ્યું. હવે અંતિમ વકતવ્ય જ્ઞાનયોગવિશે આ ઉત્તરાર્દ્ધનો પ્રારંભ કરાય છે.

પૂર્વાર્દ્ધ તથા પૂ. ઉ. મધ્યસંધિ પ્રકાશ ગ્રંથો, જેઓએ સ્વહિત માટે, પરહિત માટે અથવા હમારા ઉપર અનુગ્રહરુપ કૃપાદ્રષ્ટિથી સપ્રેમ યથાર્થ લક્ષદઈ અવલોકન કીધા હશે તેવા સુજ્ઞ મહાશયને તો વધુ કાંઇ કહેવા જેવું સબળ પ્રયોજન નથી; કેમકે તેમણે તો તદ્‌ગત સુરસ સુધા સરિતાનાં સુંદર નિર્મળ જળપાન સ્નાનાદિથી તેનાં રહસ્યનું આસ્વાદન કીધેલુંજ હોવાથી તેમનેતો અનુભવ થયલોજ હોય છે; તેથી તેઓતો ઉત્સાહથી, એ ઉત્તરાર્દ્ધમાં ચર્ચવામાં આવતો જ્ઞાનયોગ લક્ષ દઇ વાંચશેજ. પણ જેમણે તે પૂર્વાર્દ્ધ વગેરે નથી વાંચ્યા કે નથી સાંભળ્યા તેવા ઉત્તમાધિકારી સાધનસંપન્ન મહાશયોને તો પ્રાર્થના કરવી યોગ્ય જણાય છે કે, હમારા પર કૃપારૂપે અથવા અન્ય સુજ્ઞ જીજ્ઞાસુજનોનાં હિત માટે પ્રવૃત્તિ કરવા ઉપર લક્ષરાખી અથથી ઇતિ સુધી જો તે પૂર્વાર્ધ્ધ તથા સંધિ પ્રકાશનું અવલોકન કરીને અગર સાંભળીને, આ જ્ઞાનયોગ વાંચવો યોગ્ય વિચારશે તો શ્રુતિ સિદ્ધાંતરૂપ

રહસ્ય. દૈવી વાણીથી અનેક ચમત્કૃતિના ભાસ પાડતું કેવે પ્રકારે કેટલા મહાદાનંદમગ્ન કરી મુકે છે, તે પ્રત્યક્ષ અનુભવ કરાવશે. હસ્તામ્લકવત્ એ વિષય અપરોક્ષજ હોવાથી એવિશે વિસ્તૃત વર્ણન સપ્રયોજન ગણ્યું નથી.

જે નોંધબુકો સંવત ૧૯૨૩ પછીથી લખાઇ ગયલી તે, ( પદ્યાત્મક ભજનો પદો વગેરે સંગીતની, તથા વૈદકજ્ઞાન સારસંગ્રહ વગેરેની, છોડીને બાકીની) બધીમાંથી સારરૂપ શોધન કરી સને ૧૯૧૩માં રિટાયર થયા પછી જ્ઞાન સૂર્યોદય મહાગ્રંથ લખવા માડેલો તે આઠેક વરસે લખાઈ રહ્યો. નોટબુકોમાંથી સારરૂપ તત્વતત્વ માત્ર આકર્ષિને લખ્યા છતાં પણ બહુ મોટો થવાથી તેના બે વિભાગ (પૂર્વાર્દ્ધ અને ઉત્તરાર્ધ્ધ) પાડયા. લેખકની પાસે ત્રીજા હિસ્સાના રૂ. ૩૦૦) લઇને મુંબઇમાં જે બે ગૃહસ્થોએ બુકો છપાવીને તેમાંથી પોત પોતાની ત્રણુસો ત્રણુસો પ્રત (લહેણું) કરવાનું કહી રાખી લઇને ફકત ચારસો પ્રત લેખક તરફ મોકલી આપવા વચન આપેલું તે ઉપર વિશ્વાસ રાખી પૂર્વાર્ધ્ધના ત્રણે ભાગ મુંબઇ દ્વારા છપાઈ જશે એમ વિચારી શરૂ કીધું. તેમાંનો પ્રથમ ભાગજ બે વર્ષ ઉપરાંત વીત્યા બાદ, સુજ્ઞજન સેવા ખાતર હજુ હમણાં બહાર પડવા ભાગ્યશાળી થયો. તેથી આયુષ્ય હરાઇ જતું જોઇ થાકી હારીને જ્ઞા. સ. પૂ. ઉ. મધ્ય સંધિ પ્રકાશ સુરતમાં પ્રસિધ્ધ કરવા વૃત્તિને વેગ આપેલો. તે કામથી પરવાર્યાને પણ વર્ષ ઉપર થઇ ગયું; તેથી પૂર્વાર્દ્ધનું ભાગ ૨-૩નું લખાણ અનામત રાખી આ ઉત્તરાર્દ્ધ ભા. ૧ છપાવવાનું યોગ્ય ધાર્યું.

જ્ઞા. સૂ. પૃ. ઉ. મધ્યસંધિપ્રકાશ તથા મહામણિમાલા વગેરે લઇને જે સુજ્ઞ ગૃહસ્થોએ કિંમતરૂપે તથા ઉત્તેજનરૂપે જે ન્યૂનાધિક દ્રવ્ય આપેલું તે સત્સુખાદિ ધર્માર્થ ખાતે જમા થયા કરાઈ. તેમાંથી મુંબઇમાં થતા પૂર્વાર્ધ્ધ છપાવવા વગેરેમાં આપેલું જતાં જે બાકી રહેલું તે બધું ઉધારી-વાળીને * આ ગ્રંથના ખરચમાં આપતાં જે રકમ ખુટી તે લેખક તરફથી આપવામાં આવી છે. સદ્વિદ્યા છે તે દાન કરવાને માટેજ છે, વ્યાપાર કરીને વેચીને પૈસા મેળવી અન્ન વસ્ત્રાદિ લાવી સ્વાર્થ સિદ્ધ કરવા માટે નથી. એમ સચ્છાસ્ત્રો અને સત્પુરૂષો કહે છે. તે આજ્ઞાને શિરસાવંદ્ય ગણી કિંમતરૂપે તથા આગળ એવાં શુભ કામમાં પ્રવૃત્તિ કરવાને ઉત્તેજનરૂપે જે

* સુરતના શેઠ ચુનીલાલ વરજદાસ પઢાણુ તરફથી અપાયલા રુ. ૧૦) ધર્માર્થ ખાતે જમે થયલા તે પણ એમાં આવી ગયાં છે. છેક પાછળથી એ રકમ મળેલી તેથી તેની નોંધ બીજા ગ્રંથમાં લેવાયલી ન હોવાથી અત્રે દર્શાવી છે.

કાલ સુધી આવ્યું તે જે રીતે તે ધર્માર્થ ખાતે જમે થઈ આવાં ધર્મકાર્યમાં ખરચાણું અને ખરચાય છે તેજરીતે આ ગ્રંથવિશે પણ સમજી, સુજ્ઞ ઉદાર વિવેકી મહાશયો જો ઉદારતાને પોતાનાં અંતરમાં સ્થાન આપી ઉત્તેજનરૂપે સારી રકમ મોકલવા શ્રદ્ધાપ્રેમપૂર્વક શ્રમ લેશે તો પૂર્વાર્દ્ધ તથા ઉત્તરાર્દ્ધના જે, અતીવ રસમય મનોહર મધુર આનંદામૃતપૂર્ણ ભાગો પ્રસિધ્ધ થવાના બાકી છે તે મહામણિમાલાઓ તથા અંતિમ મંત્રપુષ્પાંજલિરૂપ અભયપ્રદ ઉચ્ચતમ દૈવી જ્ઞાનગિરિ શ્રૃંગરૂપ, સમર્થ મહાપુરુષોની ગંભીર ગિરાથી વહીઆવેલા ઉપદેશરૂપ અત્યંત સ્વાદિષ્ટ પકવાન્નાદિ અન્નકોટ પ્રસાદી જીજ્ઞાસુપાત્ર સજ્જનોને પીરસી શકવા સંભવ છે.

કેવા કેવા સામર્થ્યસંપન્ન મહા પુરૂષોનો, કેવા કેવા પ્રકારની દૈવી ચમત્કૃતિવાળો, પરમ શાન્તિ તૃપ્તિ અર્પનાર મહાપ્રસાદ છે તે ચાખવાની વાત તો છેટે રહી, પણ તે જોવાની પણ દરકાર હાલનાં પબ્લિકને હોય એમ નહિં જણાયાથી કદર નથી એમ સમજાયું. આ વિશાળ વિશ્વોદ્યાનમાં અનેક પ્રકારનાં રાજસ તામસ પક્ષીઓ વિચરે છે. જેવાં કે, ચકલાં, પોપટ, મેના, કોયલ, કાગડા, કબુતર, ગરૂડ વગેરે. તેમાં હજારોમાં લાખમાં અથવા કરોડોમાં રાજહંસરૂપ સાત્વિક પક્ષી પણ કોઇ કોઈ હોય છે. તેઓને અન્ન-કણ, ઘાસ, ફળફુલ વગેરે પદાર્થોનો આહાર નથી હોતો, પણ મોતીનોજ ચારો ચરે છે, તેઓ માનસપર નિવસે છે, અને જેવો સાત્વિક આહાર સેવે છે તેવોજ શુદ્ધ શુભ્ર તેમનો અંગ રંગ હોય છે. તે રીતે હંસ પદ્વિપાત્ર દૈવી સુજ્ઞ અધિકારી સત્વસંપન્ન જનો પણ વિશ્વોદ્યાનમાં હોય છે. પણ તેવા હજારોમાં કોઇ કોઇજ હોય છે. **મનુષ્યાણાં મહસ્ત્રેષુ.**×× અને તેવા હંસ-રૂપ જનોનેજ આ ગ્રંથરૂપ પાત્રાન્તર્ગત સુંદર દિવ્ય મુકતા ( મોતી ) નો ચારો ઇષ્ટ હોય છે. તેથી સર્વને અથવા ઘણા સમૂહને એની કદર ન હોય અને તેથી ઉપેક્ષા કરે તેમાં આશ્ચર્ય નથી. લેખકે સ્વાર્થ વૃત્તિને પગ તળે ડાબીને ઇશ્વરી પ્રેરણાને અનુસરી તેવા હંસો માટે જે અમૂલ્ય દિવ્યમણિ માણિક્ય મુકતાદિ રત્નોનો ભંડાર પોતાની ૧૩ વર્ષની વયથી હાલપર્યંતમાં સંગ્રહ કરી સાચવી રાખેલો તે લુટાવી દેવાની પ્રવૃત્તિ કરવા વૃત્તિમાં જે વેગ હતોજ તેને વિશેષ બળ આપ્યું. પરંતુ દ્રવ્યના સંકોચને લીધે જોસભેર આગળ પ્રયાણ થયું નહીં. કંઇ કંઇ સહાય મળતી ગઇ તેમ તેમ થોડાં થોડાં ડગલાં ભરાતાં ગયાં. પરંતુ હવે કાળ વધારે વ્યતીત થઇ ગયો છે અને વય પણ થઈ છે તો શરીરના ચિરકાળ સ્થાયીપણાંનો ભરોસો રાખી "આજ છે" કરીને આલસ્ય પ્રમાદવશ થઇ બેસી રહેવું, એ લેખકની બુદ્ધિ સ્વિકારી શકી નહીં; તેથી બાલ્યાવસ્થાનો સંકલ્પ જે ઝળકયા કરતો પ્રતીત

થયા કરતો હતો તે નિવૃત્ત કરવાને (સિદ્ધ કરવાને) વિશ્વનિયામક સત્તાએ વૃત્તિમાં પ્રેરી આ રીતે પ્રવૃત્તિ કરાવી; તેથી એમ અનુમાન થાય છે કે તે સદ્‌ગુરૂ પરમાત્મા–રમાપતિની ઇચ્છાજ એમ છે. **तथास्तु.**

સાકરના ડુંગરપર બેસી કલ્પનાના અશ્વોપર ઉડનાર "સાકરનો કોઇ સ્વાદ ચખાડતું નથી" એવી બુમ પાડે છે. ઉત્તમ સ્વાદવાળું સુંદર પકવાન્ન સુવર્ણ પાત્રમાં પૂર્ણ ભરીને પીરસાયલું સમીપમાં પડેલું છે, પોતે પાસે બેઠો છે, ઘણા વખતથી ક્ષુધા પીડિત થઇ રહેલ છે, છતાં ભુખથી તરફડે છે. હીરા મોતી મણિ માણિક્ય મોહોર રાપ્યમુદ્રા વગેરેથી ભરેલા કોથળાપર પલાંઠી લગાવી બેઠો છે છતાં દરિદ્રી અવસ્થામાં માની પૈસો મળવા દીનભાવથી બુમો પાડે છે. સુધા સમુદ્રમાંનુ મચ્છ, પાણી ઉપર ઉંચું મુખ રાખીને દીનપણે અત્યંત તૃષાતુર બની બુમ પાડી ઇચ્છે છે કે, મને કોઇ પાણી પાવ, મારા પ્રાણ જાય છે, મારાં મુખમાં દયા લાવી કોઇ અમૃત જળ રેડશો ? પરંતુ સાકરને હાથમાં લઇ પ્રેમપૂર્વક મુખમાં મુકવી, હાથેવતી પ્રસન્ન ચિત્તે જમી લેવું, દાન પરોપકાર અને આત્મભોગમાં યથેષ્ટ દ્રવ્ય વાપરવું, તથા મુખ નીચું કરી તૃપ્તિ થતાં સુધી ચાહે તેટલું જળ પી લેવું; એ રીતે ચારે જણ જેમ અલ્પ શ્રમ પણ લઇ શકતા નથી, અને વિના પ્રયોજન દુ:ખી થાય છે. તેવી રીતનું હાલનું પબ્લિક છે, એમ કવિ નર્મદ, ત્રિજીઆશંકરજી વગેરે અનેક સુજ્ઞ વિદ્વાનોથી કહેવાયું છે તે યાદ કરવું પડયું. મહા પુરૂષોથી કૃપા દ્વારા અપાયલું શર્કરા, અન્નકોટ પ્રસાદ, અખૂટ રત્નભંડાર, સુધાસમુદ્રનું અખૂટ મિષ્ટ મધુર જળ, વગેરે સર્વ ગ્રંથમાં પૂર્ણ ભરેલું છે, પણ તે વાંચવાની, જોવાની, કે વિચારવાની ફુરસદજ કયાં છે !! ફુરસદ છે તો સંકલ્પ જાળ ગુંથી તેમાં ગુંચવાઈ રહી કાળક્ષેપ કરવો ઠીક લાગે છે. તેમાં વ્યવહારમાં ઉંડા દાટીચાંપી ઘાલનાર બુકો, નોવેલો, વગેરે વાંચી આનંદ–સુખ માને છે. એવા વીર બહાદુરો આખી ફુરસદ મેળવી સમર્થ પાકા ત્યાગી બની "છટ નોન સેન્સ" કરી સામટા રીસાઇ જાય ત્યાં સુધી વ્યર્થ બુમ પાડતાજ રહી ભુખ્યા તરસ્યા કંગાલ સ્થિતીમાંજ રહે એમાં શું આશ્ચર્ય ! મહેશ્વરાવતાર શ્રી શંકર, શ્રીકૃષ્ણ, શ્રી રામ, વસિષ્ઠ, વ્યાસજી, શ્રીદત્ત, ભીષ્માદિ મહા પુરૂષો તથા ગીતા, ઉપનિષદ, બ્રહ્મસૂત્ર, વગેરે સચ્છાસ્ત્રો, સત્પુરૂષો, ભકત મહાત્મા, સંતો વગેરેએ જે ગર્જના પૂર્વક કહેલ છે તેનીજ નકલ–તેનોજ પડઘો–પ્રતિબિંબરૂપે લેખક કહી રહ્યા છે. વેદ શાસ્ત્રાદિ મહાસમુદ્રનું જળ, સંત મહાત્મારૂપ વાદળાં દ્વારા વરસી, તેમની અનુભવરૂપ મધુરતા (મીઠાશ) વાળી વાણીરૂપ પાણી, જીજ્ઞાસુ તૃષાતુરને શાંતિનું ભાન કરાવનારીજ હોય છે. તે મધુર સુંદર નિર્મળ જળ–રસથી

પૂર્ણપાત્રરૂપ એ ગ્રંથ છે. જીજ્ઞાસુ સુજ્ઞ હંસપંક્તિપાત્ર વિવેકી જનોતો શ્રદ્ધા પ્રેમ પૂર્વક આકંઠ તૃપ્તિ થતાં સુધી એમાંથી પાન કરી કૃતકૃત્ય થશેજ. એવા સર્વ દયાળુ સુજ્ઞ સંતો, શેઠો, સાહેબો, સત્પુરૂષો, ભકતો, જ્ઞાની, ધ્યાની, યોગી મહાપુરૂષોને અનન્ય ભાવે સવિનય સપ્રેમ પ્રણામ અર્પિ વિરમાય છે.

સંવત ૧૯૭૯ અશાડ સુ. ૨ તા. ૧૫ જુલાઇ ૧૯૨૩.

લેખક ( ભ. મા. જ. મ્હ. )

તા. ક.–લેખક વ્યક્તિએ પોતાની ૧૩ વર્ષની વયથી, જે જે સંતો વિદ્વાનો જ્ઞાતા અનુભવિ મહાપુરુષો ભકતશ્રેષ્ઠો યોગી જ્ઞાની વગેરે પૂજ્ય પુરૂષવરો વગેરે જે વખતે જ્યાં મળી આવેલા તેમના સમાગમથી જે કંઇ મધુર રસવાહિની જ્ઞાનગિરારૂપ ગંગા જળપાન (શ્રવણદ્વારા) કરેલું તેનો ફોટો લેખિનીથી નોટબુકોમાં આલેખી રાખેલો. તે એવા હેતુથી કે આગળ એવા પરોપકાર પરાયણ નિસ્પૃહ પૂજ્ય નરરત્નો દ્રષ્ટિના વિષય થશે કે કેમ તે શંકા જેવું છે, તેમજ તેવા મહાત્માનાં નામ કીર્તિ અને અનુભવ વિશે શ્રવણ કરનારાંનો તે મોહ નિરસન થઇ જવાના હેતુથી, તથા લેખકને પણ મનન પૂર્વક તેમનું સ્મર્ણ થવાનો સંભવ અનુમાન કરી, પ્રસાદરુપે તે અમૃતમય સામગ્રી સુજ્ઞ જીજ્ઞાસુ જનોને ચખાડી જમાડી તૃપ્તિનું ભાન કરાવવાને તથા લેખકે પણ તે પુનઃ પુનઃ ચાખતા રહી વાગો-ળ્યા કરી એક રસ થયે બુદ્ધિ જઠરમાં પચવાની અનુકુળતા કરી દેવા પ્રયત્ન આદરેલું. તે પોતાની અલ્પ વયમાં એવા વિચાર ભાગ્યેજ સંભવે, પણ કોઇ ઇશ્વરી અદ્રષ્ટ દૈવી પેરણાથીજ એ કર્તવ્ય કરાયલું, એમ કહ્યા વગર ચાલે તેમ નથી. એ રીતે D. no 27 થી 110 સુધીના સઘળી (૧૧૦) નોટબુકોમાંથી સારરૂપ ધૃત કાઢી જ્ઞાન સૂર્યોદય ગ્રંથ લખતાં આઠ વર્ષ વીત્યાં. પૂર્વ સંકલ્પ પ્રમાણે મારૂં કર્તવ્યતો (જે ક્ષણે લખી રહ્યો તેજ ક્ષણે) પૂર્ણ કરાવ્યું. અને તે પ્રસિદ્ધ કરવાનું કામ જે, તે પ્રભુની સામર્થ્ય સંપન્ન સત્તાનું છે, તે કામ પણ અમુક અંશે તેણે પાર પાડ્યું. બાકીમાં અપૂવ ચમત્કૃતિ પૂર્ણ દ્રષ્ટાંતો અને સિદ્ધાંતોસહિત ચાર મહામાલા તથા ઉત્તરાર્ધ્ધ પ્રકરણ મંત્રપુષ્પાંજલિ વગેરે અતીવ રસમય શાંતિપ્રદ રત્નો છે. લેખકની વૃત્તિ, હાલની જનસમાજની સ્થિતી તથા વલણ જોઇને, ઉપરામ થતી પ્રતીત થાય છે. કેમકે, સ્વાર્થનો લેશ પણ ત્યાગીને સેવાપરાયણ બની પ્રવૃત્તિ કરતાં છતાં, શ્રદ્ધા પ્રેમ રૂચિ અને ઉત્સાહ નહિં જણાયાથી એમ વિચાર થાય છે કે, હંસરૂપ કોઇ સુજ્ઞ શ્રીમાન વિવેકી મહાશય, જો તે બાકીનાં અમુલ્ય રત્નોના અમુક હક લઇ છપાવવા ખુશી–તઇઆર હશે તો લેખકને રોકડ રકમ,

બેચાર પાંચ કે દસ હજારની, જોઇતી નથી. માત્ર પાત્ર સંતો વિદ્વાનો સુજ્ઞ ભક્તજનો વગેરેને આપવા સારૂ દરેક છપાયલા ગ્રંથની ફક્ત ૫૦૦ નકલ આપી, ચાહે તેટલી નકલ ફાવે તે કીંમતે બહાર પાડે. એ રીતની આ સૂચના ઉપર ઉદાર ચરિત શ્રીમાન સુજ્ઞોનું ધ્યાન ખેંચાવ અગર ન ખેંચાવ. પ્રભુ શ્રીની પ્રેરણા, અને વૃત્તિમાં પ્રતીત થયલી ઉપરામતા જોઇ આ છેવટનો પેરા લખી, તે સદ્‌ગુરૂ પરમાત્માને સવિનય સપ્રેમ અનન્ય ભાવે પ્રણામ અર્પિ તત્સત્પદમાં વિરમાય છે. ૐ તત્સત્.

સચ્ચિદાનંદ બ્રહ્માત્મૈક્ય જ્ઞાનમૂર્તિ સદ્‌ગુરૂ દત્તાત્રયસ્વરૂપ શ્રીમત્ સ્વામિશ્રી વાસુદેવાનંદ સરસ્વતિજી જેઓ પોતે જગતનું શ્રેયસ્ પ્રેયસ્ અથવા હિતરૂપ ઇષ્ટ કલ્યાણ કરવામાંજ પ્રવૃત્તિ સેવનાર સમર્થ યોગી શ્રેષ્ઠ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ પરોપકાર પરાયણ વિરક્ત મહાત્મા, નર્મદા તટ ઉપર ગરૂડેશ્વરસ્થાને છેવટ ભાગે સ્થિતી કરી રહ્યા હતા, તે પૂજ્યપાદ મહાત્માનાં ગુણકીર્તન સ્મર્ણ થઇ તેઓશ્રીના તે પૂજ્ય સદ્‌ગુણો અને સદ્વિચારો પોતાનામાં આકર્ષાઇ આવે એવી શુભ ભાવનાથી, અને અન્ય જિજ્ઞાસુજનોને પણ તેમનાં દર્શનનો લાભ મળે એવા ઉચ્ચ આશયથી લેખકના વિચારને અનુકુળ થઇ, સદ્‌ગુરૂ ચરણમાં શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમથી રા. રા. પરશુરામ કુબેરરામ ભટ (ઇજીનીઅર) તથા રા. સા. અમૃતરાવ પુરૂષોતમરાવ સબનિસ સાહેબે તે ગુરૂશ્રીના ફોટા ગ્રંથમાં મુકવાને લેખક તરફ મોકલાવવા કરેલા પરિશ્રમ માટે તે બેઉ મહાશયો ધન્યવાદને પાત્ર છે.

(લખ્યું) સં. ૧૯૭૯ આષાડ શુકલ ૧૪ ગુરૂ તા. ૨૬-૭-૨૩.
(મુદ્રાંકિત) અશ્વિન શુકલ ૪ તા. ૧૩-૧૨-૨૩.

લેખક ( ભ. મા. જ. મહે. )





॥ ॐ શ્રી ॥ જ્ઞાન સૂર્યોદય ઉત્તરાર્ધ ભાગ ૧ વિશે

# ગ્રંથાર્પણ ભાવના.

[ લેખકઃ—ભ. મા. જ. મ્હે.ની ]

પરમેશ્વરી ભગવતિ મહાસતી શ્રીમતિ માતા અનસૂયાના અવતારરૂપ ઉમા, રમા, સાવિત્રી, સીતા, રાધા, રૂક્મિણી, દ્રૌપદી, મંદોદરી, દમયંતી, અરૂંધતિ, અહલ્યા, તારા, મદાલશા, વગેરે પૂજ્ય સતી શિરોમણિના સર્વોત્તમ સતિત્વાદિ દિવ્ય સદ્‌ગુણ સમૂહથી અલંકૃત શ્રીમતિ ભગવતિ દેવી ઇચ્છાશક્તિ માતા, જેઓ શ્રીયુત્ કાશીદાસ કૃષ્ણદાસનાં પુત્રીરૂપે, શુદ્ધ સાત્વિક અંતઃકરણ સંપન્ના ભગવતિ ધનકોર માતાથી જન્મ ધારણ કરી આ ભારતભૂમિ પર સૂર્યપુર (સુરત)માં સ્થૂળતનુ ધરી પ્રગટ પ્રતીતિમાં આવ્યાં હતાં તે અંબા શ્રીમતિ ઇચ્છાશક્તિએ લેખકનાં શરીરને સંવત ૧૯૧૦ના જ્યેષ્ટ શુક્લ ૭ (સપ્તમી) સનીવાર તા. ૩ જુન સને ૧૮૫૪ને રોજે પ્રાતઃકાળમાં સૂર્યોદય સમયેજ જન્મ આપ્યો હતો. પોતે સાધ્વી પતિવ્રતા દૈવી સંપત્તિસંપન્ના હોવાથી, તેમજ તપશ્ચર્યાનાં બળથી દૈવી તેજપૂર્ણ હોવાથી, તેમના ઉપર શ્રી લક્ષ્મીનારાયણનો કૃપાપ્રસાદ હતો; તેથી તેમણે એ ત્રણ દિવસ સુધી જોયું કે, આ પુત્ર નથી રડતો કે નથી ધાવતો, તો પછી એ નારાયણના કૃપાપ્રસાદરૂપ બાલક છતાં મારે શા માટે ચિંતા કરવી! અને નકામો મારી પાસે શા માટે રાખી મુકવો! એ માતુશ્રીને અંતર્યામિ સદ્‌ગુરૂ પરમાત્મ કૃપાપ્રસાદથી, અથવા પાતિવ્રત્યરૂપ તપ, ભગવદ્‌ભક્તિ વગેરેથી પ્રાપ્ત સામર્થ્ય પ્રભાવે મૃત્યુ કાળનું જ્ઞાન-ભાન થયલું હોવાથી વિચાર કરી પોતાનાં માસીજી રત્નમાતા, જેઓ પૂજ્ય અને વૃદ્ધ હતાં અને જેમને "સાસુજી" એવાં સંબોધનથી કહેતાં હતાં તેમને પાસે બોલાવી સવિનય નમન-વંદન અર્પિ પ્રાર્થના કરી કે, "સાસુજી! આ છોકરો નથી ધાવતો કે નથી રડતો; જડ ભરત જેવો પડી રહ્યો છે; તો, જે રીતે પરમાત્માએ તે જડભરત,[1] પરીક્ષિત,[2] માન્ધાતા,[3] વગેરેનું રક્ષણ

---

૧ ભરતને હરણીનાં બચ્ચાંમાં આસક્તિ-પ્રીતિ થવાથી હરણ થવું પડેલું, પણ પૂર્વનું જ્ઞાન હોવાથી હરણનું શરીર છૂટી જ્યારે પુનઃ મનુષ્ય થયા ત્યારે બહુ સાવધ રહી જડવત્ વિચરવા લાગ્યા. તેવી ગાંડા જેવી જડવત્ સ્થિતીમા પ્રભુએ રક્ષા કરી હતી, તેથી જીવન્મુક્ત રહી અંતે સ્વરૂપમાં સમાયા હતા.

૨ મહા સમર્થ પાંડુપુત્ર અરજુન અને સુભદ્રાથી થયલા અભિમન્યુથી વિરાટ રાજાની પુત્રી ઉત્તરાના ગર્ભમાં જે પુત્ર હતો, અને જેનો જન્મ થયા પછી "પરીક્ષિતરાજા" એવાં નામથી પ્રસિદ્ધ હતા; તેમજ વળી જેને યોગીશ્રેષ્ટ

કરેલું તે રીતે એનું પણ રક્ષણ કરવાનું તે પ્રભુનેજ સોંપું છું. માટે તમારે પણ તે ઇષ્ટ શ્રીપતિ ઉપર શ્રદ્ધા વિશ્વાસ રાખી આ એક બાલકનું પાલન કરવું. હું તમારી પુત્રી તુલ્ય છું, અને આ છોકરો તમારોજ છે; હવે મારી પાસે એને લાવશોજ નહીં, કેમકે મારે દસુટણનું શુદ્ધિ સ્નાન કરવું છે ત્યાં સુધીજ આ ભૂમિપર મારૂં શરીર રહેવાનું છે. તે પ્રેહેલાં શરીર છુટવાનું નથી, તેમ ત્યાર પછી પણ રહે તેમ નથી, માટે કૃપા કરી આ તમારો પુત્ર તમે લઇ જાવ. એ રીતે પુત્ર ઉપરનો મોહ અને મમતા તત્ક્ષણ ત્યાગી દઈ, વૃધ્ધ માતાજીને સોંપી, ઉપાધિથી મુક્ત થયાં. ત્યાર પછી પોતાનાં માતા ધનકોર માજીને પ્રશ્ન પુછવા માડ્યો, કે "મા! જોશીને પુછી આવ, કે બીજ કયારે થાય છે." અને તે માતાએ તેનો જવાબ દેવા માડયો કે, "દીકરા બ્હેન ઇચ્છા! હજી વાર છે (દીવસો બાકી છે)." એ પ્રમાણે રોજ એજ પ્રશ્ન અને એજ ઉત્તર. એ દરમ્યાન વચગાળાના દિવસોમાં જે સગાં સ્નેહી વગેરે સંબંધી જનો (સ્ત્રી વર્ગ) પ્રીતિથી અગર વ્યવહારની રૂઢીથી મળવા આવતાં તેઓમાંથી યોગ્યતા પ્રમાણે, કાકીજી, મામીજી, ફોઇજી, માસીજી, બ્હેન, માસી, કાકી, વગેરે, ઘટતાં સંબોધનથી મંદ હાસ્ય યુકત નમ્રભાવે સમીપમાં બોલાવી, નજીકમાં બેસાડી, ધીમેથી, પોતાની બુદ્ધિ પ્રમાણે કહેતાં કે, હવે હું આ સંસારમાં આયુષ્મતિ રહીને (એટલે દીર્ઘકાળ જીવીને) તમારી પાસે કાંચળી ચોળી કે વસ્ત્રાદિ માગવાની નથી, તેથી આ પ્રસંગે મારી વિજ્ઞપ્તિ એટલીજ–સેહેજ છે કે મારી પાછળ એક ગાય અપાવવા પાણી મુકો તો બહુ સારૂં. એજ રીતે કોઇ પાસે ઉમા માહેશ્વર તો કોઇ પાસે પાંચ સાત બ્રાહ્મણભોજન, કોઇ પાસે અમુક અન્નવસ્ત્રાદિ તો કોઈ પાસે અન્ય કાંઇ અપાવવા વગેરેની કબુલત લઇ અથવા પાણી મુકાવી પછી પ્રીય મધુર વાણીથી તેઓને કહેતાં કે, હવે શાક મુકવું હશે અગર છોકરાં ભુખ્યાં થયાં હશે (વગેરે) તેથી તમે જાવ, મારા પર દયા પ્રેમ રાખજો, અને બને તો વળી કાલ પરમ પધારજો. છેલ્લે દહાડે માજી તરફથી જવાબ મળ્યો કે, આજે મળસ્કે અથવા કાલે બીજ થશે. તે સાંભળી બોલ્યાં કે, ઠીક; મારે એટલીજ વાર છે. તમારે દસુટણ

શ્રી શુકદેવે ભાગવત સંભળાવી સાત દિવસમાં પરમગતિ પ્રાપ્ત કરાવી હતી, તે પરીક્ષિતનો નાશ કરવા અશ્વત્થામાનું બ્રહ્માસ્ત્ર ફરી રહ્યું હતું. તે ગર્ભનું રક્ષણ કરવા શ્રી કૃષ્ણ પરમાત્માએ સુદર્શનચક્ર મુકી રાખેલું તેથી બ્રહ્માસ્ત્રનું જોર ચાલ્યું ન હતું, અને ગર્ભ સુરક્ષિત રહેલો.

૩ માંધાતાનો જન્મ, પિતા [રાજા]થી [બગલમાર્ગથી] થયેલો, તેને ધાવવાનું સાધન નહીં હોવાથી પ્રભુ પ્રેરણાથી ઇન્દ્રરાજાએ આવી તેને અંગુઠો આપી ધવાડી રક્ષા કરી હતી.

તો ક્દાવવું છેજ. ખાસ કાંઇ મારા કહેવાથી વિશેષ તો કરવાનું નથી, તો પછી હવે ત્વરા કરો. પાણી ઉષ્ણ કરી નાખો, માથું ચોળવાનું તે કરી લઇ મંગળ સ્નાન કરાવો, એવી હઠ લીધી. તેથી જલદી ઉઠી બધી કર્તવ્ય ક્રિયા કરી શુદ્ધિ કરી મંગલ સ્નાન કરાવ્યું, એટલે તરત ચોકો કરવા કહ્યું અને કુંકુમ્ મગાવી કપાળે પીયડ (આડ) કરી અથવા કરાવી. તલ જવ તુલસી દર્ભ મંગાવી ઘૃત દીપ કરાવ્યો તેને પ્રણામ કરી પૂજન અરપી ધુપ કરાવ્યો. ચોકો કરવાની બલવત્તર હઠને લીધે, મનમાં સંકોચ પામતાં છતાં અને મુખેથી ગાંડી ગાંડી બોલતાં પણ કરવો પડ્યો. તે ઉપર તુલસી વગેરે નંખાવી સુવાડવા કહ્યું તે પ્રમાણે સુવાડી; તે વખતે સર્વને કહ્યું કે, હવે તમે કોઈ અહીં ઉભાં નહીં રહો. આ પાસેની ઓરડીમાં જઇ બેસો. ધુપ દીપ પાસે હતુંજ. પોતે અંતર વૃત્તિ કરીને પરમાત્માને વિશે સંલગ્ન થયાં. થોડીવાર સુધી ધ્યાનપૂર્વક જપ ચાલી, દીવેલ પુરું થતાં દીવો જેમ નિર્વાણ થાય છે તેમ, પરમાત્મ સ્વરૂપમાં સમાયાં. હાલતું શાંત જણાયાથી (જપ થતો બંધ થઈ જઇ હોટ જ્યારે હાલતા ન દેખાયા ત્યારે) માજી ધનકોર વગેરે પાસે આવી જુવે છે તો મુખ ઉપર સૂર્યના જેવો પ્રકાશ ઝગઝગી રહ્યો છે અને શાન્ત મુખમુદ્રા પ્રતીત થઇ રહી છે. જીવ પોતાનું વાસનાલિંગ–સૂક્ષ્મ શરીરની પ્રાણાદિ સામગ્રી સાથે બ્રહ્મલોક ગયો છે, અને ભૌતિક સ્થૂળમાત્ર રહ્યું છે, એમ ખાત્રી થઇ. રામનામનો ધ્વનિ શરૂ કીધો. પછી વ્યવહાર અને શાસ્ત્ર પદ્ધતિને અનુસરી સ્થૂળ શરીરનો અંત્યેષ્ટિ સંસ્કાર થયો. લેખક ભકતરાજનાં ભગવતિ ચિતિ–ઇચ્છાશકિત માતા પરમાત્મ ચર્ણ શર્ણ પામ્યાં.

એ માતાને લખતાં વાંચતાં તો આવડતુંજ નહિં હતું, પણ સુમારે ૧૫–૧૬ વર્ષની નાની ઉમર છતાં યાદશક્તિ આશ્ચર્ય જનક હતી. રોજ રાત્રે અને દિવસમાં ફુરસદને વખતે ભજનોની કડીઓ પોતાના ઇશ્વર તુલ્ય ઇષ્ટ પતિ (ભકતરાજ લેખકના પિતાશ્રી) પાસે શ્રવણ કરી લઇ, તેનું મનન કરી, મુખપાઠ દ્રઢ કરતાં; તેથી ભજનોનો અમૂલ્ય અખૂટ ભંડાર પોતાની હૃદય ગુહામાં એટલો ભરી રાખેલો કે, સ્ત્રી વર્ગમાં એકાદશી વગેરેનાં જાગરણ પ્રસંગે ખુટતાં નહીં. મ્હોટો અનેક કોટયાધિપતિ રાજા ભલે આવે છતાં તેની સામું જોવાનો જેનો સ્વભાવ ન હતો, અર્થાત્ પતિ શિવાય અન્ય પુરૂષનું દર્શન નહિં કરવામાં તેમનો આગ્રહ હતો. રસોઇ વગેરે ઘરનાં કામથી પરવારી ફુરસદના વખતમાં ભજન ગોખવાનું કામ ચાલતું; રેશમના મોર પુતળી રાધા કૃષ્ણ વગેરેનાં ભરત ભરવાનું તથા તરેહવાર જાળીઓ પાડી કિડિયાંના હાર (ઘોઘારાણા વગેરે માટે બાળકોની

(પ્રસન્નતા ખાતર) બનાવવાનું, વગેરે ઘરમાં રહી કર્યા કરતાં. ખાસ સબળ કારણ ન જણાય તો પતિની આજ્ઞાશિવાય પારકાં અન્ય કોઇનાં ઘરમાં જતાં નહીં. એ રીતે વૈરાગ્ય યુકત વિવેકની મૂર્તિ હતાં.

ભકત કુટુંબને ગરીબ રાખવામાં પરમાત્માનો હેતુ,* જોકે તે ભકતનો અનુગ્રહ કરવામાંજ છે, છતાં તે વખતે (વ્યવહારમાં)તો ભકતનાં સર્વ આશ્રિત બાળકોને તે ગરીબાઈ રિબાવે છે—દુઃસહ જણાય છે, એ પણ અવિદ્યાનું પ્રાબલ્ય—પ્રભાવ છે. જ્યારે જુનું—ફાટેલું વસ્ત્ર પેહેરેલું જોઇ, સારૂં વસ્ત્ર અથવા કાપડું લેવાની જરૂર છે, એવું કોઈ સંબંધી વર્ગમાંથી બોલે, તો તે (સ્ત્રી વર્ગસ્થ પૂજ્ય અથવા સરખાં વયના વ્યકિત પ્રત્યે) પોતે કહેતાં કે, એ વિશે જરાપણ ચિંતા કરશો નહિં. હરકોઈ પ્રકારે શરીર ઢાંકવું, એજ મતલબ છે. જેવું વસ્ત્ર હશે તેનાથી આચ્છાદન કરાશે. હાડ માંસનું શરીર છે તે કંઇ સુંદર વસ્ત્રાલંકાર પેહેરવાથી સુવર્ણનું કે મણિરત્નનું બની જવાનું નથી, તેમ તેથીજ કંઇ પ્રભુપદ મળે તેમ નથી. પ્રભુની કૃપારૂપ આભૂષણ મેળવાય તો તેજ સાચી શોભા છે.

તાત્પર્ય કે, વૈરાગ્યયુકત વિવેકની પ્રત્યક્ષ મૂર્તિ સાક્ષાત્ અંબા શ્રીમતિ અનસુયા માતાનોજ અવતાર હતો, એમ પ્રેમોદ્‌ગાર પૂર્વક ગર્જના કરી કહેતાં રોમાંચખડાં થાય છે, પ્રેમાશ્રુ પ્રવાહ રોકેલો રહેતો નથી. અસ્તુ. પરમાત્મ કૃપામૃત વૃષ્ટિ પ્રસાદથી આ ભારત ભૂમિપર—આર્યાવર્તમાં એવા જગન્માતારૂપે દૈવી વિભૂતિયોનો પ્રાદુર્ભાવ થઇ, વસિષ્ઠ, રામ, લક્ષ્મણ ભરત, યુધિષ્ઠિર, અર્જુન, કર્ણ, ભીષ્મ, નારદ, પ્રલ્હાદ, પરાશર, પુંડરિક વ્યાસ, અંબરીષ, શુકદેવ, સૌનક, રૂકમાંગદ, વિભીષણ, વિક્રમ, ભોજ,

---

*यस्यानुग्रह मिच्छामि तस्य सर्वे हराम्यहं:॥ એવું ભગવદ્વાક્ય છે. ત્યાં એવો પણ પાઠ કહે છે કે, धनंतस्य हराम्यहं પણ લક્ષ્મીજીજ જેનાં પતિ છે, એવા પ્રભુને તે ભકતનાંજ ધનથી ધનવાન થવાનું સંભવતું નથી. તેથી કામ, ક્રોધ લોભ, મોહ, મદ, માત્સર્ય, સુખ, દુઃખ, ભય, કલેશ, માયા, અહંકાર, અહં, મમત્વ, વિગેરે બધું તે ભકત પાસે રાખી મુકી ફકત ધન [દ્રવ્ય] લઇ લે છે, એતો બનેજ નહિં. તેથી सर्वे શબ્દથી તે ઉપરોકત બધુંજ હરિ લે છે, એમ સમજવાનું છે. અથવા ધન શબ્દ પણ કાયમ રાખો તો, ધન એટલે તે બધી જન્માંતરોની દોલત જે શુભાશુભ કર્મ સંસ્કારો અને તેનાં ફળ—પરિણામરૂપ કામ ક્રોધાદિ ઉપલો જથો છે તે, તેજ 'ધન' શબ્દથી અથવા 'સર્વ' શબ્દથી પ્રભુએ કહ્યું છે. તેથી તાત્પર્ય તો એજ આવે છે કે, હું જેનો અનુગ્રહ કરવા ઇચ્છું છું તેનું બધુંજ—બધી દોલત [અહં મમત્વ સહિત] હરી લઉં છું. કેમકે સર્વસંગ પરિત્યાગ કરવાથીજ ભકત છે તે પ્રભુરૂપ બની શકે છે. तथास्तु.

કાલિદાસ, બૃહસ્પતિ, દ્રોણ, અગસ્ત્ય, શુક્રાચાર્ય, ભાષ્યકાર ભગવાન શંકરાચાર્ય, માર્કંડેય, વગેરે જેવા સમર્થ જ્ઞાની, યોગી, ભક્ત, મહાત્મા, સ્થવિર, ધર્મરૂપ, સદાચારી, પરોપકારી, સત્પુરૂષોને જન્મ આપી, આ સમગ્ર વિશ્વમાં બ્રહ્મલોક પર્યંત સર્વત્ર શાંતિ શાંતિ અને શાંતિ વર્ષાવી અંતર બાહ્ય સર્વને શાંતિનુંજ ભાન કરાવો, એટલું અંતમાં ઇચ્છીને આ સ્થળે જે કહેવાનું છે તે એ છે કે, એવાં અનસૂયામાતાના અવતારરૂપે પ્રતીત થઇ જે (આ લેખક) બાળકને જન્મ આપ્યો તે બાલક, તે માતુશ્રીના સર્વ સદ્દગુણ ભંડારનું, સુજ્ઞ વૃધ્ધ પૂજ્ય એવા તત્કાલસ્થ જનમંડળનાં શ્રીમુખથી સાંભળી, તેમની સત્ય મધુર અને પ્રીયવાણી દ્વારા દર્શન કરી, તે સંસ્કારો જે હૃદય ભૂમિમાં પડી અંકુર કાઢી પ્રફુલ્લિત થયલા તેને, શ્રવણ થયાનંતર પ્રસંગોપાત નોટબુકમાં (સ્વભાવ પ્રમાણે) લખી રાખેલું તે લખાણ સાથે મેળવી, અર્થાત્ તે સંસ્કારોને તે લખાણ (નોંધની સહાય આપી, સદ્દભાગ્યે પ્રાપ્ત થયલા આ પ્રસંગે તે માતા (ઇચ્છા શક્તિ) જેઓ વિવેક વૈરાગ્ય શમ દમ ઉપરતિ તિતિક્ષા શ્રધ્ધા સમાધાન ધૈર્ય પ્રેમ ભક્તિ વિનય, પાતિવ્રત્ય, શાંતિ, વગેરે સર્વોત્તમ સર્વસદ્દગુણોરૂપ દૈવી સંપત્તિવાળાં હતાં તે પરમ પૂજ્ય દેવી ચિતિ–ઇચ્છાશક્તિ ભગવતિ અંબા(માતા)ને, શ્રીમન્નારાયણ સ્વરૂપ પોતાના પૂજ્ય પિતાશ્રી સહિત, તે (ઉભય) વ્યક્તિઓનાં યજન પૂજન વંદનાદિ સર્વ કર્તવ્ય સમાપ્તિરૂપે શ્રી પરમેશ્વર પ્રીત્યર્થ આ જ્ઞાન સૂર્યોદય ઉત્તરાર્દ્ધ ભાગ પેહેલો સવિનય સપ્રેમ અર્પણ કરે છે, તેણે કરીને તેઓની પુનઃરાવૃત્તિ રહિત મુક્તત્વરૂપ સદ્દગુરૂ પરમાત્મ સ્વરૂપમાં અભેદત્વે સ્થિતી થઇ શાશ્વતિ શાન્તિને પામો. **તથાસ્તુ. હરિઃ ૐ તત્સત્.**

ૐ શ્રી સચ્ચિદાનંદ પરબ્રહ્મ તત્વસ્વરૂપાભિન્ન દ્રશ્યાદ્રશ્ય વિશ્વરૂપ ચિતિ ચમત્કૃતિમાં પ્રતીત થતી પરમાત્માની ચિત્ર વિચિત્ર ત્રિગુણાત્મક વિભૂતિઓમાં જ અક્ષર ઉત્પત્તિ સૂચક હોવાથી નામરૂપવાળું જે થતું ઉદ્દભવ પામતું પ્રતીત થાય છે તે સર્વ, અને તેમાં પ્રથક પ્રથક નામરૂપવાળી સૃષ્ટિ વ્યક્તિઓ વગેરે સર્વ, મ એટલે માયા અથવા ત્રિગુણાત્મિકા પ્રકૃતિનું કાર્ય હોવાથી તેનો લય પણ તે પ્રકૃતિ–માયામાંજ થાય છે. તે કારણ અને તેનું આ કાર્ય, એ બેહુનો ના અક્ષર વડે નિષેધ એટલે અભાવ જે પદમાં [જે અખંડ નિરામય ત્રિગુણાતીત પરમશિવ–પરબ્રહ્માત્મતત્વમાં] સિદ્ધ છે, એવું જે સર્વ પ્રાણીમાત્રનું સ્વરૂપ એકરસ ચિદાકાશ આનંદઘન પૂર્ણ છે તેનું ભાન કરાવવા, અર્થાત્ જન્માંતરોથી ઉલટી આંટી પડી દેહમાં આત્મ બુદ્ધિ (અહંભાવના) દૃઢ થઇ ગઇ છે તે તોડાવી છોડાવી તત્ત્વમસિ આદિ વેદોક્ત સિદ્ધાંત મહાવાક્યના અનુપમ અમૃતમય સદુપદેશદ્વારા, "હું તે

પરબ્રહ્મ સચ્ચિદાનંદ વસ્તુતત્વ સ્વરૂપજ છું, **सोहं, ब्रह्मैवाहम्, शिवोहं, सच्चिदानंदमयोहं** " એ રીતે ભાન કરાવવા **दा** અક્ષરથી બ્રહ્મવિદ્યાનું દાન કરનાર સમર્થ સદ્ગુરૂજ છે, અને **स** અક્ષરથી લક્ષ બતાવે છે કે, તે તેજ છે. અર્થાત્ **अवाङ् मनसगोचरं ॥ यतो वाचोनिवर्तंते अप्राप्य मनसासह ॥** જે મન વાણીનો વિષય નથી, પણ જે મનબુદ્ધિઆદિનો સાક્ષી—જાણનાર—પ્રકાશક છે, તે શુદ્ધ સ્વરૂપ સ્વયંપ્રકાશ નિત્ય સિદ્ધ આત્મા છે.

**भिद्यतेहृदय ग्रंथि श्छिद्यंते सर्वसंशयाः ॥**

**क्षीयंतेचास्यकर्माणि तस्मिन्दृष्टे परावरे ॥**

તે પરમાત્મા સર્વવ્યાપક, સર્વશકિતસંપન્ન, મનવાણીથી જાણી શકાય નહિં એવા છતાં, પોતાનાજ સંકલ્પરૂપ આ વિશ્વવાટિકામાં અનેક રૂપે પ્રતીત થયા. **एकोहं बहुस्याम्.** અર્થાત્ કાર્યકારણ—પિતા પુત્ર, માતા પુત્ર, ગુરૂ શિષ્ય, ભગવાન ભકત, વગેરે રૂપે પોતેજ પ્રતીત થયા, અને લીલાવિગ્રહ ધરી પોતાનીજ વિભૂતિમાં પોતે રમણ કીધું અને કરે છે. તેમાં ઉપર જે પંચાક્ષર સમૂહથી **जमनादास** એવું નામ ધારણ કરીને જે પરમાત્માની વિભૂતિરૂપ પ્રસાદ—તનુ પ્રતીત થયું હતું (સંવત ૧૮૯૦—૯૧ ભાદ્રપદ શુકલ ૧૨ વામનજયંતિ) તે કારણભૂત પિતાશ્રીનાં કાર્યરૂપે ભગવત્પ્રસાદરૂપ—તે પરમાત્માની વિભૂતિ 'માણેકલાલ" સંજ્ઞાથી નામરૂપે પ્રતીતિમાં આવી.

તાત્પર્ય કે, વ્યવહાર દ્રષ્ટિને અવલંબીને કહેતાં, આ ગ્રંથના લેખક માણિકયલાલનાં ભૌતિક સ્થૂળ શરીરના તેઓ પોતે પૂજ્ય વંદનીય પિતાશ્રી હતા. તેઓ જન્માંતરના સત્સંસ્કારવશાત્ સત્પુરૂષની ચરણસેવાના પ્રભાવથી પરમાત્મા શ્રીરામની સપ્રેમ દ્રઢશ્રદ્ધાયુકત ભકિતસંપન્ન હોવાથી શુદ્ધ અંતઃકરણવાળા સાત્વિક શાન્ત ભગવદ્ભકત દૈવીવિભૂતિ હતા. શ્રી લક્ષ્મી નારાયણની સેવા, ઉત્સવો વગેરે કાર્યમાં તન મન અને ધનનો ઉદારતાપૂર્વક વ્યય કરતા રહી, સંત, સાધુ, અતિથી, અભ્યાગત બ્રાહ્મણો, અનાથ વગેરેને સ્વઇચ્છાનુસાર યથાશક્તિ, તેમજ તેઓની ઇચ્છા પ્રમાણે યથેષ્ટ અન્નવસ્ત્ર દ્રવ્ય વગેરે (જરૂર પ્રમાણે) આપીને અથવા બ્હારોબાર મોદી વગેરેની દુકાનેથી અપાવી સંતુષ્ટ કરનાર પુણ્યપુંજ હતા. "રામ" મંત્રનો જપ અહર્નિશ જેમનાં અંતરમાંથી ખંડિત થવા નહિં પામે તેને માટે સદા સાવધ રહેતા હતા. નિત્ય નિયમમાં રોજ સ્નાન કરી એકાંતમાં રહી ઇષ્ટદેવની પુજાવંદનાદિ સાથે, આસરે બે કલાક અને કેટલીકવાર વધુ કાળ સુધી, પોતે રામ નામના જપ પ્રવાહમાં એટલા તલ્લીન બની રહી ચમત્કાર

અભેદ બની જતા કે જાણે સમાધિસુખનો અનુભવ કરી જાગ્રત થયા હોય એમ અનુમાન થતું. તે વખતે પ્રેમાશ્રુ પ્રવાહ નેત્રદ્વારા વહન થયા કરતો જણાતો. તેમજ આનંદઘન પ્રભુમાં (પ્રેમાનંદ સમુદ્રમાં) ડુબકી મારી રહેલા હોવાથી જે બ્રહ્મતેજ મુખપદ્મ ઉપર પ્રકાશી રહેતું તે, અનુભવી જ્ઞાતા વિવેકી સંત ભકત યોગી જ્ઞાનીજનોજ સમજી શકતા. ભવારણ્યના વિષયાસકત આસુરી મુસાફર તે સમજી નહીંજ શકે તેમાં આશ્ચર્ય નથી. ઉપર જણાવેલા સર્વ સદ્‌ગુણો, સદ્વિચારો, વગેરે દૈવીસંપત્તિ તરફ દ્રષ્ટિ રાખીને, પોતાનાં પરમપૂજ્ય માતુશ્રી ભગવતિ શ્રી ઇચ્છાશકિત દેવીસહિત, તે પિતાશ્રીને પણ સવિનય સપ્રેમ શ્રદ્ધાયુકત વૃત્તિથી તે ઉભય વ્યકિતઓનાં યજનપૂજન વંદનાદિ સર્વ કર્તવ્ય સમાપ્તિરૂપે, આ જ્ઞાન સૂર્યોદય ઉત્તરાર્દ્ધ ભાગ પહેલો શ્રી પરમેશ્વર પ્રીત્યર્થે (બ્રહ્મવિદ્યારૂપા ભગવતિ શ્રી ઉમા સહિત મહેશ્વર સ્વરૂપ, અથવા હરિહર ઐકય અભેદરૂપ હોવાથી સીતાસહ શ્રીરામ, રાધાસહ શ્રીકૃષ્ણ, રમાસહ શ્રીનારાયણ સ્વરૂપ સમજીને) અર્પણ કરે છે, તેણે કરીને તેઓની, પુનરાવૃત્તિ રહિત મુકિતરૂપ, સદ્‌ગુરૂ પરમાત્મતત્વમાં, અભેદત્વે સ્થિતી થઇ (તેઓ–માતા પિતા) શાશ્વતિ શાન્તિને પામો. **તથાસ્તુ. હરિઃ ૐ તત્સત્.**

શક્તિ અને શક્તિપતિનો અભેદજ સિદ્ધજ છે તે વિશે જ્ઞા.સૂ.માં દષ્ટાંતપૂર્વક વારંવાર કહેવાયું છે તે પ્રમાણે તે ચિતિ ભગવતિ મહામાયારૂપ જ્ઞાનશક્તિ અને તત્સત્ જ્ઞાનરૂપ ચિદાનંદમય પરમાત્મા, જે વાસ્તવે અભેદ શાન્ત સુખમય જ્ઞાનઘન તત્વ છે તેજ માતાપિતારૂપે પ્રતિત થાય છે. એવાં ચાર માતા પિતા શાસ્ત્રકારોએ કહેલાં છે. પ્રથમ મુખ્ય સર્વોપરિ માતાપિતા તો તે પરમાત્મા અને ચિચ્છક્તિ. બીજાં, શરીરનો જન્મદાતા માતાપિતા. ત્રિજાં, સાસુસસરા અને ચોથા, દેશનું રક્ષણકર્તા રાજા છે તે. સદ્‌ગુરૂને મુખ્ય ભવતારક માતપિતા કહ્યા છે તેનો શ્રીહરિ ગુરૂ પરમાત્માથી અત્યંત અભેદ સિદ્ધ હોવાથી પારમાર્થિક માતપિતા કહ્યા છે તેથી પ્રથમનામાંજ તેનો સમાસ થાય છે. અને ઉપલા ૨, ૩, ૪ને વ્યાવહારિક કહ્યા છે. જન્મદાતા માતાપિતા જો દૈવી ભવતારક ઉત્તમ સંસ્કારવાળાં–ભગવત્પરાયણ વૃત્તિવાળાં હોય છે તો પુત્રમાં પણ તેવા સંસ્કાર અમુક ન્યૂનાધિક અંશે પણ ઉતરી આવે છે. તે સાથે જો સુબોધ આપીને પુત્રનાં અંતઃકરણ ઉપર વિવેક વૈરાગ્ય જ્ઞાનધ્યાનાદિના શુભ દૈવી સંસ્કારો નાખે છે તો તેમના, અથવા સંત મહાત્મા અને વિવેકી સુજ્ઞ વિદ્વાનોના સંસર્ગથી, ઉત્તમ શ્રેયસ્કર સંસ્કારો પામી તે વ્યક્તિ સદ્‌ગુણસંપન્ન બની, પરિણામે સદ્‌ગુરૂ પરમાત્મસ્વરૂપે ખપી જઈ, સચ્ચિદાનંદ પરમ શિવસ્વરૂપે અભેદ સ્થિતિ પ્રાપ્ત કરી, યાવદાયુર્જિવન્મુક્ત થઇ વિચરે છે; અને સ્થૂળદેહ પંચત્વને પામતાં વિદેહ કૈવલ્યને પામે છે. **તથાઽસ્તુ.**

કોઇ પુણ્યપુંજ યોગભ્રષ્ટ વ્યક્તિનેજ એવાં બ્રહ્મનિષ્ઠાવાળાં યોગયુક્ત, વિવેક વૈરાગ્ય નીતિરીતિ, જ્ઞાનભક્તિ, અમાનિત્વ, નિરાભિમાનતા વગેરે દૈવી સંપત્તિવાળાં પરમપૂજ્ય સર્વદા વંદનીય માતપિતા મળે છે, એમ શાસ્ત્રો અને સંતોથી સાંભળ્યું છે. જે રીતે મદાલસાના પુત્રોને મદાલસા માતાએ જન્મથીજ ભવભ્રમનાશક ઉત્તમ સ્વરૂપાનુભવના સંસ્કારો નાખી ભવસમુદ્રથી પાર કીધા હતા. નળ દમયંતિ, હરિશ્ચંદ્ર તારામતિ વગેરેથી તેમના સુપુત્રો દૃઢ સત્યવાદી હોવાનું ઇતિહાસાદિથી સુપ્રસિદ્ધ છે. હાલનીજ વાત કહિયે તો રા. બા. લલ્લુભાઇ ગોવર્ધનદાસજી જેઓ વિદ્વાન, શાન્ત, વિવેક વૈરાગ્યસંપન્ન, બ્રહ્માત્મૈક્યાનુભવિ અપરોક્ષજ્ઞાન પ્રાપ્ત બ્રહ્મનિષ્ઠ, મહાત્મા પંક્તિપાત્ર, પૂજ્ય, અને દૈવી સંપત્તિવિભૂષિત પરોપકારમૂર્તિ હતા, તેમના જ્યેષ્ટપુત્ર રા. રા. શ્રીયુત્ ચંદુલાલભાઇ, તે પૂજ્ય પિતાશ્રીથીજ સ્થપાયલા તેવા દૈવી સંસ્કારોથી પરમતત્વ પરમાત્મપરાયણ વૃત્તિવાળા બન્યા રહેવા કટિબદ્ધ થઈ પુરૂષાર્થ કરી રહ્યા છે. એમના બીજા ભાઈ શ્રીયુત્ છોટુભાઇ પણ ધર્મનિષ્ઠાસંપન્ન, પરોપકારપરાયણ ઉદારચરિત અને યોગી મહાત્માની પંક્તિપાત્ર છે; અને ત્રીજા શ્રીયુત્ માણેકલાલભાઈ પણ શાન્ત જ્ઞાતા, વિદ્વાન અને પરોપકાર વૃત્તિવાળા મહાશય છે. બીજા પણ હજારોમાં કોઈ કોઈ વિરલ રત્નો દ્રષ્ટાંતરૂપ અનેક હશેજ અને થશેજ, પરંતુ મારા સંબંધમાં (સહવાસ—પરિચયમાં) જેઓ આવેલા હશે તેઓમાં આ ક્ષણે તો નજર આગળ સ્મૃતિ પટપર ઉપરોક્ત મહાત્મા વીરરત્ન શ્રીયુત્ લલ્લુભાઇ પ્રતીત થયા; તેથી તેઓશ્રીને દ્રષ્ટાંતરૂપે દર્શાવ્યા છે, તે યથાર્થ છે કે નથી તેની ખાત્રી કરવાની ઇચ્છા હોય તેમણે તેમનાં જીવનચરિત્રની બીજી આવૃત્તિ [જે કે તેઓશ્રીને સદ્‌ગુરૂસ્થાને માની પોતે શિષ્યભાવે, નિર્મળ શ્રદ્ધાસહ શુદ્ધ દૈવી પ્રેમપૂર્વક, પોતે શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, અવધૂત, નિસ્પૃહ, યોગયુક્ત, ત્યાગવૃત્તિવાળા, વિદ્વાન સમર્થ છતાં શાન્ત, પરમહંસ સ્થિતીમાં વિચરતા સ્થિતપ્રજ્ઞ યોગી મહાત્મા શ્રીમત્ સ્વામિ પ્રકાશાનંદજી છે, તેઓ રાજકોટમાં (શ્રીયુત્ છોટુભાઇએ ચારહજાર રૂપીઆની રકમ પરોપકાર બુદ્ધિથી પોતાના પૂજ્ય પિતાશ્રીની શ્રદ્ધાભક્તિપૂર્ણ સેવા કરવાના આશયથી અને જિજ્ઞાસુજનોને તે ઉપદેશામૃત પાન કરાવવારૂપ પરોપકાર બુદ્ધિથી તે જીવનચરિત્ર ફરીથી છપાવવાને મોકલી આપેલા હોવાથી) છપાવવા પ્રવૃત્તિ સેવી ગુરૂસેવા કરી રહ્યા છે તે બીજી આવૃત્તિ] હાલ પ્રસિદ્ધ થઇ કહેવાય છે તે જોઇ ખાત્રી કરી લેવી. અતીવ ધન્યવાદ છે એવી તે સ્વામિશ્રીની ગુરૂભક્તિને, અને તે સુપુત્રોની પિતૃભક્તિને ! ! અદ્રષ્ટ સત્તાપ્રેરિત સહજ યોગે આ પ્રસંગ પરત્વે આજે ઉપરોક્ત દૈવી (પૂજ્ય) વ્યક્તિઓની પૂજારૂપે ઉપર પ્રમાણે કહેલ

(લખવા)નો યોગ આવ્યો જોઇ લેખક પોતાને ભાગ્યશાળી માની કૃતકૃત્ય થયલો સમજે છે. **તથાસ્તુ.**

તાત્પર્ય કે, પુણ્યવાન સત્સંસ્કારી જનોજ એવાં માતાપિતાના પુત્રરૂપે પ્રાદુર્ભાવ પામે છે. તેથી એવાં માતાપિતા પ્રથમ તો સદ્‍ગુરૂરૂપે ઉપદેશામૃત સિંચન કરી પુત્રો અથવા શિષ્યાદિનાં અંતઃકરણમાં શુદ્ધ ઉજ્વળતા પ્રાપ્ત કરાવી, સ્વલબ્ધિ બીજ સ્થાપન કરી, અંતે ભવાટવિ ભ્રમણથી મુક્ત કરનારો પરાપારનો માર્ગ બતાવી શાશ્વત સુખમય ધામે અર્થાત્ સ્વસ્વરૂપમાં-પરમાત્મપદે સ્થિતી કરાવે છે; તેથી એવાં તે સદ્‍ગુરૂ પરમાત્મરૂપે પણ પુનઃ પુનઃ સેવ્ય, પૂજ્ય અને વંદનીય છે.

લેખક બાલકની એ પ્રકારે, પોતાના બાળસ્વભાવ પ્રમાણે, બોબડી તોતડી, ગાંડીઘેલી ભાષામાં, કહેવાયલી અથવા આલેખાયલી સદ્‍ગુરૂ પરમાત્મ તત્વાભિન્ન માતપિતા પ્રત્યેની શ્રદ્ધાયુક્ત સપ્રેમ સવિનય કરાયલી ગ્રંથાર્પણ ભાવના સફળ હોવ; અર્થાત્ અંતિમ સર્વોત્કૃષ્ટ પરબ્રહ્માત્મૈક્ય પરમ શિવ સચ્ચિદાનંદ સ્વરૂપે અભેદત્વે સ્થિતી કરાવી શાશ્વતિ-પરમ શાન્તિ આપનારી હોવ, **તથાઽસ્તુ. ૐતત્સત્.**

લેખકઃ-ૐતત્સત્ ચિતિપતિ શ્રીસદ્‍ગુરૂ પરમાત્મસ્વરૂપાભિન્ન
શ્રીહરિ ગુરૂસંતોનો અતીવ લઘુતમ બાલક
ભ. માણિકયલાલ જ. મ્હલારજી. ૐ





# શ્રી જ્ઞાન સૂર્યોદય ઉત્તરાર્દ્ધ ભાગ ૧

## અનુક્રમણિકા.

# શુદ્ધિપત્ર

| અશુદ્ધ | શુદ્ધ | પાનું-લીટી |
|---|---|---|
| કામથા | કામથી | ૨-૧૭ |
| રાપ્ય | રૌપ્ય | ૪-૮ |
| મનસ | મનસ | ૧૨-૪ |
| જ્ઞાનશાકત | જ્ઞાનશકિત | ૧૩-૧૮ |
| આષધ | ઔષધ | ૧૬-૨૨ |
| સૂયોદય | સૂર્યોદય | ૧-૨ |
| કાલ્પત | કલ્પિત | ૭-૨૨ |
| તથી | તેથી | ૧૩-૯ |
| ચાલતા | ચાલતો | ૧૪-૩૨ |
| તને, તા | તેને, તો | ૧૫-૧૧,૧૨ |
| હેલાંનો | રહેલાં તેનો | ૧૬-૧ |
| હાર | હરિ | ૧૭-૨૧,૨૩ |
| તૃપ્ત | તૃપ્તિ | ૧૭-૨૮ |
| હાય, યથાથ | હોય, યથાર્થ | ૧૮-૧ |
| સુપ્રાપ્ત | સુપ્રુપ્તિ | ૧૮-૨૫ |
| આગ્ન | અગ્નિ | ૧૯-૨૯ |
| પાંચ્યા, ાસ્થતી | પોંચ્યા, સ્થિતી | ૨૨-૭,૨૮ |
| તમ | તેમ | ૨૬-૨૫ |
| આવદ્યા | અવિદ્યા | ૨૭-૨૦ |
| પટવાળા | પટાવાળા | ૩૬-૨૩ |
| તહું, અનેત | તેહું; અને તે | ૪૧-૧૫,૨૫ |
| મને છે | માને છે | ૪૫-૨૫ |

| અશુદ્ધ | શુદ્ધ | પાનું લીટી |
|---|---|---|
| બ્રહ્માત્મકય | બ્રહ્માત્મૈક્ય | ૭૦-૧૨ |
| રીત | રીતે | ૭૧-૬ |
| ત, માટે | તે, માટી | ૭૩-૧૦,૨૧ |
| તેતા, સુવણ | તે તો, સુવર્ણ | ૯૬-૧૩ |
| તરીત | તે રીતે | ૧૦૫-૧૬ |
| રાજાએ | રાજાએ પોતાના | ૧૦૮-૧ |
| તા | નો | ૧૦૯-૨૫ |
| પેહેયો | પેહેગો | ૧૧૦-૨૪ |
| રહે | કહે | ૧૧૬-૧૨ |
| ઓટલો | આટલો | ૧૨૦-૨ |
| બુદ્ધ, તને | બુદ્ધિ, તેને, | ૧૨૪-૩,૭ |
| માન ાસ્વ- | મૌન સ્વિ- | ૧૨૬-૩૪ |
| વૃહિ | બ્રૂહિ | ૧૨૮-૧૪ |
| અશ્રય | આશ્રય | ૧૩૨-૧૩ |
| તત્વદાશ | તત્વદર્શિ | ૧૩૭-૨૬ |
| મના યષાં | મનો યેષાં | ૧૩૭-૨૮ |
| ાક | કિં | ૧૪૨-૨૭ |
| છા | છે | ૧૪૫-૧૪ |
| નરદ | નારદ | ૧૫૪-૨૭ |
| હડવળું | હડવાળું | ૧૫૫-૧૯ |
| કારે | પ્રકારે | ૧૭૧-૧ |
| આપધી | ઔષધી | ૧૮૨-૧ |
| ક્ષાણુક | ક્ષણિક | ૧૯૨-૧૮ |

॥ॐ श्री सद्गुरवे परमात्मने नमो नमः ॐ॥

જ્ઞાન સૂર્યોદય—ઉત્તરાર્ધમાં જ્ઞાનયોગ નામનો અંતિમ વિષય પ્રારંભ કરતાં અનન્ય ભાવે સચ્ચિદાનંદ સ્વરૂપ શ્રી સદ્ગુરૂ પરમાત્માને પુનઃ પુનઃ સવિનય સપ્રેમ પ્રણુતિ પરંપરા અર્પી ગ્રંથનો પ્રારંભ કરાય છે. નિર્વિઘ્ને સમાપ્તિ થવા માટે શિષ્ટ સંપ્રદાય પ્રમાણે ભગવત્કૃપા સંપાદનાર્થ નમસ્કારાત્મક મંગલ કર્તવ્ય છે, તેને અનુસરી, શ્રી મન્મહાગણુપતિ, મહેશ્વર, મહાવિષ્ણુ, ચિતિશક્તિરૂપા મહાકાલી મહાલક્ષ્મી મહાસરસ્વતિ વગેરે અનંત અનેક દિવ્યશક્તિ, ભગવાન સૂર્ય, મારૂની, અનસુયા અત્રિથી સંભુત ભગવાન સદ્ગુરૂ દત્તાત્રય, વગેરે અનેક દૈવી સ્વરૂપોથી પ્રતીત થઇ શોભતા અનંત બ્રહ્માંડાધિષ્ઠાનરૂપ સર્વાંતર્યામિ સદ્ગુરૂ પરમાત્માજ છે તે પ્રભુને, કરાયલા પ્રણામ છે તે સર્વ મંગલકર હોવાથી, શિષ્ટાચાર પ્રમાણે કરાતિ પ્રવૃતિ સફળ છે.

हरिः ॐ नमो भगवते वासुदेवाय

श्री सद्गुरवे परमात्मने नमः



# જ્ઞાન સૂર્યોદય—ઉત્તરાર્ધ.



## અથ જ્ઞાનયોગ.

દોહરા :—જ્ઞાનસૂર્યના ઉદયથી, અસ્ત થાય અજ્ઞાન;
પરમ તત્વ નિજ રૂપમાં, સમે જ્ઞાન પણુ ભાન. ૧
ઉદય અસ્તની કલ્પના, અધ્યારોપ્ અપવાદ;
ખોવાતાં સઘળૂં ગયું, કોણુ કહે તે સ્વાદ. ૨

અપરોક્ષ જ્ઞાનરૂપ સૂર્ય ઉદય થતાં, પરોક્ષ જ્ઞાનરૂપ શ્રુતિઓ (सत्यं ज्ञानमनंतं ब्रह्म ॥ प्रज्ञानमानंदं ब्रह्म ॥ વગેરે) રૂપ પેહરેગીરો સુઇ જાય છે. કામ ક્રોધાદિ ચોરો છુપાઇ જાય છે. ઇંદ્રિઓરૂપ તારા ઝાંખા પડે છે. મનરૂપ ચંદ્ર નિસ્તેજ થાય છે. પ્રત્યગભિન્ન બ્રહ્મમાં હુંપણાંની બુદ્ધિ સુસ્થિર થઇ જતાં અભય પ્રાપ્ત થાય છે. બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્ગુરૂ સમિપ

ફળ પુષ્પાદિ ભેટ સામગ્રી લઇને જઇ, સવિનય સપ્રેમ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી શર્ણું ગ્રહણ કરી, ત્યાં અમુક કાળ–નિવાસ કરી ગુરૂ શુશ્રૂષા કરવાથી અંતઃકરણની શુદ્ધિ થયે સદ્ગુરૂ કૃપા થાય છે; ત્યારે પરમાત્મ પ્રસાદ પણ પ્રાપ્ત થવાથી અજ્ઞાન પડદો (અવિદ્યારૂપ આવર્ણું) છેદાઈ ભેદાઇ જાય છે તેજ ક્ષણે જ્ઞાનરૂપ આત્માનો અપરોક્ષ સાક્ષાત્કાર થવાથી શાશ્વતિ શાંતિ પ્રાપ્ત થતાં સર્વ કર્તવ્ય કર્મ વિરમી જાય છે (કર્તવ્ય કંઈ રહેતું નથી).

सर्वं कर्माखिलंपार्थ ज्ञानेपरिसमाप्यते ॥ (ગીતા)

વળી શ્રુતિ પણ તેજ કહે છે કે,—

भिद्यते हृदयग्रंथि श्छिद्यंते सर्वे संशयाः ॥

क्षीयंते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥

કોઇ યોગ ભ્રષ્ટ પુણ્યાત્માને એકાગ્રતારૂપ તપથી પણ (ગુરૂ ઉપદેશ વગર) અંતરાત્મ સ્ફુર્ણુથી પ્રકાશ થઇ જ્ઞાન થાય છે. જેમ નિવૃત્તિનાથને, નરસીંહ મહેતા વગેરેને થયું હતું; પરંતુ તે અપવાદરૂપે ક્વચિત્ કોઇનેજ.

એક ચારણને ત્યાં ૯ ભેંસ અને એક પાડો હતાં. રાત્રે ચોર આવ્યા તે બધાં ચોરી ગયાં. ચારણે માનતા માની કે મારી બધી ભેંસો અને પાડો જડશે તો પાડો દેવીને ચડાવીશ. ચોરે પણ તેવુંજ માનતા લઈ માન્યું કે, જો પકડાઇશું નહીં અને બધાં પચશે તો પાડો દેવીને ચડાવીશું. બેહુ રીતે પાડો તો મરવાનોજ. તેમ, ભક્તિ કરો અગર જ્ઞાન મેળવો. બેહુ પ્રકારે પાંચ ઇંદ્રિ (જ્ઞાનેંદ્રિપંચક) અને ચાર અંતઃકર્ણુ રાખી અભિમાનરૂપ પાડો તો મરવાનોજ છે. અર્થાત, ભક્તિ કે જ્ઞાન ગમે તે માર્ગે જાવ, તો પણ તે ચિદાભાસ જીવી શકે તેમ નથી. અસદભિમાન બંધનનો હેતુ છે, ને સત્ અભિમાન છે તે મુક્તિનો હેતુ છતે, તે પણ છેલ્લે દેહદ્રશ્યાદદ્વૈતનું ભાન ભુલાવી પોતે મરે છે; તેથી ત્યાં સુધી ब्रह्मैवाहम् (બ્રહ્મજ હું છું) એવું ઇચ્છવા યોગ્ય છે. પગમાં કાંટો ભાંગ્યો હોય તો તે કાઢવાને લીધેલો કાંટો પણ, ભાંગેલો કાંટો નિકળી જાય તે સાથેજ, ફેંકી દેવાનો છે. નિર્મળી છે તે ઘસીને જળમાં નાખવાથી જળમાંનો મેલ બધો નીચે બેસાડી

દઇ અંતે પોતે પણ તળીએ જઈ બેસે છે—નિર્મળ જળ માત્ર દેખાય છે. તેમ, સત્ અભિમાનરૂપ सोहम्, शिवोहं, ब्रह्मैवाहम्, ओमहं, सच्चिदानंदोहम्, ભાવનાથી દેહોહં જીવોહં મનુષ્યોહં અમુક નામ ગોત્ર કુલોત્પન્નોહમ, વગેરે અસત્ અભિમાનરૂપ વિકાર દુર થઇ જાય છે. અને છેવટે સમસર્વત્ર અખંડ જ્ઞાનઘન ચૈતન્ય તત્વજ હું સ્વયંસિદ્ધ પૂર્ણ છું, અને દેહ જગત વગેરે ભ્રાંતિજન્ય પ્રતીતિ મિથ્યા છે, એવો પાકો નિશ્ચય થઇ અનુભવ પ્રકટતાં તે ભાવના પણ શાંત થઇ જાય છે અને નિર્વિકલ્પ સમ શાન્ત જ્ઞાન મય સુખ સ્વરૂપેજ સ્થિત થાય છે.

क्षणं ब्रह्माहमस्मीति यः कुर्यादात्मचिंतनं ॥
समहापातकंहन्ति तमः सूर्योदये यथा ॥

નિરાકાર—રૂપ રહિત પરમાત્મામાંથીજ અથવા તેમાંજ અનેક પ્રકારનાં રૂપની પ્રતીતિ થાય છે અને પુનઃ તે સાકારપણું-રૂપ છે તે નિરાકારમાંજ સમાય છે. કપુર છે તે આકૃતિવાળી અનેક ગોટી—ચોરસાં વગેરે રૂપે દેખાય છે. કપુરનો ઘડો બનાવ્યો તો તે ઘટરૂપ દેખાય છે પણ તે બધા ઘાટ આકાશરૂપજ છે. આકાર પ્રત્યક્ષ દેખાતાં છતાં થોડા કાળમાં આકાશરૂપજ થઇ રહે છે. આકૃતિની પ્રતીતિ થતી નથી. તેજ રીતે બરફના ઘડા ગાય પથરા ગાંગડા વગેરેનું છે. તેજ રીતે ખાંડનાં અનેક પ્રકારનાં રમકડાં વિશે પણ સમજવું. બરફ જળરૂપજ હતું, બરફરૂપે પણ જળજ છે, અને પીગળીને પણ જળજ થાય છે. રમકડાં ખાંડરૂપ—રસરૂપ હતાં, પ્રતીતી કાળે પણ મિષ્ટતારૂપ રસમય છે, અંતે પણ ખાંડ-રૂપજ છે. તેમ, सर्वं खल्विदं ब्रह्म नेहनानास्ति किंचन આ સર્વ બ્રહ્મજ છે, આ અનેકરૂપ—દ્વૈત ભ્રાંતિથી જે કંઇ દેખાય છે તે કાંઇજ **નથી.** એવાં દ્રઢ અપરોક્ષ જ્ઞાનરૂપ દિવ્યદ્રષ્ટિવાળાને તેમજ દેહ-દ્રષ્ટિવાળા અજ્ઞાનીજનોને પ્રારબ્ધ તો ભોગવવુંજ પડે છે. તેમાં અજ્ઞાની રડી રડીને ભોગવે છે, ને જ્ઞાની આનંદથી અસંગપણે રહી ભોગવી છુટે છે. જેમ, કલેકટરે અથવા પોલીસે ડુમસ સુધી વેઠીઆ પકડ્યા. તેમાં અજ્ઞાન વેઠીઆ પેટ કુટયા કરે છે—બડ-બડાટ કરતા રહે છે કે હજી ડુમસ ક્યારે આવશે. બીજો ધીરજ

વાળો કહે છે-સમજે છે કે, હમણાં ડુમસ આવશે કે પોટલું ઝીકી મુક્ત થઈ ચાલ્યા જશું, તેથી વેહેલો હીંડે છે.

જે કર્તવ્ય હાથમાં લીધું તેને પેલેપાર નિકળી જવું ત્યાં સુધી વિરમવું નહીં. મનુષ્ય શરીર છે તે મોક્ષનું દ્વાર છે. અનેક યોનિઓમાં ભ્રમણ કરી કરી વિષય કાદવ ખુબ રગડી રગડી પુણ્ય પ્રભાવે ઉત્તમ દેહ મળ્યો તે તો માત્ર ભવબંધન ત્રોડવાનેજ-સંસાર સિંધુ તરવાનેજ-નિજસત્ય સ્વરૂપમાં સમવાનેજ-મુક્ત થવાનેજ માટે છે. અર્થાત આ દેહમાં તો એજ મુખ્ય ખાસ કર્તવ્ય છે. તે કરીએ નહીં અને બાજી હારી જઇને પાછા ચાલ્યા જઈએ તો ગાળ ખમવી પડે છે. શ્રુતિમાતા તેવા જીવોને આત્મહા આત્મઘાતી કહે છે. વળી કહે છે કે, વિષયલાલસાથી લુબ્ધ થઇ વાડી ગાડી લાડી પુત્ર પૌત્ર બાગ ફાગના વૈભવોમાં અહંમમત્વરૂપ દ્રઢ પાસથી બંધાઈ રહી અજ્ઞાનાવૃત દ્રષ્ટિથી આ સંસારમાંજ મોહપામી રહ્યો છે તે જન્મ મર્ણથી છુટી શકતો નથી. मृत्योः समृत्युमाप्नोति यइह नानेव पश्यति ॥ (ઉપાનષત્). સંસાર વ્યવહારનો જે પ્રેમ છે તે, સ્ત્રી પુત્ર પતિ પત્નિ માતા પિતા મિત્ર વગેરેમાં જે પ્રેમ છે તે, પ્રભુપરનો પ્રેમ શિખવાને સારૂજ છે. જેમ ડેમિ ઉપર પ્રથમ તારનું કામ શિખવા સારૂ તેના પર હાથ ઠેરવાય છે. તે પર હાથ ઠરે ત્યારે ખરા તાર પર હાથ ચાલી શકે છે—ત્યાં હાથ ઠરે છે. તેમ, સાંસારિક પ્રેમ છે તે પરમાત્મ પ્રત્યે કરવાના પારમાર્થિક પ્રેમને શિખવનારો-સૂચક છે; તેમાં અટકી રહી તેમાંજ દટાઇ રહેવાને માટે નથી. શાસ્ત્રની મર્યાદા, ધર્મ કર્મની શ્રેણી, વર્ણાશ્રમ મર્યાદા અથવા ક્રમ પદ્ધતિ જે બાંધી છે તે પ્રવૃતિ કરાવી તેમાંથી નિવૃત્તિમાં લઇ જઇને પોતાનું મૂળ સ્વરૂપ સમજાવી ભવબંધથી મુક્ત કરવાના હેતુથીજ છે. બ્રહ્મચર્ય આશ્રમમાં વિદ્યાસંપાદન કરી, ગ્રહસ્થ બની પ્રજા ઉત્પત્તિ કરી તથા તેમાં યજ્ઞદાન, અતિથી સત્કાર, આશ્રિતોનું લાલન પાલન, સંત મહાત્માનો સત્કાર, વગેરે કરી પરવારી, વાનપ્રસ્થાવસ્થામાં એકાંત સેવન કરવાનો હેતુ એજ છે કે, તેમાં સ્થૂળ દેહના ભોગ ત્યાગ થાય છે. એકાંત વાસ કરે ત્યાં સાત્વિક અન્નભિક્ષા મળવા સંભવ. ભજીઆં શ્રીખંડ લાડુ બીરંજ રાયતાં ચટણી ચટાકા

પાપડ વડી વગેરે ત્યાં મળવાનો અસંભવ. તેથી તે તેમજ સ્ત્રી પુત્રાદિ વગેરે તરફથી પણ સ્થુળ દેહને જે ભોગો મળે તે ત્યાં ન હોવાથી તેનો પણ અસંભવ. અને અહર્નિશ અખંડ હરિચિંત્વનાભ્યાસથી સૂક્ષ્મ દેહના ભોગ ત્યાગ થાય છે. અર્થાત્ સંસારના બીજા વિચારો–સ્ફુરણોને બદલે ભગવત ચિંતવન થતું રહે છે. અને પછી નિર્વિકલ્પાવસ્થા સેવવાથી કારણ દેહના ભોગ ત્યાગ થાય છે. અર્થાત્ જેમાં સંકલ્પ માત્ર ભોગ હોય છે તે સંપ્રજ્ઞાત સમાધિ છે તે ( સંકલ્પ ) નો ત્યાગ થતાં નિર્વિકલ્પ સમાધિ થાય છે.

આત્મરૂપ નદીથી બધાં તીર્થોની ઉત્પત્તિ છે, પાપોના નાશ માટે બધાં તીર્થોમાં સ્નાન કરે તેથી પાપ માત્રનું મૂળ જે અજ્ઞાન છે તે નાશ થતું નથી. જેમ વૃક્ષનું થડ–મૂળ રહેવા દઇને, પત્ર ડાંખળી શાખા વગેરે તોડી કાપી નાખવાથી મૂળમાંથી પાછા અંકુર નિકળી ફેલાય છે. તેમ બીજાં બાહ્ય તીર્થોમાં સ્નાનાદિથી અનેક પાપ નાશ થાય છે પણ થડ રૂપ મૂળ અજ્ઞાન કાયમ રહેવાથી પાછા અંકુર નિકળવા સંભવ છે. માટે મૂળ ( અજ્ઞાન ) સહિત પાપરૂપ શાખા પત્રાદિનો ઉચ્છેદ તો આત્મનદી–આત્મતીર્થજ કરે છે. તેમાં સ્નાન કરવું જોઇએ. તે આત્મ નદીને બે કીનારા છે. વૈરાગ અને જ્ઞાન. તે નદી, આનંદરૂપ જળથી પૂર્ણ છે. સત્યાવહા એટલે સત્ય ભાષણરૂપ વેગથી વહી જાય છે. શમદમાદિ કમળોથી તેની શોભા છે. યમ નિયમાદિરૂપ મગરો–મચ્છો તેમાં રહે છે. મનરૂપી પુરૂષ એ નદીમાં પડે છે તો મગર ખેંચીને આનંદ જળમાં ડુબાવી દે છે. સારસાદિ પક્ષી સ્થાનાપન્ન પરમહંસો તેના તટપર કલ્લોલ કરે છે. એવી નદીમાં સ્નાન કરવું જરૂર છે તે શી રીતે થાય ? સંતોના સમાગમથી થાય છે. સત્સંગ સેવ્યાથી ઉપદેશ મળ્યા કરે છે તેથી આત્મામાં તદાકારતા થાય છે. એજ સ્નાન છે.

ફલ વિહંગમ ન્યાય–એટલે, વૃક્ષ ઉપરથી પક્ષીઓ ફળ ખાય છે તે સેહેલથી ઉડવાનાં સ્વાભાવિક બળથી ખાય છે તેમાં તેને વધુ શ્રમ પડતો નથી. અને ફલ પુરૂષ ન્યાય–એટલે, મનુષ્યો, કીડી, મંકોડા, વગેરે તો તે ઝાડ ઉપર ચઢે, પ્રયત્ન કરે, ત્યાં પોંચે, તે ફળ લે, ત્યારે ખાઇ શકે. તેમ અધિકાર પ્રમાણે પરમાત્મ

પ્રાપ્તરૂપ ફળ મળે છે. ગંગા નદી જેવી સરળ વહેતી સમુદ્રને મળે છે. બીજી વક્ર વગેરે ચાલી ગંગા જેવી ને મળી તે દ્વારા સમુદ્રને મળે છે. વેદાંતનો વિચાર અધ્યયનથી, પરમાત્મ સ્વરૂપ (ફળ)ની સાક્ષાત્પ્રાપ્તિ થાય છે. અને બીજા કર્મ માર્ગ વગેરેનું અવલંબન કરનારાને અંતઃકરણની શુદ્ધિ દ્વારા થાય છે. તેનું શું કારણ? ऋचीनां वैचित्र्यात् જુદા જુદા પ્રકારની રૂચીઓને લીધે. તે રૂચી શાથી થાય છે? કર્માનુસાર વાસનાથી તેવી રૂચી ઉપજે છે. પશુપતિ મત, સાંખ્ય, યોગ, ભક્તિ, વગેરેમાં કર્મ પ્રમાણે રૂચિ થાય છે. વેદાંત છે તે સરળ માર્ગ છે, એમ જણાતાં છતાં, કુટિલ માર્ગને સરળ માની અવલંબન કરે છે, તોપણ नृणां एको गम्यः પુરૂષોને પ્રાપ્તવ્ય (ગમ્ય) તો એકજ સ્થાન (પરમાત્મા) છે. જડ પદાર્થના સંબંધથી–દેહાધ્યાસને લીધે ભ્રમ થયો તેણે આત્મ સ્વરૂપ ભુલાયું, તેનું પુનઃ સ્મર્ણ થવા સારૂ સત્સંગ સેવીને ભ્રાંતિ પડળ કાઢી નાખવાની જરૂર છે. પૂર્વ જન્મના યોગી–અભ્યાસી જેઓ હોય છે તેઓ પૂર્વે કહેલાં પક્ષીની માફક સેહેલથી આત્માનુભવ રૂપ ફળનું આસ્વાદન લઇ શકે છે, પણ જેઓ તેવા નથી તેમણે ક્રમ પૂર્વક સાધન સંપન્ન બની સદ્ગુરૂ સેવી, સંત મહાત્મા સદ્ગુરૂ અને પરમાત્માની કૃપા મેળવી નિઃસંકલ્પ થવા પ્રયત્ન પૂર્વક પ્રણવની સપ્રેમ સતત ઉપાસના કરી, તત્વમસિ મહાવાક્યનો એકાંતમાં વિચાર કરવો. અને सोहम् शिवोहं એવો દ્રઢ અપરોક્ષ થતાં પર્યંત અટકવું નહીં એજ મનુષ્ય જન્મનું ખરૂં કર્તવ્ય છે.

निर्वित्तः सर्वतत्वज्ञः काम क्रोध विवर्जितः ॥
ध्यानस्थ तुल्य मृत्कांचन् मुनिरेव स उच्यते ॥

નિર્વિત્ત અને સર્વ તત્વ જાણનાર કામ ક્રોધ રહિત ધ્યાનમાં મગ્ન, મટોડી કાંચન છે તુલ્ય જેને, એવાને મુનિ કહે છે. એવી સ્થિતીએ આવી આનંદ સ્વરૂપ આત્મ તત્વમાં વિશ્રાંતિ લેતાં સુધી સતત પ્રયત્ન સેવતા રહેવું, એજ વાસ્તવિક કર્તવ્ય છે.

અદ્વૈત છે તે અસલ છે, દ્વૈત છે તે તેની નકલ છે. નકલ પરથીજ અસલ ઓળખાય છે, પછી નકલ નકામી પડે છે, ને છેવટે અસલપણ કહેવાનું રહેતું નથી; કેમકે દ્વૈત છે તે અદ્વૈતનું

કાર્ય છે, જેમ, ચાંદી કારણ છે અને તેનું કાર્ય એ આની, પાવલી, અડધા, રૂપીઆ, તોડા, કુલ્લ તોડા, સાંકળાં વગેરે છે. તે એઆની પાવલી વગેરેને દ્વૈત કહે છે, અને ચાંદીને અદ્વૈત કહે છે. તાત્પર્ય કે દ્વૈત છે તે અદ્વૈત છે, બીજું કશુંજ નથી.

સુવર્ણ અને ભૂષણ, એ દ્રષ્ટાંતમાં ઘણા વાદ છે. વિવર્તવાદ=સુવર્ણજ છે છતાં તેમાં ભૂષણોની કલ્પના થાય છે, તે છતાં તે છે તો સુવર્ણજ. પરિણામ વાદ=સુવર્ણનું પરિણામ તે અલંકારાદિ થયું. એમ પણ કહે છે. અજાતવાદ=સુવર્ણમાં ભૂષણ કલ્પના ઉડી જવાથી–સુવર્ણ દ્દષ્ટિ કાયમ થવાથી ભૂષણોરૂપ આકાર વિકાર થયુંજ નથી, એમ થાય છે તે અજાતવાદ. કારણથી કાર્ય ભિન્ન છેજ નહિં. પરિણામવાદ છે તે અધ્યારોપ છે, અને વિવર્તવાદ છે તે અપવાદ છે. સુવર્ણ જાણ્યા પછી અલંકારાદિ આકાર જાણવાની જરૂર નથી તેમ બ્રહ્મ જાણ્યા પછી આકાશાદિ જાણવાની જરૂર નથી. એકના જ્ઞાનથી (જગતાદિ) સર્વ જાણવામાં આવે છે. एकेनमृत पिंडेन એ શ્રુતિ પ્રમાણે એક મૃત્તિકાના પિંડનું જ્ઞાન થવાથી ઘડા ગાગર કોઠી કોડીયાં વગેરેનું જ્ઞાન થાય છે. અર્થાત્ मृत्तिकेत्येव सत्यं મૃત્તિકાજ સત્ય છે એમ સમજાય છે. પરમાર્થથી કાર્ય કારણનો ભેદ નથી, તેમ ભોગ્ય ભોક્તા નથી. ઘટાકાશ મહદાકાશ અભેદ છે, તેમ જીવ બ્રહ્મનો અભેદ છે. ઘટ રૂપ ઉપાધિનેજ ખસેડી તો મહદાકાશજ છે. બાધ સામાનાધિકરણ નથી, પણ મુખ્ય સામાનાધિકરણ છે. જીવ ઇશ્વર છે તે, સર્વજ્ઞ અલ્પજ્ઞાદિ ઉપાધથી કાલ્પત છે. ઘટ અને મઠ ઉપાધિથી કલ્પિત હોવાથી ઘટાકાશ મઠાકાશ કહો છો, પણ ઉપાધિને ખસેડીને જોશો તો આકાશજ છે. તેમ, અલ્પ અને સર્વ એવી જીવ ઇશની ઉપાધિ ખસેડીને જોતાં જ્ઞની તો એકતાજ છે, અર્થાત્ જ્ઞાન માત્ર–ચિન્માત્ર સત્તા અભેદ એક રસ છે. એકજ વૃક્ષ છે પણ તેની શાખા ભેદ અનેક છે. સમુદ્ર એક છે તેમાં ફેન, તરંગ જુદ જુદા, લેહેરી, વગેરેથી કલ્પાતા ભેદ અનેક છે, તે વ્યવહાર દૃષ્ટિએ ભેદ કલ્પાય છે પણ પરમાર્થ-વાસ્તવ દ્રષ્ટિથી તો અભેદ એકજ સત્ય છે. કાર્ય પણ કારણની માફક સત્ય છે, એવું કથન વ્યવહાર દ્રષ્ટિએ બનતું નથી.

मृत्तिकेत्येव सत्यं એમ કહીને કાર્યનું સત્યત્વ વારે છે-કારણનેજ સત્ય કહે છે. બ્રહ્મભાવ દૃઢ થશે ત્યારે જીવભાવ ઉડી જશે. જીવ છે તે બ્રહ્મજ છે (ઘટાકાશ છે તેજ મહદાકાશ છે તદ્વત્) તેથીજ तत्वमसि મહાવાકય શ્રુતિ સ્વત: સિદ્ધ કહે છે કે, તે બ્રહ્મ તું છે. કોઇ અવસ્થા વિશેષ નથી કહેતી. મર્ણ છે તે જ્ઞાની અજ્ઞાની બેહુને સમાન છે. પણ મિથ્યાત્મા (શરીર) માં અભિસંધિ-અહં બુદ્ધિ હોવાને લીધે અજ્ઞાની જન્મે છે. અને જ્ઞાનીને આત્મતત્વમાં-જ અહંબુદ્ધિ છે તેથી તેનો પુન: જન્મ થતો નથી.

मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति=જે આ જગતમાં નાના-ભેદ જુવે છે તે મૃત્યુ પામ્યા જ કરે છે. સમ્યક જ્ઞાનથીજ મોક્ષ થાય છે. ऋते ज्ञानान्न मुक्तिः તથા ज्ञानादेव हि मुक्ति स्यात् नान्यथा विरवंदिनी ॥ અર્થાત્ જ્ઞાનથીજ મોક્ષ થાય છે. બીજો કોઇ ઉપાય નથી. કુવામાં વાઘે જોયું તો બીજો વાઘ દીઠો. તેની સાથે યુદ્ધ કરવાને અંદર કુદી પડયો તેથી મૃત્યુ થયું. પ્રતિબિંબિત ખોટા વાઘથી મૃત્યું થયું તે તો સાચું થયું. તેમ કાર્ય બધું અસત્ય કહેવાથી વેદ શાસ્ત્ર સંત વગેરે બધું ભલે અસત્ય હો, પરંતુ તેનાથી જ્ઞાન થઇને મોક્ષ થશે તે તો સાચોજ. શાસ્ત્રો વગેરે કાર્ય માત્ર બધું અસત્ છે તેનાથી જ્ઞાન શી રીતે સાચું થશે? એમ પુછે તેનેજ પુછવું કે, ભાઇ! તમે બ્રહ્મ જ્ઞાન થયા પહેલાં આ પ્રશ્ન પુછો છો, કે થયા પછી પુછો છો? જો જ્ઞાન થયા પછી પુછતા હો, તો, જ્ઞાન થયા પછી તો ભલે સત્ રહો અગર તો ભલે મિથ્યા રહો, તેનું તમારે પ્રયોજનજ નથી રહેતું. અને જ્ઞાન થયા પહેલાં પુછતા હો, તો જ્ઞાન થયા પહેલાં એવો પ્રશ્નજ કરાય નહીં. ભાઇ! જાગ્યા પછી સ્વપ્ન ખોટું છે, સ્વપ્નકાળે સ્વપ્ન ખોટું નથી. જ્યાં સુધી એકત્વનું -અભેદ જ્ઞાન થયું નથી, ત્યાં સુધી નાનાત્વ (ભેદ) મિથ્યા થઈ શકતું નથી. નાનાત્વ-અનેકપણું-ભેદ તો સર્વને જાણીતું થઇજ રહેલું છે, તેમાં વેદ શાસ્ત્રાદિની શી જરૂર હતી! પરંતુ એકત્વ બતાવવા સારૂજ જરૂર છે. તેથી વેદ શાસ્ત્ર ગુરૂ દ્વારા યથાર્થ સમ્યકજ્ઞાન થયા પછી તેની જરૂર રહેતી નથી; કેમકે નાનાત્વ -ભેદ રહેતો નથી, તેમ એકત્વ પણ કહેવાનું રહેતું નથી. વૃત્તિ

રૂપ જ્ઞાન કણિકા–અરફ કણિકા હતી તેનો બ્રહ્માનંદરૂપ અનંત જ્ઞાનામૃત સાગરમાં વિલય થઈ જવાથી (અત્યંતાભાવનો અનુભવ થવાથી સ્વયં સિધ્ધ સ્વપ્રકાશ અખંડ એક રસ સ્વરૂપે રહે છે. આત્માનુભવ જેણે કીધો છે તેજ તેનો સ્વાદ–આનંદ જાણે છે પણ વાણીથી કહી શકાતો નથી. અંતમાં તે અભેદ ઐક્યત્વને પામીરહે છે. જેમ, મીઠાંની પુતળી સમુદ્રનું માપ કાઢવા ગઇ, તે જેમ જેમ પ્રવેશતી ગઇ તેટલો કાળ સુઝયું તેવું કહેતી ગઇ, પણ મસ્તક પણ ખુડયું–પુરી પીગળી ગઇ કે કહેવાનું સમ્યું અને કહેનારી પણ ગેબ થઈ–સમુદ્રરૂપ થઇ ગઇ. જગથી ઉમજ થયલી ત્યાંજ પાછી જતાં જળરૂપ બની રહી. પછી આટલું પાણી તો મ્હારૂં ને આટલું તો સમુદ્રનું છે, એવું કહેવાનું રહ્યું નહીં–ભેદ ગયો. પરંતુ મરજીવા હોય [મરીને જીવવાની હીંમતવાળા હોય] તેવાજ એ મોજ લઇ શકે છે. દ્રષ્ટાંત:–એક મોટો ઉંડાં પાણીનો જળાશય [કુવો–સમુદ્ર–દરો, ગમે તે સમજો] હતો તેમાં સુંદર નીતરાં પાણી હતાં. તેમાં અમૂલ્ય મણી પડયો છે. ઉપર કીનારે ઉભેલા લોક અનેક વાતોથી સ્હોરબકોર કરી રહ્યા છે પણ તેમાં કુદી પડી તે લાવવા કોઇની હિંમત થતી નથી. દ્રઢ નિશ્ચય વાળો ખરો આગ્રહી કોઈ આવ્યો તેણે તો જરૂર લાવવું, એવો દ્રઢ નિશ્ચય કરી ઝંપલાવ્યું. બહાર રહેલા કહે છે કે મણી કેવું છે તે હમને કહેજે. પેલો વીરતો ગયો ઊંડો. ડુબકી મારી મણીતો લીધું, પણ બહારના લોક પુછવાની બુમો પાડી રહ્યા છે તેને શી રીતે પાણીમાં રહ્યો છતો તે કહી શકે ?! પણ ચિંતામણિનો સ્વભાવ હતો કે ઇચ્છે તેમ તરત થાય. તેથી પેલાએ વિચાર્યું કે ઉપર લોક ઠરવા દેવાના નથી, ને વીંટી વળશે. તેમાં ચોર ઠગારા વખતે ઝપટ મારી લઈ પણ ન્હાસે તેથી પ્રભુ કૃપાથી એ મણી સાથે મારાં સ્વધામે [ઘેર] ગુપ્ત રીતે પોંચી રહેવાય તો સુખી થવાય. મણી તેના હાથમા આવતાં મલકાતો મલકાતો ઘરની દેવપૂજાની એકાંત જગાનું સ્મણું કરતાં ત્યાંજ આવી રહેલો જોયો. લોકોએ જાણ્યું કે ગેબ થઇ ગયો. કેટલાક કહે અથાગ પાણી છે, જે જાય તે પાછો શાનો આવે. એતો ગયો–ગેબ. કેટલાક કહે નીરાંતે બેઠો હશે. આપણે બધા કાયર કરીએ તેથી વેરાઈ ગયા બાદ નિકળશે. એમ

આદી થાકી લોક વેરાઇ ગયા. તે વીર મહાત્માએ સિદ્ધસંકલ્પ મોટો ત્રિલોક પતિ જેવો સ્વતંત્રપણે વિચરવા લાગ્યો. તેનાં તેજસામું જોઇ ક્ષુદ્ર લોક તેને કંઇ પણ કહેવા હિંમત કરી શકતા નથી. ખરા સુજ્ઞ કોઇ પુછે છે તો યોગ્ય ઉત્તર આપે છે.

તાત્પર્ય કે, આત્મતત્વ રૂપ ચિંતામણી હૃદય પ્રદેશમાં ચિત્ત રૂપ જળાશયમાં [અથવા સંસાર સમુદ્રમાં] અત્યંત ઊંડો પડયેલ છે. પણ શિરને સાટે–માથું મુકીને જે જાય તે પામે છે. આ પ્રાપ્ત મૃગજળ ઝાંઝવાનાં નીર જેવો આ સંસાર અને તેના વિષયોનો મોહ છોડી–ભૂતાકાશને ભેદી ચિત્તાકાશ પ્રદેશમાં જાય, પછી સંકલ્પ જાળ કાપીનાખી નિઃસંકલ્પ સ્થિતીએ જવા રૂપ ચિત્તાકાશને ભેદી આગળ ઊંડો વહ્યો જાય ત્યારે ચિદાકાશના મહા વિશાળ અનંત પ્રદેશમાં પોંચતાં આત્મ મણિ હાથે–બ્રહ્માત્મૈક્ય સમજાય છે. ત્યારે નિરપાધિક જીવન્મુક્તિ સુખને અનુભવતો યથેચ્છ વિહરે છે. જે મુમુક્ષુ નમ્રભાવથી અહં મમત્વરૂપ શ્રીફળ લાવી તેના ચરણમાં સમર્પે છે તેની સાથે પોતાને પ્રાપ્ત અનુભવ વિધી, તે નિર્વાણપદને વાણીના શબ્દની રચના રૂપ ઉપદેશ દ્વારા, શાખા ચંદ્રન્યાયે, વાત કરી તેના ભવાટવિ ભયને ટાળે છે, અને નિરંતર સુપ્રસન્ન રહે છે

કોઇના પગમાં કાંટો ભાંગ્યો હોય અને તે એમ કહે, કે શું અમે કમજોર છીએ. એમ કહી કોદાળી પાવડો કુહાડો લઇ કાંટો કાઢવા બેસે, તો શું અવસ્થા થાય તે સુજ્ઞજનોએ વિચારી લેવું. પણ કાંટો સોય કે ચીપીયો લઇ કાઢે તો નિકળેજ. તેમ, એ દિવ્યજ્ઞાન અતિ સૂક્ષ્મ છે, તેને માટે સૂક્ષ્મબુદ્ધિ જોઇએ, જાડી બુદ્ધિથી કામ ન થાય.

दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥

વ્યવહારમાં પુરૂષાર્થ કરવાથી અથવા નહીં કરવાથી પ્રારબ્ધકર્મ પ્રમાણે યથાકાળે જે સુખ દુઃખરૂપ ફળ મળવાનું નિર્માણ થયલું હોય છે તે તો ફળપ્રદાતા સત્તાદ્વારા મળ્યાજ કરે છે. તેથી જે પ્રયત્ન કરવામાં પ્રવૃત્તિ થાય છે તો તેનું તે પ્રારબ્ધ કર્મજ એવા પ્રકારનું છે કે તે અમુક પ્રયત્ન કરેજ, અને તે દ્વારા ફળ મળવાનું તે મળે. પરંતુ જે બેઠા રહે છે એવા જ્ઞાની અજ્ઞાની સર્વને પરેચ્છાથી અગર અકસ્માત દૈવયોગથી નહીં ધારેલો લાભ, જેવો કે દ્રવ્ય

સંપત્તિ, સ્ત્રી ઘર વાડી બંગલા વગેરે, આવી મળે છે. માટે શ્રી મહામુનિ વસિષ્ઠના અભિપ્રાય* પ્રમાણે સાંસારિક ભોગ તો યત્ન કરવાથી અથવા ન કરવાથી મળવાના હશે તે મળશેજ, પણ આત્મ સાક્ષાત્કાર માટે તો વિવેક વૈરાગ શમદમાદિ સાધન સંપત્તિ મેળવવાને ખાસ પુરૂષ પ્રયત્નની જરૂર છે. એ પ્રકારે સાધન સંપન્ન થઇ બ્રહ્માત્મૈકયનો અનુભવ કરી જેઓ તૃપ્ત થઇ રહ્યા છે તે શુદ્ધ સત્વસંપન્ન મહાત્મા, ભલે સ્વઇચ્છાથી વિચરે, ઇચ્છા રહિત થઇ વિહરે, અથવા પરેચ્છાથી પ્રારબ્ધ ભોગવીલે. એ સંબંધમાં એક મહાત્માનું દ્રષ્ટાંત આપવામાં આવે છેઃ—

એક મુમુક્ષુ હરિજન ધારી રહેલો કે કોઇ મારી મરજી લાયક મહાત્મા મળી જાય તો તેને હું ગુરૂ કરૂં. અંગ્રેજીમાં કહેવત છે કે *Where there is a will, there is a way* [જ્યાં ઉત્કટ ઇચ્છા પ્રકટે છે ત્યાં તેને રસ્તો સુઝીઆવે છે-ઇષ્ટ મળે છે] તે પ્રમાણે, એક મહાત્મા સહજ સ્થિતીમાં, આ વિશ્વ ઉદ્યાનમાં, વિચરતા જોવામાં આવ્યા. પરીક્ષા કરવાના ઉદ્દેશથી તેમની પાસે આવી પ્રદક્ષણા કરી પગે લાગ્યો. ગુરૂ કહે, સચ્ચિદાનંદ સ્વરૂપોહં,

*भावितव्यं भवत्यव नारिकेळ फलाम्बुवत् ॥ गंतव्य मिवगंतव्यं गज भुक्त कपित्थवत् ॥१॥ अवश्यंभावि भावानां प्रतिकारो भवेद्यदि ॥ तदा दुःखे न लिप्येरन् नलराम युधिष्ठिरः ।२।

થવાનું તે થાય છેજ. જેમ નાળીએર છેક ઉંચે છતાં-વજ્ર જેવાં કાચલાં [પડ] છતાં તેમાં પાણી આવે છેજ. અને હાથી આખું કોઠું ગળી જાય છે તે ગુદાથી પાછું નિકળે છે ત્યારે તેવું આખું અણિશુદ્ધ નિચ્છિદ્ર છતાં તેમાનો ગર બીલકુલ બધો જતો રહે છે તેમ જે જવાનું તે જાય છેજ. જે અવશ્ય થવાનું છે તેને જો ટાળી શકાતું હોતે તો, નળરાજા, શ્રી રામચંદ્ર, અને યુધિષ્ઠીર જેવા સમર્થ સત્યવાદી જરા પણ દુઃખ આવવાજ નહીં દેતે-વનવાસ વગેરે દુઃખને મારી કાઢતેજ. તાત્પર્ય કે; એમજ છે તો પછી જ્ઞાનીજને એવાં આગંતુક સુખદુઃખથી હર્ષ શોક કર્તવ્ય નથી. એમ જાણીને तरति शोक मात्मवित् ॥ આત્મ વેત્તા શોકને તરે છે.

આનંદ રહો. પેલો કહે, કૃપા કરીને મારે ત્યાં ભિક્ષા માટે પધારશો? ગુરૂ કહે, બાપુ! જેમ તારી ઇચ્છા. બેહુ આવ્યા. ઘરમાં કોચ ઉપર સુંદર મસરૂની ગાદીપર બેસાડયા. થોડી વારમાં સ્ત્રી આવીને બોલી કે, ઉઠરે મુવા, કોના પલંગપર ગોઠવાયો છે. ખોટા વેશ લઇ લોકને ઠગવા આવ્યો છે. ગુરૂ કહે, યૂં બેટા! લે ઉઠા. આ ચાલ્યા. એટલે વળી સ્ત્રી અને પુરૂષ આવી કહે છે કે, ચાલો ચાલો મહારાજ ભિક્ષા કરવા. ગુરૂ કહે, યૂં! જેસી તેરી મરજી. વળી પાછા કોચ પર લાવી બેસાડયા. સુંદર ભોજનની થાળ પીરસી એટલે પાછી સ્ત્રી આવી તિરસ્કાર કરી કહે છે કે, ઉઠરે મુવા, મફતની ભિક્ષા લેવા આવ્યો છે. મારા ધણીના કોચ પરથી ઉઠ, જા અહીંથી. ગુરૂકહે યૂં! અચ્છા લે, ચલા. રસ્તે થોડે દૂર ગયા એટલે પાછાં બેહુજણા આવી પગે લાગ્યાં ને તેડી ગયાં. ભોજન કરવા બેસાડયા. એક ગ્રાસ ભર્યો એટલે બૈરી ઝપટ મારી બોલી કે, ઉઠરે, પીટયા, મારા ધણીનું મફત શાનો ખાઈ જાય છે. જા, કાળું કર. અચ્છા બેટા, ચલ્યા. વળી પગે લાગી માફ માગી તેડી લાવ્યાં. ગુરૂ કહે, જેસી તેરી મરજી. પછી જમાડયા, અને કોચ પર સુવાડયા. પછી બહુ બહુ ક્ષમા માગી બોલ્યાં કે, ગુરો! હમને કંઇ શ્યાપ દેવો જોઇએ. ગુરૂ કહે, મારા બાપ! હમે તો સર્વનુંજ ભલું ઇચ્છીએ. હમારા ઘરમાં ક્રોધ ક્યાંથી હોય?! ક્રોધ વગર શ્યાપ બનતો નથી. હમારી પાસે તો દયા, ક્ષમા, ધૈર્ય, શાંતિ, એવાંજ કરિયાણાં હોય. પછી તે સુજ્ઞ ભકતે તે ગુરૂને ૧૧ વર્ષ રાખ્યા. અને ખૂબ સેવા કરી પોતાનાં પાપ બાળી નાખ્યાં. રોજ ઉપદેશ સાંભળીને સ્વરૂપ સ્થિતી દ્રઢ કરી, અને દેહાંતે ગુરૂ કૃપા પ્રસાદથી વિદેહ કૈવલ્યને પામ્યો.

એક સન્યાસી કોઇ શ્રીમંત બ્રાહ્મણને ઘેર ભિક્ષા માટે આવ્યા. બ્રા૦ કહે, પધારો, આ ચોકમાં બેસો, રસોઈ તઇઆર છે પણ કઢી ઉકળવાની છે તે થાય પછી બેસાડું. સ્વામિ કહે, મારે એકાંત બેસવું છે, તથી એક લાકડાં ભરવાની ઓરડીમાં એકાંત બેસાડયા. સ્વામિને તો અહીં બેઠે સમાધિ લાગી ગઇ છે. ગૃહસ્થે લાકડાં લીધેલાં તે સીંચવાને મજુરો આવ્યા તેમણે તે ઓરડીમાં સીંચ્યાં. સ્વામિ તોં તંળીએ દંબાઇ રહ્યા. બીજે વરસે જેઠ મહીનો આવ્યો.

ત્યારે લાકડાં પુરાં થઇ રહેવા આવ્યાં ત્યારે ઓરડીમાં રહેલાં લાકડાં ખેંચી કાઢતાં ચાકરના હાથમાં પેલા દબાઇ રહેલા સન્યાસીનો ટાંટીઓ આવ્યો તે પકડી ખેંચી કાઢયા તો સ્વામિ દીઠા. ચાકરે જોયું કે ગયે સાલ એજ આવેલા, અને જમવાનો વખત થયલો ત્યારે સઉએ તપાસ કરેલી પણ મળ્યા નહીં તેથી બધાએ ધારેલું કે જતા રહ્યા. પણ આતો આમાં ચંપાઇ ગયા. અરર! શિવ શિવ! લોકો ભેગા થયા. એક ભક્ત બોલ્યો કે ભાઇઓ! સંત છે, તપાસ અને ખાત્રી કરીને બીજા વિચાર કરજો, કદાપિ સમાધિ ચઢાવી હશે. તે ઉપરથી માથે (તાળવે) માખણ ઘસ્યું તેથી નરમ થતાં સમાધિ ઉતરી, એટલે સ્વામિ બોલ્યા, અરે ભાઇ! કઢી થઇ કે? બ્રા૦ કહે, અરે ગુરો! કઢી કેવી, વરસ વીતી ગયું ને! પછી ખુબ સ્નાન પાન કરાવી થોડા દિવસ રાખી પ્રેમથી જમાડી વિદા કીધા.

તાત્પર્ય કે, હઠયોગનીજ ક્રિયા માત્રથી ભવ બંધ ત્રુટી પરમ પદ મોક્ષ મળતો નથી. રાજયોગથી એટલે યથાર્થ બ્રહ્માત્મૈક્ય જ્ઞાનથીજ મુક્તિ થાય છે, ज्ञानादेवहि मुक्तिस्यात् नान्यथा એ રીતે મુનિ યાજ્ઞવલ્કયે ગાર્ગી પ્રત્યે તથા મૈત્રેયીને અમૃતતત્વનો ઉપદેશ આપતાં કહેલું. શ્રુતિ પણ છે કે ऋते ज्ञानान्न मुक्तिः જ્ઞાન વગર મોક્ષ નથી. પરંતુ સાધન સંપન્ન સુક્ષ્મબુદ્ધિવાળાને અપરોક્ષ જ્ઞાન થાય છે. તેથી સ્થૂળ બુદ્ધિવાળા હઠથી તે પ્રાપ્ત કરવા હઠયોગને માર્ગે ચઢે છે. રાજયોગમાં પણ પ્રકારાંતરે હઠનો અમુક ભાગ આવી જાય છે ખરો, પણ તાત્પર્ય એજ છે કે, વાસનાક્ષય, મનોનાશ, અને અધ્યાત્મજ્ઞાન થયે મોક્ષ માટે શંકાને અવકાશ રહેતો નથી. એ ત્રણે એક એકના હેતુ ભૂત છે. માત્ર હઠથીજ સમાધિ સુધી જનાર, જે સંકલ્પ બીજ લઇને સમાધિમાં જાય છે તેજ લઇને પાછો આવે છે. માટે નિઃસંકલ્પ એવી અસંપ્રજ્ઞાત સમાધિનો અભ્યાસ સેવી, બ્રહ્મલોક સુધીના ભોગને મિથ્યા-માયિક જાણી તનો મોહ સવાંશે ત્યાગીને અખંડૈક રસ સમ સર્વત્ર બ્રહ્મજ્ઞાન પૂર્ણત્વે ભરેલું જોનાર, સ્વભાવત: વાસના રહિત હોવાથી, પુનરાવૃત્તિ પામતો નથી.

શુભાશુભ કર્મો કરી તેમાં અહં મમત્વભાવ ધરનાર-કર્મનું કર્તાપણું અને ભોક્તાપણું પોતાને માથે સ્વિકારી હોમાર બંધાય

છે. પાપકર્મને લોઢાંની બેડી કહે છે, અને પુણ્યકર્મને સુવર્ણની બેડી કહે છે. તે બેહુથી અસંગ નોખા રહેવું. કર્તા અકર્તા એકજ પરમાત્મા છે. કરવાનું કશૂં નથી, અને કર્તા પણ કોઇ નથી. વાસ્તવ દ્રષ્ટિએ જગત થયું નથી, જે જેમ છે તે તેમજ છે—સત્‌-ચિદેકરસ આનંદઘન બ્રહ્મજ પૂર્ણ છે, તેમાં હૂં તૂં તે આ, વગેરેની કલ્પના ભ્રાંતિ જન્ય—અવિદ્યામૂલક છે.

એક વિદ્વાન બ્રાહ્મણ એક નદી તટપર રહેલો હતો. તે નદી ઉન્હાળામાં સુકાઇ જતી, તેથી તેમાં સુંદર પુષ્પફળનો બાગ બનાવી વચમાં મોટો ખાડો નાનાં તળાવ જેવો ખૂબ ઊંડો બનાવી તેમાં પાણી ભરી રાખી રમણીય બનાવી રાખેલું. તેમાં પોતાને સ્નાન પાન વગેરે કરવાનું તે કરતો, તેમજ પ્રવાસી લોક તાપથી અકળાઇ તૃષાતુર હુવા વિશ્રામ લેવા આવે તે પણ તૃષા શાંત કરી ઠરતા. એક દિવસ કોઇ ગાયે આવી તે તળાવડીમાંથી પાણી પીધું અને તેમાં પોદળો કીધો. તે જોઇ બ્રાહ્મણે તેને હાંકી કાઢવા કપાળમાં કાંકરો માર્યો, તેથી ગાયના પ્રાણ ગયા. એ ગોહત્યા થઇ તે ગઊહત્યા બ્રા૦ને વળગવા આવી. બ્રા૦ કહે, ખસ, મને શાની વળગે છે. હત્યા કહે, તેં કરી તેથી તને નહિં તો કોને વળગું? બ્રા૦ મેં કંઇ નથી કરી, હાથનો દેવતા ઇંદ્ર છે તેણે કરી, તેને વળગ. ઇંદ્ર પાસે ગઇ, ને બોલી કે મને તમારી પાસે મોકલી. ઇંદ્ર કહે ઠીક છે; ખરી વાત છે: પણ સબુર કર. મારી સાથે ચાલ, ઇંદ્રે બ્રા૦ વેષે આવી તે તળાવડીમાંથી પાણી પીધું, બાગમાં ફર્યા અને વિશ્રામ લેવા બેઠા ત્યાં ખુબ વખાણ કરવા માંડયાં કે આ ઠેકાણે તળાવ બનાવનારનું કલ્યાણ થજો. વાહ કેવો સુંદર બાગ કીધો છે. આમતો પ્રવાસીને જીવનદાન આપ્યું જેવું છે. એમ બોલતા જઇ તે પેલા (કર્તા) બ્રા૦ને પુછેછે કે, મહારાજ! આ તળાવ કોણે આવો શ્રમ લઇ અહીં બનાવ્યું! જેણે કીધું તેનું પ્રભુ કલ્યાણ કરો. તમે એ કીધું? ત્યાં તો તરત તે બ્રા૦ બોલી ઉઠયો. મેં નહિં તો બીજું કોણ કરી જવાનું હતું! તે ઇંદ્ર બ્રા૦ વેષમાં કહે, તો ભાઇ! એ તળાવ તમે કીધું તો પછી આ હત્યા કોણે કરી! એ સાંભળતાંજ ગભરાયો અને પસ્તાવા લાગ્યો. ત વૃદ્ધ બ્રા૦ પેલી હત્યાને તે કર્તા બ્રા૦નેજ વળગાડી ચાલતો થયો.

તાત્પર્ય કે, દુઃખ વખતે અકળાઇ થવા જાય, અને સુખ વખતે હું કર્તા બને, તે ચાલે નહીં. સમુદ્ર જેવી નદી તરી જવાને માથાં પરનો ભાર–પોટલાંને સાથે લઇ તરવા જાય તો ડુબે. લોઢાંના પાવડા કોદાળા વગેરેનું પોટલું ફેંકી દે, અને સુવર્ણ હીરાના દાગીનાનું પોટલું પાસે રાખી મુકે તો પણ ડુબેજ. બધુ ભારને છોડી દઇને જાય તોજ પાર જઇ શકે. તેમ, શુભાશુભ કર્મમાં કર્તૃત્વ ભોકતૃત્વને વિષે અહં મમત્વ છોડી દઇ, અસંગ સાક્ષી પદે સ્થિતી કરે તોજ તેનાં પાપપુણ્યથી અલિપ્ત રહે છે, ત્યારેજ અન્ય જન્મમાં ભોગવવાની સીલકનો અભાવ થવાથી પુનર્જન્મ રહિત મુક્ત થઇ રહે છે.

મન છે તને સંસારના નાશવંત પદાર્થ તરફ દોડયા કરવાની ટેવ પડેલી છે તથી મોહ પામીને ત તરફ દોડે તો વિવેકથી તેને પાછું વાળી દેવું. સુંદરરૂપને જોઇ દ્રષ્ટિ તે તરફ દોડે તો પાછી વાળી લેવી. જીવ્હા સ્વાદમાં આસકત થાય તો તેમાંથી પાછી વાળવી, રાગ તાન સાંભળી કાન તે તરફ જાય તો કાનને, સુગંધી દ્રવ્યમાં મોહ પામી નાક તેમાં લોભાય–તણાય તો નાકને પાછાં વાળવાં, અને બધી વૃત્તિઓ એક સ્વયં પ્રકાશ આત્મ તત્વમાં સ્થાપવી.

જે જે કર્મ થાય છે તે ક્યાં જાય છે? જે જે ઇંદ્રી વડે જે જે કર્મ થાય છે તે તે ઇંદ્રીમાં તે તે કર્મ રહે છે. અને રાત્રે નિદ્રા આવી કે બધી વૃત્તિ તણાઇને સુષુપ્તિમાં આવી ઠરે છે. એ સુષુપ્તિ–અવિદ્યારૂપ પેટારામાં સર્વ કર્મ પડયાં. જેમ, કોઇ વ્યાપારી વ્યાપાર કરી ઘેર આવી પાઘડી લુગડાં ઉતારી ખીંટીએ મુકી નાનું પંચીઉ પેહેરી લે છે. અને બીજે દહાડે વ્યાપારે જતી વખતે પાછાં તેજ વસ્ત્રો પેહેરી જાય છે.* તેમ, કર્મો જે જે ઇંદ્રીમાં

* અથવા દુકાનદાર બધું કાપડ, કરીયાણું, કે જે માલ ભર્યો હોય તે બધું સાંજે જેમનું તેમ રહેવા દઇને આડાં પાટીયા અગર બારણા દઇને ઘેર જાય છે, તે સવારે આવી પાટીઆં ખોલી ખસેડી નાખે છે કે, બધું જેમ હતું તેવુંજ જુવે છે, તેમ, વાસનાલિંગના સંસ્કારો (સૂક્ષ્મશરીરનો માલ) સુષુપ્તિમાં જેમના તેમ લીનથઇ રહે છે તે ઉપર સુષુપ્તિનું આવર્ણ આવે છે. જાગ્રત થતાં તે આવણ ખસી જાય છે કે બધા સંસ્કારો જેવાને તેવા સ્ફુરતા દેખાય છે.

રહેલાં તેનો સુષુપ્તિમાં સામટો ઢગલો વળી રહે છે, તે પાછો જાગ્રતમાં જેમ હોય તેમ થઇ જાય છે. જેનાં ચિત્તમાં યમની વાસના છે તેને યમ દુઃખ દે છે, તેમાં તેની ભાવનાજ કારણ છે વાસ્તવ કાંઇજ નથી.

ગર્ભમાં અસહ્ય વેદના ભોગવી અનેક જન્મો લેતો આ મોક્ષદ્વાર મનુષ્ય યોનિમાં આવ્યો ત્યાં ગર્ભમાં અનેક કષ્ટથી પીડા પામી પ્રભુની સ્તુતિ કરી, કે હે પ્રભો! મને બ્હાર કાઢ, હું હવે કદી તમને વિસરીશ નહીં. પ્રભુ કહે છે કે, કરોડો જન્મ તેં લીધા તે દરેક વખતે તું એમજ કહેતો હતો. છતાં પરમદયાળુ પ્રભુ તને દયા કરી બહાર કાઢે છે. સોની જેમ જતરડાંમાંથી તાર ખેંચી કાઢે છે તેમ સોઇ-આણી બહાર તાણી કાઢે છે. બહાર આવ્યા પછી માતા ધવડાવવા જાય છે ત્યારે અંતરમાંથી પ્રભુ સ્ફુર્ણા કરે છે તેથી આમ તેમ જુવે છે પણ બોલવાની શક્તિ નથી તે શું કરે. ત્યારે માતા તેને ડાબી ડાબીને ધવાડે છે, ત્યારે પ્રભુ કહે છે કે; હવે ધાવ. હવે પછી તું આ જન્મમાં મને નહીં ઓળખશે—ત્હારૂં સ્વરૂપ નહીં જાણશે તો જેવો અથડાતા આવ્યા તવા અથડાયા કરશે. એ રીતે ધાવી ખાઇપીને મોટો થાય છે. ત્યારે પંચ વિષયોરૂપ કાંટા-ની વાડમાં ગુંચવાઇ જઇ, તે કાંટા ભચોભચ અંગમાં ભોંકાયા જાય તેની વેદનાથી પીડિત હુવો છતો તેને સુખ માની, વધારે ફસાતો જઇ દુઃખી થાય છે; છતાં તેમાંથી નિકળી ન્હાસી સ્વતંત્ર થવા મરજી કરતો નથી, ને આયુષ્ય પુરૂં થતાં આવ્યો તેવો જાય છે. એ રીતે વારંવાર જન્મ મર્ણની પરંપરાને પામ્યા કરે છે. આટલું અસહ્ય દુઃખજ અનુભવ કર્યા કરે છે તે છતાં જન્મ મર્ણનો ત્રાસ ટાળી પરમશાન્તિ પ્રાપ્ત કરવા, સદ્ગુરૂપ્રસાદ મેળવવા, પ્રયત્ન કરતો નથી, એનાથી મોટું આશ્ચર્ય બીજું શું !!

આ દ્રશ્ય જેટલું ભાસે છે તે ભ્રાંતિમાત્ર છે. સીપમાં રૂપું છેજ નહીં, રજ્જુમાં સર્પ નથીજ, મરૂભૂમિમાં જળ કદી નથી, તે છતાં ભાસે છે તે ભ્રાંતિજ છે. તેમ, આત્મતત્વનાં અજ્ઞાનને લીધે ભાસતું દેહ જગત વગેરે વાસ્તવે નથીજ. પરમાત્મા પોતેજ પરિપૂર્ણ સઘન ભરેલો છે, તેજ મારો આત્મા છે. હું બીજો ભિન્ન કંઇજ નથી. જે છે તે તે પ્રભુજ છે અથવા તે હુંજ છું.

દ્વૈતનો અત્યંત અભાવ હોઇને અદ્વૈતજ સિદ્ધ છે. सर्वं खल्विदं ब्रह्म नेहनानास्ति किंचन ॥ પરંતુ અંતઃકરણ શુદ્ધ થયા શિવાય એ જ્ઞાન થતું નથી. જેમ ઘાંચીનાં મલીન વસ્ત્રને કુસુંબી કે ગુલાબી રંગ કદી ચઢતો નથી. હઠથી રંગમાં બોળે તો રંગ બગાડે, એજ થાય. પણ તે વસ્ત્રને સારી રીતે ક્ષાર સાબુ વગેરેથી ધોઇને શ્વેત સ્વચ્છ કર્યા પછી તે રંગમાં બોળશો તો ઝટ તેમાં તે રંગ ચઢી જઇ પ્રસન્નતા પ્રકટાવશે. તેમ વર્ણાશ્રમોચિત ધર્મ કર્મ, જપ, યજ્ઞ, દયા, દાન, ક્ષમા, વિવેક, પરોપકાર, સ્વાધ્યાય, હરિગુરૂ સંત બ્રાહ્મણાદિ તથા માતા પિતા વગેરે શિષ્ટજનોની સેવા, વગેરે કર્મ નિષ્કામ ભાવથી–કાંઈ પણ કામના (અપેક્ષા–ઇચ્છા) વગર કરવાથી પાપરૂપ મળ (મેલ) કપાઇ ધોવાઇ જઇને અંતઃકરણરૂપ વસ્ત્ર જ્યારે નિર્મળ બને છે ત્યારે સદ્ગુરૂએ तत्वमसि આદિ મહાવાક્યથી કરેલા ઉપદેશ રૂપ રંગ ઝટ ચઢી જઇ પરમ આનંદ પ્રાપ્ત કરે છે.

સમુદ્રમાં સ્વભાવસિદ્ધ અનેક તરંગો, લેહેર, પરપોટા, ચક્રી, વગેરે થયા કરે છે. તે બધાં નામ અને રૂપની કલ્પના કથન માત્ર છે. જળથી ભિન્ન તે કશુંજ થયું નથી અને છે પણ નહીં. ઘડો, ગાગર, કોઠી, કોડીઆં કુંડાં વગેરે નામો કથન માત્ર છે, મૃત્તિકાજ છે, મૃત્તિકા છોડીને કંઇજ નથી. वाचारंभणं विकारोनामधेयं मृत्तिकेत्येवसत्यं ॥ શ્રુતિ ॥ સુવર્ણના અનેક નામરૂપવાળા અલંકારો છતાં સુવર્ણજ છે. ચોકસીની દ્રષ્ટિમાં સુવર્ણનીજ કીંમત છે, તેને ઘાટ દ્રષ્ટિ નથી, તેમ વિવેકી જ્ઞાની આ જગતને હરિરૂપજ જુવે છે, અજ્ઞાની એને અનેકરૂપે દ્વૈત દ્રષ્ટિથી જુવે છે. વાસ્તવે જગતરૂપે શ્રી હરિજ છે, બીજુ નથી. हरिरेव जगत जगदेव हरिः ॥

કોઇ કહે કે હું જમ્યા વગર પેટ ભરી લઇશ. પણ એમ બનેજ નહીં. દાળ ચોખા, મીઠું, ઘૃત, વાસણ, અગ્ની, વગેરે સાહિત્ય હોય, રસોઇ કરવાની તસ્દી લેવાય, વિશ્વદેવાદિ કરી તે અન્ન પ્રાશન કરે, ચાવી ગળે ઉતારે, ત્યારે એક એક ગ્રાસે–કોળીએ તૃપ્ત થતાં જમી રહેથી પુરી તૃપ્ત થાય છે. પણ વાસણ, અન્ન કે અગ્નિ કે જળ, એમાનું કોઇ એક નથી હોતું તો યથેષ્ટ તૃપ્તિ અનુભવાતી નથી. તેમ, વિવેક વૈરાગ્ય શમ દમાદિ સાધન સામગ્રી, જપ, તપ, સ્વાધ્યાય, ગુરૂ સંત હરિ માતા

પિતા મહાત્મા વગેરેની સેવા, વગેરે રૂપ ક્રિયા (પુરૂષાર્થ–તસ્દી–શ્રમ), સદ્ગુરૂ અને ઇશ્વરની કૃપા, શ્રવણ મનન વગેરે રૂપ પણ પુરૂષાર્થ, શુદ્ધ અંતઃકરણમાં શ્રદ્ધા અને પ્રેમ, એવાં સર્વ સાધન હોય ત્યારે યથાર્થ અપરોક્ષ બ્રહ્માત્મૈક્ય જ્ઞાનનો લાભ થાય છે તેથી નિત્ય તૃપ્તિ અનુભવાય છે.

દહીંને દશ દિવસ રાખી મુકવાથી બગડી જશે, પણ તેને વલોવી છાસ કરીને માખણરૂપ તત્ત્વ કાઢી, તેનું પણ તાવીને પરમતત્વ ઘૃત (નારાયણ પણ કહે છે તે) બનાવી રાખશો તો ઘણા માસ સુધી બગડશે નહીં. માખણ કાઢેલું છાસમાંજ રાખી મુકશો તો અસંગ પણે બગડ્યા વગર રહી શકશે. તેમ, યથાર્થ અપરોક્ષ જ્ઞાન થયા પછી તે સંસારરૂપ છાસમાં માખણવત્ રહે તો તે સંસારથી અસંગ (જુદોજ) રહેશે. અથવા ઘૃત માફક દ્રઢ અપરોક્ષ જ્ઞાની પાછો દુધ દહીં કે છાસ બની જશે નહીં, એટલે વિષયાસક્ત અજ્ઞાની નહીં થઇ જશે, પણ સ્વરૂપમાં સહજ સ્થિત રહેશે.

સમુદ્રમાં મગર છે, તે સમુદ્રમાંજ રહે છે. કોઇવાર જળ ઉપર ડોકીયું કાઢે છે, કાંઠે પણ વખતે આવે છે, પણ પાછું સમુદ્ર જળમાંજ જઇ ઠરે છે, કેમકે તેજ એનું નિર્ભય સ્થિતી સ્થાન છે. તેમ, જીવન્મુક્ત પુરૂષ ભોજન પાનાદિ કરવા માટે કિંચિત્કાલ બાહ્ય પ્રવૃત્તિ સેવે છે–સહજ સ્થિતીમાં રહ્યા છતા તેટલો વ્યવહાર કરતા અન્ય જનોની નજરે પડે છે, પરંતુ તે કાર્યની સમાપ્તિ થતાં સ્વરૂપ સિંધુમાં બુડકી મારી જાય છે. એવા નિર્વિકલ્પ બ્રહ્મને વિશે દટાઇ રહેલા યોગીને જાગ્રતમાંજ સુષુપ્તિવત્ અવસ્થા છે. તેઓ આ જગતનું ભિન્ન અસ્તિત્વજ જોતા નથી–જગતનો અત્યંતાભાવ અનુભવે છે. એજ તેમની આરૂઢ દશા–બ્રહ્મરૂપે સ્થિતી, તે જગતના લોકને સુષુપ્તિ વત છે.

यानिशा सर्व भूतानाम् तस्यां जागर्ति संयमी ॥
यस्यां जागर्ति भूतानि सानिशापश्यतोमुने: ॥

મંદ અધિકારી એવા સંસારાસક્ત વિષયી મનુષ્યોને માયા સત્ય ભાસે છે. મધ્યમાધિકારી મુમુક્ષુ છે, તેનાથી માયાને સત્ય કહેવાતી નથી તેમ અસત્ય પણ કહેવાતી નથી તેથી અનિર્વચનીયા કહે છે. અને ઉત્તમાધિકારીને તો તે માયા તુચ્છા છે. કેમકે તેણે

અખંડ એક રસ પરિપૂર્ણ આત્મા જાણ્યો છે તેમાં માયા વગેરે કોઇ પણ કલ્પના છેજ નહીં. જેમ સર્પ છે તે છછુંદરને પકડે છે. પછી ગુંચવાય છે, કેમકે તેને છોડી મુકે છે તો આંધળો થઈ જાય, અને ખાય તો મરી જાય. ત્યારે શું કરવું-તો જળમાં જઇ બુડકી મારી ત્યાં મુકી દે, તો કાંઈ થાય નહીં. તેમ મુમુક્ષુથી માયાને સત્ત કિંવા અસત નથી કહેવાતી પણ પરમાત્મ સમુદ્રમાં બુડી જઇ અહુંમમત્વ ખોઇ નાખે તો સુખી થાય.

નદી જઇને સમુદ્રમાં મળે છે પછી તને દેહાભિમાન-નામ રૂપ રહેતું નથી. સમુદ્રમાં ઐક્ય થયા પછી નદીનું પાણી જુદું પડી શકતું નથી. તેમ, પરમતત્વમાં વૃત્તિ સમાતાં ભેદનો અભાવ થાય છે. જુવાર બાજરી ઘઉં વગેરેને કાચા વાવશો તો ઉગશે. ભાત (ચોખા ઉપર છોડાં સાથે) વાવવાથી ઉગશે. પણ તે અનાજને સેકીને વાવવાથી, અથવા ભાતનાં છોડાં કાઢી નાખી ચોખા વાવવાથી કદી ઉગશે નહીં. તેમ જ્ઞાન થયું હશે તો અથવા અજ્ઞાનરૂપ છોડું ઉખડી ગયું હશે (આવર્ણ ખસ્યું હશે) તો ફરીથી તેનો જન્મ થતો નથી. वीतरागस्य जन्मादर्शनात् ॥

વાઘ પાંજરાંમાં ગોંધાઇ રહ્યો છે તેને પોતાનાં બળની ખબર નથી. જોસ્સો કરીને નિકળે તો પાંજરાંના કટકા થઇ કયાંએ છેક છેટે જઇ પડે, અને સ્વતંત્ર બની સર્વત્ર ત્રાહે ત્રાહે પોકરાવે. તેમ, જીવ પોતે સ્વતંત્ર છતાં સંસાર રૂપ પાંજરાંમાં પુરાઇ રહી પરાધિન બની રહ્યો છે. પુત્ર સ્ત્રી બ્હેન પુત્રી માત તાત ભાઇ સગાં સ્નેહી વગેરે, સાસુ સસરા વેવાણ વેવાઈ વગેરે, બધાં ગણશો તો સો બસો થાય. એ બધા સળીઆ ભાંગી નિકળી ન્હાસવાનું-બધાં ઉપરની આસક્તિ અથવા મોહ છોડવાનું પોતાનું બળ છતાં ખબર નથી. વાસનાથી બંધાઈ ઘેરાઇ રહ્યા છે. માટે હે બહાદુર શુરવિરો! સાવધ થાવ. પુરૂષાર્થ કરીને વિજયપ્રાપ્ત થાવ, અને જે સ્થાને-ધામમાં ગયા પછી પાછું આવવું પડતું નથી એવાં સ્વરૂપ સ્થિતીરૂપ સ્વધામમાં પ્હોંચી તેમાં પ્રવેશી સુખી થાવ.

અગ્ન ઉપર ભસ્મનો થર બાઝેલો હોવાથી અગ્નિનો પ્રકાશ જણાતો નથી પણ ત થરને ફુંક મારી ઉડાવી દેશો તા અપરોક્ષ થશે. તથા જળ ઉપર લીલ બાઝવાથી નિર્મળજળ તળે રહેલું

જણાતું નથી, તે લીલખસેડી નાખવાથી જણાય છે, તેમ વાસનાનો થર ઉડાવીદો–ખસેડી નાખો તો આત્મલાભ અપરોક્ષ છેજ.

બત્રીસભોજન છત્રીસશાક રાયતાં ચટણી અથાણાં પાપડ ભજીયાં પાંતરાં વગેરે મોઢેથી બોલ્યા કરવાથીજ કંઈ આનંદ આવતો નથી, પણ તે તઇઆર કરીને પછી ખાવાનો શ્રમ લેવાય ત્યારેજ આનંદ [સ્વાદનો] આવે છે. તેમ જ્ઞાનની વાતો કર્યા કરવાથી અપરોક્ષ અનુભવ સુખ મળતું નથી, પણ જ્યારે અવિદ્યા પડળ નિકળી જઇને યથાર્થ સમજાય–જ્ઞાન ચક્ષુ ખુલે–અનુભવ થાય ત્યારેજ સ્વાદ સમજાતાં આનંદના ઉમળકા ઉપરા ઉપરી આવી પરમ શાંત પમાય છે.

એક સમયે જનક રાજા રાત્રે છપરપલંગ પર પોઢયા છે. પુષ્પો પાથરેલાં છે, હાંડી ઝુમરના દીપનો પ્રકાશ થઈ રહ્યો છે, ચોકીદાર છડી લઇ ખડા છે, તે વખતે રાજાને સ્વપ્ન થયું કે, અમુક રાજા હમણાં મારાપર ચઢી આવે છે. તે આવ્યો અને લુટી લીધો. પકડેલાં ધોત્યાંભેર પોતે નાઠો છે. ક્ષુધા એવી લાગી છે કે, જાણે પથર જમીજાય. તેથી ૧૯ શાહુકાર પાસે જઈ એક એક બદામ માગી લાવી તેની એક ઠીબ કુંભારને ત્યાંથી લીધી. અને એક યાત્રાળુ પાસે જઇ યાચના કરી તેથી રાંધતો હતો તેમાંથી ખીચડી આપી. એક કડછી નાખતાં બે ફાડચાં થયાં. વળી બીજા ૧૯ પાસે એકેક બદામ લાવી બીજી ઠીબ લાવ્યો તેમાં કડછી ખીચડી લીધી તે ઉકરડે જઇ ખાવા બેઠો એટલે પાછળથી એક સરડો આવ્યો તેનો ધક્કો લાગવાથી ઉંધે માથે પડી જવાયું. તેથી ધુળ મોઢાંમાં ગઇ, ને ખીચડી વેરાઇ ગઈ. એટલે ગભરાઇને બોલી ઉઠયો કે, અરરર ! હવે શું ખાઇશ. એટલે છડીદાર બોલી ઉઠયા કે ખંમા અંનદાતા ! આ શું !! તરત જનક જાગ્યા અને વિચાર્યું કે આ શું ! આ બધું સાચું મનાઇને સ્વપ્ન વહી ગયું, તેવુંજ આ દ્રશ્ય પણ છે. આ રાજ્ય અને આ મોજમઝા છોડી છોડી મારા બાપ, દાદા, પ્રદાદા, વગેરે ગયા. અને રાજ્ય તો છે તેવુંજ છે તે પણ અંતે જશેજ. જોશી પંડિતોને તેડાવ્યા. તેમને પુછેછે કે, આ સાચું કે તે સાચું ? કોઇ ઋષિ તેનો ભેદ જાણ્યા વગર કહી શકતા નથી. અષ્ટાવક્ર આવ્યા. તેનાં આઠે અંગ વાંકાં જોઇ સભામાં બધા

હાથ રાખી હસતા જોઇ મુનિ ખુબ હસ્યા. ત્યારે સભાસદે પુછયું કે, મહારાજ આપ શું હસ્યા? મુનિ કહે તમે શું જોઇ હસ્યા? ક્ષમા યાચી તે લોકે કહ્યું કે આપનું અંગ જોઇ હસ્યા–કે આ મુનિ શું કરશે! મુનિ કહે, તમે બધા પશુ છો. તમારે પાણી પીવાની જરૂર છે તો જળ પીઓ. નદીનો ઓવારો વાંકો ચુંકો કે ભાંગેલો હોય તો શું તેને તમારે બચકાં ભરવાં છે કે?! તેમ, મારૂં શરીર વાંકુ હશે તેમાં તમારે તે સાથે શું પ્રયોજન છે. મારો આત્મા વાંકો નથી. બધા લજ્જિત થઈ ગયા. રાજાએ થાળ ભરી સુવર્ણ મોહોર ભેટ કરી. તે વખતે ત્યાં પડેલી સોટી લઇ જનકને મારી કહ્યું કે, મૂઢ! એ દ્રવ્યને શું કરૂં! જે એને લેવા ઇચ્છે છે તે તને ઉપદેશ શું કરશે! પછી ઘોડો મંગાવ્યો તેની પાસે રાજાને લઇ મુનિ ગયા. પાવડે પગ, ને બ્રહ્મ ઉપદેશ કરે એવા ગુરૂ જનક માગતો હતો તેથી મુનિ કહે, મુક એક પગ તારા ઘોડાના પાવડામાં. પછી કહ્યું કે શુદ્ધ મનથી પ્રથમ મને ગુરૂદક્ષણા આપ, પછી ઉપદેશ કરૂં. રાજા કહે, હા, માગો. ગુરૂ કહે, તન મન ધન આપ. મારે કાંઇ તારાં તનની કે મનની ભાજી નથી કરવી. તેમ ધન વડે છોકરાં પરણાવવાં નથી. પણ તું મુમુક્ષુ છે માટે લાવ. જનકે સંકલ્પ કરી આપ્યાં પછી મુનિ કહે, તપાસ હવે જનક કોણ રહ્યું. રાજા વિચારે છે કે, તનને લોકો જનકનામ કલ્પીને કહેતા હતા તે તો ગુરૂનું થયું. મનપણ વિચારવાને મારૂં રહ્યું નહીં. તેથી શાંત પડી ગયો. अवाङ्‌ मनस गोचरं મનવાણી રહિત ચુપ થઇ ગયા. સ્વરૂપે સ્થિત થયો જોઈ મુનિ કહે, હવે બસ. આ તન ધન મન તને પાછાં સોંપું છું, અનામત મુકું છું તે વડે, સ્વરૂપમાં સ્થિતી રાખી, રાજ્ય કર. જેવું તે (સ્વપ્ન) જુઠુ તેવુંજ આ (જાગ્રત–દ્રશ્ય) પણ ખોટું જાણ.

તાત્પર્ય કે, ભાગ ત્યાગ અને લક્ષણા કરતાં અવશેષ રહે તે આત્મ વસ્તુ સ્વરૂપ સમજી ત્યાં સ્થિતી કરી પ્રસન્નચિત્તે પ્રાપ્ત વ્યવહાર કરી પ્રારબ્ધાંતે સમત્વને પામી સુખરૂપ થઇ રહેવું.

જ્ઞાન થયા છતાં દેહાધ્યાસ કેમ છુટતો નથી? આવો પ્રશ્ન કરનાર પોતાને કંઇક જ્ઞાન થયાનું અભિમાન સૂચવે છે, અથવા દ્રઢ અપરોક્ષ ન થવાથી, દેહાધ્યાસ યથાર્થ નથી છુટયો એમ પોતે

સમજીને પુછે છે તેને સમાધાન આપતાં મહાત્મા સદ્‌ગુરૂ કહે છે કે, વૃદ્ધ ડોસીને ઢીંગલાં કોડાં રમવાનું મન થાય ખરૂ કે ? ! ના. પુત્રને ઘોડીઆંમાં સુવાનો ઘણો અભ્યાસ હતો પણ ૪૦–૫૦ વરશનો કે ૨૫–૩૦ વર્ષનો થયા પછી તે ઘોડીઆંમાં ઝોળીમાં સુવાની ઈચ્છા પણ કદી કરશે ખરો કે ? નહીંજ. તેમ, પામર વિષયી અવસ્થા રૂપ બાલ્યાવસ્થા પસાર કરી યુવા અગર વૃદ્ધાવસ્થારૂપ મુમુક્ષુપદેશી મુક્તની પદ્વિએ પાંચ્યા પછી, અર્થાત્ દ્રઢ અપરોક્ષ થવાથી, હુંજ પરિપૂર્ણ એકરસ અખંડ ચિન્માત્ર ચિદાકાશ બ્રહ્મછું, એવું જ્ઞાન થયું હશે, તેની દ્રષ્ટિમાં, દેહ જગત વગેરેનું ભાન–ભાસ–કલ્પનાજ નહીં રહેવાથી [દેહાધ્યાસ છુટી જઇ] સ્વયંવ્યાપક અનંત પરબ્રહ્મ રૂપેજ થઇ રહે છે.

૧૦૦–૧૨૫ પતંગીઆંનું ગુંછળું વળીને વાટ જુવે છે કે, દીવા કયારે પ્રકટે, અને અગ્નિ–અગ્નિ–દીપ–દીપ એમ ઝંખ્યા–ગણગણ્યા કરે છે. તે ટોળીમાં, એક જીવડું જે કે વિષ્ટાની ગોળી કરી પાસે રાખે છે તે પતંગીઆં જેવું તે ભેળું આવ્યું. તેની ગંધ આવવા લાગી. બધાં પતંગીઆં બોલી ઉઠયાં કે, એ કોણ છે–એ કોણ છે. પેલું જુઠું વેષ ધારી બોલી ઉઠયું કે, હું પણ પતંગીઉં છું. બધાં કહે કે ત્યારે ગંધાય કેમ ! ભલે, જો તું પતંગ છે તો જઇને જોઇ આવ, કે દીવા પ્રકટયા ? ! ઢોંગી તે જુઠું દીવાની ખબર કાઢવા ગયું. જોઇને પાછું આવી બોલ્યું કે, દીવા પ્રકટયા છે. તે સાંભળતાંજ બીજાં પતંગીઆંએ હડેધુત કરી હાંકી કાઢયું, અને કહ્યું કે, તું ખરૂં પતંગીઉંજ નથી ખરૂં હોતે તો દીવા જોઇને પાછું કહેવા આવતેજ નહીં; તું પોતે તેમાં હોમાઈ જતેજ. માટે જા, તું પતંગ નથી. જે એમ કહે છે કે, મેં બ્રહ્મને જાણ્યો, તેણે જાણ્યો નથી. જાણનાર જુદો રહેતોજ નથી–જ્ઞાતા જ્ઞેયનું દ્વૈત રહેતુંજ નથી. જાણ્યો હોય તે એમ કહી નથી શકતો. જે ત્યાં ગયો–સમજ્યો, તે તો ત્યાંજ સમાય છે. દેહમાં અહંભાવનું મૃત્યુ–મરી જવું, એજ આત્મતત્વરૂપ અમર પદે સ્થિતી છે. મહેશ્વર સ્વરૂપ સદ્‌ગુરૂ ભગવાન, નિર્મળ અને શાંતિપ્રદ વાણીના ગંગાજળ પ્રવાહથી જિજ્ઞાસુ અધિકારીને સ્નાન પાન કરાવવા પરમકૃપાળુ સ્વભાવથી, ઉપદેશ છે કે,—

પ્રથમ ઇંદ્રિયોની શુદ્ધિ કરવી જોઇએ. તે જો કરી હોય તો પછી તે ઇંદ્રિયોમાં મુખ્ય નેતા (Leader) જે મન છે તેની શુદ્ધિ થવી જોઇએ. માટે મનને કહો કે તું પરમાત્માનું ધ્યાન કર. કેવી રીતે? मूत्वा केवलमेव કેવળ સ્વરૂપેજ થઇને ક્યાં રહીને? हृत्कमलं प्रविश्य હૃદય કમળમાં પ્રવેશીને. શ્રી સદ્ગુરૂ પરમાત્માનાં ચરણ "ભવ પાશ નાશ કુશળ" છે. માટે દેવાદિ અન્ય તરફ તું ધાવન કર નહિં. જે દેવાદિને પોતાનાજ બંધ છેદવાનું સામર્થ્ય નથી તે ત્હારા બંધ કેવી રીતે છેદશે! તેથી તેના આશ્રયથી તું વધારે બંધાશે. ચિત્તરૂપ ભ્રમરે હરિ ચરણ કમળ છોડીને અન્યત્ર વહેવાનું નથી. એ ભ્રમરે તો શ્રી હરિ ગુરૂના ચરણકમળ પર ગંધ લેવાની વાસનાથી ઠરી બેસવું ઉચિત છે.

સુમનસ એટલે સાધુના આશ્રયથી બંધ છુટશે અને દેવાદિ તથા પુષ્પરૂપ સુમનસના આશ્રયથી બંધ છુટશે નહીં, પણ બમણો બંધાશે. પુષ્પ છે તે પોતાના બંધને–હાર (માળા) ને છેદી શકતું નથી, તો તેનો આશ્રય અન્યના બંધને નહીંજ છેદી શકે એ નિર્વિવાદ છે. માટે बंधाय गंधाशया ગંધની આશાથી બંધાવા સારૂં તું ત્યાં ન જા. પ્રભુ ચરણ સેવનથી મુક્તિ શ્રી મળશે. તેથી કર્મ ક્ષય થયેથી બ્રહ્માનંદનો ઉદય થશે नरस्य कृत कृत्यता भवति જેવી અરજુનને થઇ તેવી કૃતાર્થતા તે નરની થશે.

द्विजाधीश्वर એટલે નક્ષત્ર પતિ ચંદ્ર છે તે વિષ્ણુ પદ (આકાશ) નાં સેવનથી अमृतकरः અમૃત કીર્ણવાળો થયો છે. અને તે अमायांगतः અમાસે સૂર્યમાં વિદેહ ભાવને પામે છે. તેમ, द्विजाधीश्वर બ્રાહ્મણ શ્રેષ્ઠના ધર્મ, ક્ષત્રી વૈશ્ય પણ દ્વિજાધીશ્વર હોવાથી તેઓના ધર્મ (द्विजाः अधीश्वराः यस्य દ્વિજો (બ્રા.) છે અધીશ્વર જેના, એવા ક્ષત્રી વૈશ એ કારણથી દ્વિજાધીશ્વર કહ્યા છે) અને બ્રા. ક્ષત્રી આદિ ત્રિવર્ણ અધીશ્વર છે જેના, એવા શૂદ્ર પણ દ્વિજાધીશ્વર છે તેમના ધર્મ, એટલે ચારે વર્ણ સ્વધર્મ આચરણ પૂર્વક હરિ પાદ સેવાથી પાર પડે છે, અર્થાત્ તે સર્વનો મુખ્ય ધર્મ હરિ પાદ સેવા કરવાનો છે. બ્રાહ્મણો सदाचरण तत्परः વિહિત કર્માનુષ્ઠાનમાં પ્રીતિવાળા, शमोदमस्तपः शौचं क्षांतिरार्जवमेव च। ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्म कर्म स्वभावजं ॥

ધર્મરૂપ વૃક્ષનું બીજ હરિચરણ છે सदा+चरण तत्परः સ્ત્રી એકાંતમાં પોતાના પતિને મળે છે, તેમ બુદ્ધિ પોતાના પતિ આત્માને અંતરમાં મળે એનું નામ શમ. ઇંદ્રિયોનો નિગ્રહ તે દમ. ચિત્તને સદા પરમાત્મામય રંગેલું-મગ્ન થયલું રાખવું તે તપ. અંતરથી અને બહારથી પવિત્રતા રાખવી તે શૌચ. પૃથ્વી જેવી ક્ષમા રાખવી તે ક્ષાંતિ, સરળતા, જ્ઞાન, વિજ્ઞાન, અને આસ્તિક્ય, એ બ્રાહ્મણનાં લક્ષણ પ્રમાણે સ્વધર્માચરણ કરે. હવે ક્ષત્રી વિશે सदा+च+रण तत्परः ક્ષત્રી રણમાં પાછો ન હઠે. બ્રાહ્મણ જેમ શમદમાદિથી અમૃતકર-આશિર્વાદ દાતા વચન સિદ્ધ હોવાનો સંભવ છે, તેમ ક્ષત્રી રાજાને પ્રજા વર્ગ કરભાર (*Taxes*) આપે તેજ રીતે વૈશ્ય સંબંધે सदा+चरणे तत्परः (संचरणे) અર્થાત્, દેશ પ્રદેશ માલ અનેક તરેહના લઈ ફરવામાં અને મૂળ મુડી ધનની વૃદ્ધિ કરવામાં તત્પર હોય છે એજ अमृतकला: ( रलयोः सावर्ण्यात् ) (ર અને લ એક ગણાતા હોવાથી) એ રીતે કુશળ હુવા તે સત (સારાં) આચરણથી દ્રવ્ય મેળવે છે. હવે શૂદ્ર, સદાચરણ એટલે સારાં આચરણથી ત્રિવર્ણની સેવામાં તત્પર હોય છે, તે मृतकरः યાચનાથી-મૃતાન્નથી નિર્વાહ કરે છે.

એ રીતે ચારે વર્ણને એથી શું ફળ થાય છે? अमायायांगतः માયાના અભાવને પામે છે અને धर्म धाम्नि कर्म साक्षिणो विशति બ્રહ્મમાં વિદેહ કૈવલ્યને પામે છે.

માટે हरि परि चरणं वृषानु बद्धं બળદથી ક્ષેત્ર ખેડી શકાય છે તેમ ધર્મ રૂપ બળદથી-ધર્માચરણ કરવા રૂપ ઇંદ્રીઓ અને મન રૂપ ભૂમિ ખેડીને તેમાં स्व लब्धि बीजं આત્મજ્ઞાન રૂપ બીજ વાવવું. सत्प्रहीतं તે ઠીક રીતે વાવેલું હોવું જોઇએ. તે સદ્ગુરૂના ઉપદેશથી પ્રાપ્ત થશે. તેથી તેને માટે મન તત્પર થવું જોઇએ, તો દશે ઇંદ્રી તેને અનુસરશે.

અમૃતરાજ કવિ કહે છે કે, ક્ષેત્ર શુદ્ધિ થયા પછી સંત પદ્વિને પ્રાપ્ત કરો. કેમકે तरति शोक मात्म वित् આત્મ વેત્તાજ શોકને તરે છે. આત્મ સ્વરૂપ સામાન્ય રીતે તો સર્વને જ્ઞાત છે, વિશેષ રૂપે પ્રાપ્ત નથી; કેમકે વિષયોમાં પ્રીતિ થાય છે. જેમ, નિશાળમાં ઘણા છોકરા ભણે છે તેમાં પોતાના પુત્રનો પણ

અવાજ સાંભળીને જાણે છે કે, આ અવાજ મારા પુત્રનો છે, પણ નિશ્ચયાત્મક વિશેષતાથી નહિ. તેમ, હું છું, એવું સામાન્ય રીતે તો બધાને જ્ઞાત છે, પણ હું સચ્ચિદાનંદ બ્રહ્મજ છું, એવું વિશેષતાથી જ્ઞાત નથી. यथा मुंजादि शीकैव જેમ મુંજ એટલે ઘાસમાં વચ્ચે જે કોમળ તંતુ હોય છે તે, જેવી રીતે પડ (વેષ્ટન–આવર્ણ) ને દૂર કરવાથી પ્રાપ્ત થાય છે; અથવા તો આવર્ણની દ્રષ્ટિ નહિં કરવાથી જણાય છે, તેવી રીતે પંચ કોષ અને ત્રણ શરીરથી આત્માનો વિવેક કરવાથી આત્મા (હું–સ્વરૂપ) સમજાય છે. અર્થાત્ પંચ કોષરૂપ વેષ્ટન–પડદા દૂર કરતાં અંતરમાં રહેલો સત્યરૂપ આત્મા પ્રતીત થાય છે. અન્વય વ્યતિરેકથી સમજાય તે વિશેષે જ્ઞાત કહેવાય છે. કોષકાર ક્રમી થાય છે તે પોતાનાં શરીરની ચારે તરફ પોતાનીજ લાળથી ઘર બાંધી આવર્ણો ખડાં કરી તેમાં પોતે ગોંધાય–ફસાય છે. તેમ જીવ દેહાદિમાં આવૃત હુવો પોતાને દેહરૂપ માનવાથી ફસાય છે. તે જ્યારે ત્રણે શરીર અને પંચકોષથી પ્રથકકરણ કરીને આત્માને ભિન્ન–અસંગ જુવે ત્યારે છુટે છે.

अव्यक्तोयमचिंत्योय मविकार्योयमुच्यते ॥
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥

એવા અવ્યકત અચિંત્ય અવિકારી આત્માને જાણીને શોક કર્તવ્ય નથી.

अभाने स्थूल देहस्य स्वप्ने यद्भानमात्मनं: ॥
लिंगाभाने सुषुप्तौ स्यात् समाधायात्मनोन्वय: ॥

સ્વપ્નમાં સ્થુળ દેહનું અભાન (તેજ રીતે સ્વપ્નના દેહનું જાગ્રતમાં અભાન) અને સુષુપ્તમાં લિંગ દેહનું (સ્થુળ સૂક્ષ્મ બેહુ શરીરનું) અભાન, અને "આટલા વખતથી આટલા કાળ સુધી હું સમાધિમાં રહ્યો" એવું જે સમાધિનું સાક્ષીપણું, તેમ સુષુપ્તનાં સુખનો અનુભવ થાય છે. એ રીતે સર્વ અવસ્થાનો સાક્ષી આત્મા તો કાયમ અચળ સ્થિત છે. એ સુખાનુભવ થાય છે તે અન્વય. અને સર્વથી પ્રથક કરીને જોવું તે વ્યતિરેક છે.

સત્વની ત્રણ વૃત્તિ છે. પ્રીય, મોદ, અને પ્રમોદ.

સુખે નિદ્રા આવે તો ઠીક, એવી પ્રિયવૃત્તિ તે પ્રીય. ઇષ્ટની પ્રાપ્તિ થયેથી મોદ થાય છે. અને તેનો ભોગ ભોગવેથી પ્રમોદ થાય છે.

સ્ફટિક જાતે શુદ્ધ નિર્વિકાર છે, તેના સમીપ નીલ ..ન ડાઓનો સંયોગ થવાથી તેમાં તેવું ભાસે છે (તેમાં તે રંગ નથી છતાં ભાસે છે); તેમ કોષને યોગે આત્મામાં ભ્રાંતિ ભાસે છે. તેથી શરીરના ધર્મ આત્મામાં, અને આત્માના ધર્મ શરીરમાં આરોપે છે. અર્થાત્ કહે છે અને માને છે કે હું દેહ છું-અમુક જાતનો અમુક નામ ગોત્રનો છું. એ રીતે આત્માના ધર્મ શરીરમાં આરોપે છે-આત્માને વિશે અહં પ્રત્યય લગાડવાને બદલે દેહમાં લગાડે છે. અને હું સુખી છું દુઃખી છું, બ્હેરો છું, હું લુલો કાણો વગેરે છું, એમ જે કહે છે તે શરીરના ધર્મ છતાં આત્મામાં માને છે. અન્નમય કોષના યોગે, હું જાડો કે પાતળો કહે છે. પ્રાણમય કોષના યોગે હું ભુખ્યો તરસ્યો કહે છે. મનોમય વિજ્ઞાનમયાદિને યોગે સંકલ્પ કરનારો, નિશ્ચય કરનારો વગેરે હું જ્ઞાની અજ્ઞાની છું એમ કહે છે. તે કોષરૂપ ઉપાધિને લીધે કહે છે. તે બધાથી ભિન્ન આત્માનું જે જ્ઞાન છે તજ શોકથી મુક્ત કરે છે. अज्ञान हृदयग्रंथी नाशो मोक्षइति स्मृतः ॥

અજ્ઞાનરૂપ હૃદયગ્રંથી છેદાઈ જવી, એનું નામજ મોક્ષ છે. વાસ્તવે આત્મા તો કદી પણ બદ્ધ નથી, તો પછી તેને મુક્ત થવાનું રહેતુજ નથી. જ્યાં બંધ હોય ત્યાં મુક્ત થવાનું કહી શકાય. પરંતુ શિષ્યને ઉપદેશ માટે અધિકાર પરત્વે આરોપીને કહેવું પડે છે. એવી અંતિમ સ્થિતી પ્રાપ્ત કરવા શ્રી સદ્ગુરૂ પરમાત્મા પ્રત્યે સંતપદની યાચના કર્તવ્ય છે. કેમકે विना महत्पाद रजोभिषेकं મહાત્મા શ્રીનાં ચરણની ધુળને માથે લીધા શિવાય, એટલે સત્પુરૂષોની સેવા કીધા શિવાય એવી સ્થિતી નથી મળતી.

એવો મહામણિ કાદવ કચરામાંથી ભરવાડને મળે તો તે તેને સાધારણ પથર સમજીને બકરીની ડોકે લટકાવે છે. તેમ, આ સંસારરૂપ અરણ્યમાં અજ્ઞાની જીવો ઇંદ્રીઓરૂપ બકરાં ચરાવે છે તેને આત્મરૂપ મણિ અથવા મનુષ્ય શરીર મળ્યા છતાં તેને પથરાવત્ તુચ્છ સમજી કાળ-આયુષ્ય ગુમાવી દુઃખી થાય છે ત્રણ ગુણરૂપ પડ (વેષ્ટન) થી બાંધીને રાખ્યું ગળામાં લટકાવ્યો છે. તે ત્રણ ગુણને દૂર કર-અજ્ઞાન મળને દુર કર. જેમ, ભાતનું ઉપલું છાલું કાઢી નાખે તો શુદ્ધ अक्षत મળશે, તેમ આવર્ણ ખસવાથી શુદ્ધ આત્મતત્વ પ્રકાશશે.

સત્સમાગમરૂપ વૃષ્ટિ પડશે કે આત્મ જ્ઞાનરૂપ બીજ જે ગુપ્ત છે તે અનુભવરૂપે ખીલી નિકળશે.

તુકારામ મહારાજ કહે છે કે, દેવ જે છે તે કંઇ કાશી પ્રયાગાદિ દેશોમાં નથી, વેદ શાસ્ત્ર પુરાણ કાવ્યાદિમાં નથી, મંદિર દેહેરાંમાં નથી, પણ તારી બુદ્ધિમાં સ્વયંપ્રકાશ અચળ રહેલો છે. તારી પાસેજ તું છે. દેશેદેશ અને શાસ્ત્રોમાં ઢુંઢો ફર નહિં. તેને જેમ છે તેમ જાણીને સુખીથા. मत्वाधीरो हर्षशोकौ ज हाति તે દેવને જાણીને ધીર પુરૂષ હર્ષ શોકને ત્યાગે છે. તે દેવ સર્વ વ્યાપક નિત્ય છે.

आकाश वत्सर्व गतश्चानित्यः ॥ नित्यः सर्वगतः स्थाणुरचलोय सनातनः ॥

જેમ, સૂર્યનો પ્રકાશ સર્વત્ર વ્યાપક છે, પણ ભીંતમાં પથરામાં કે બારી વગેરે કાષ્ટાદિમાં સ્પષ્ટ જણાતો નથી, પણ આરસો જે કે સ્વચ્છ નિર્મળ હોય છે તો તેમાં જણાય છે. તેમ, બુદ્ધિ છે તે સત્વ ગુણનું કાર્ય નિર્મળ હોવાથી તેમાં પ્રતિબિંબ સ્પષ્ટ થાય છે. તે કેવી રીતે જણાય છે, તે "જાણ" નું સ્વરૂપ વૈખરીદ્વારા કહિયે તો, બુદ્ધિ વૃત્તિનો પ્રેરક અને ઉદય થતા વિચારો-કલ્પના-નિશ્ચયોને જે જાણે છે. "વૃત્તિ આ રીતે વહન કરતી હતી, એ હું જાણું છું" એવું કહીને વૃત્તિનો સાક્ષી ખુલ્લો પડે છે, એ બુદ્ધિમાં સ્પષ્ટ થવું, તે છે. એવા એ દેવને જે જાણે છે તે આવદ્યા ગ્રંથિ ભેદી મુક્ત થાય છે.

કસ્તુરી મૃગની નાભીમાં છે તે છતાં સુગંધ કયાંથી આવે છે તે જાણતો નથી, અને ખુશબો લેવાના મોહથી ભ્રાંતિને લીધે વનમાં ભમે છે અને ઘાસ વગેરેને સુંઘતું ફરે છે. પણ જાણતું નથી કે એ ખુશબો મારામાંથીજ આવે છે-બહાર કેથે શોધી જડે તેમ નથી. તેમ, આનંદ સ્વરૂપ પોતેજ હોવાથી આનંદ પોતામાંજ છે, છતાં મોહથી સ્ત્રીમાં દ્રવ્યમાં સુખમાંની તેમાં આનંદ શોધતો ફરે છે, અને પાછળથી દુઃખરૂપ અનુભવ કરી પસ્તાય છે. મૃગની માફક આપણે સંસાર વનમાં વિષય કંટકમાં સુગંધ-સુખ શોધીએ છીએ અને કલેશ પામીએ છીએ. જળમાં સૂર્યનું જે પ્રતિબિંબ છે તે વાયુ આવે ત્યારે જળ હાલવાથી સ્પષ્ટ જણાતું નથી અને હાલતું

જણાય છે, પણ પાણી સ્થિર થાય ત્યારે સ્પષ્ટ થાય છે. તેમ બુદ્ધિમાં સંકલ્પ વિકલ્પરૂપ વાયુથી બુદ્ધિ ચલાયમાન થવાથી, આનંદરૂપ પ્રતિબિંબનું સ્પષ્ટ ભાન થતું નથી, એકાગ્રતાથી થાય છે. માટે તુકારામ મહાત્મા કહે છે કે, દેવ થાવ, દેવ થાવ. દિવાલ-ભીંતરૂપ પૃથ્વીને અથવા વૃક્ષાદિ ઘડો ગાગર કોડીયાંને પુછીએ કે મૃત્તિકા કયાં છે, તે બતાવ. શેરડી એમ પુછે કે રસ ક્યાં છે તે બતાવ અને મને પાન કરાવ, તો તે કેવી ખુબી! ભીંત પોતેજ મૃત્તિકા છે,ઇક્ષુ પોતેજ રસમય છે. સુવર્ણનાં અનેક ઘાટ ઘરેણાં છતાં તે સર્વ સુવર્ણજ છે. ખાંડના અનેક રમકડાં છતાં તે સર્વ ખાંડજ-રસજ છે, તેમ, દેવસ્વરૂપ તું છે. આત્મા અનાત્માનો વિવેક કરીને જો.

આંખમાં જરા કચરૂં-રજ સમાઇ શકતી નથી, તેમ વિવેકી છે તે નેત્ર ગોલક સરખો છે, અને આખાં શરીરપર ગમે તેટલું કચરૂં કે લાકડાંના કકડા પડે તો સહન કરે છે, તેમ મુઢ છે તે શરીર જેવો છે.

રોગ પરખીને વૈદ દવા આપે, પણ તે ખાઇએજ નહીં, પણ દવા-દવા-દવા અથવા કિવનાઇન વગેરે જે નામ દવાનું હોય તે નામ બોલ્યા કરીએ, તો તેથી રોગ જતો નથી. यस्तु क्रियावान् एव विद्वान॥ જે ક્રિયા કરે તેજ વિદ્વાન. એકાગ્રતા, સંયમ, વિવેક, વિચાર કરતો રહે તેજ સુખનો સ્વાદ ચાખે. શાસ્ત્રોનું અધ્યયન કર્યાજ કરે, પણ રહસ્ય સમજે નહીં, તો दर्वि पाकरसं यथा કડછી જેમ બધા રસોઇના પદાર્થોમાં ફરે છે પણ એકે પદાર્થનો સ્વાદ જાણતી નથી, તેના જેવો છે. માટે જે ક્રિયાવાન છે તે પંડિત છે. તે દેવને જાણી દેવરૂપ થાય છે. ब्रह्मविद्ब्रह्मैव भवति તેની હૃદયગ્રંથિ ભેદાઇ જઇ સંશયો છેદાઇ, કર્મોનો ક્ષય થાય છે. भिद्यते हृदयग्रंथि.

દ્વારકામાં એક ઘણોજ ચતુર કારીગર-ચિતારો હતો. જેને નજરે જોય તેની આબેહુબ તેવીજ છબી ચિતરી લાવે, તેને અભિમાન થયું અને કૃષ્ણ પાસે આવ્યો. કૃષ્ણે પુછી તેની ચતુરાઈ સાંભળી કહ્યું કે, મારી છબી ચીતરી લાવ. ત્રણ દહાડે તેવીજ છબી ચિતરી લાવ્યો, તે વખતે કૃષ્ણે બીજું રૂપ બદલેલું. કૃષ્ણે

બતાવવાનું કહ્યું પણ ચિતારાએ જોયું કે આ રૂપ તો બીજુ. તેથી બોલ્યો કે કાલે લાવીશ. તે વખતે જોયું તે રૂપ બીજે દહાડે ચીતરી લાવ્યો તો ત્રીજી તરેહનું રૂપ દીઠું. એ રીતે બાર વખત થયું. ત્યારે તે થાકયો–અભિમાન ગળ્યું અને વિચારે છે કે, હવે મુખ શું બતાવું; તેથી દ્વારકાં મુકીને ચાલ્યો. રસ્તે એક સંત મળ્યા, તેણે પુછવાથી બધી વાત કહી. સંત કહે, ભય છોડી દે, એમા શું છે!! ચાહે તેવું રૂપ બદલે તેજ વખત તેવીજ તસવીર તે જોઇ લે. આરસો પાસે રાખ. પુછે તો કહેજે કે, છબી લાવ્યો. તરતજ આરસો બતાવજે, કે તેમાં તેવીજ છબી તેને દેખાશે. ઠીક, પછી પાછો વળી આરસો લઇને ગયો. પુછયું તો કહે, હાજી, છબી લાવ્યો. તરત આરસો ધર્યો તો જે રૂપ બદલે તે તેમાં તેવુંજ દેખાય. કૃષ્ણ કહે, તને કોઇ ગુરૂ મળ્યા. ત્યારે પાર પડયો–પ્રસન્ન થયો. તેમ, એવા દેવ જોકે પોતાની પાસે છે–સ્વયં તું પોતેજ તે દેવ છે, તો પણ ઓળખાણ થવાને સદ્ગુરૂ કૃપા થવી જોઇએ. માટે શ્રીહરિનું સ્મર્ણ ધ્યાન વંદન પુજન કરી અભિમાન છોડીને તે પ્રેભુનો અનુગ્રહ પ્રાપ્ત કરો. ईश्वरानुग्रहादेव पुंसामद्वैत वासना ઇશ્વરના અનુગ્રહથીજ પુરૂષની અદ્વૈત વાસના થાય છે, અને સદ્ગુરૂ સંતને સેવી તેમની કૃપા મેળવો. તો ભવ પાર જઇને પ્રસન્નતાપુર્વક તત્સત્ રૂપ બની રહેશો.

રજ્જુમાં સર્પ પ્રતીત થયો તે પેહેલાં સર્પ અવ્યકતમાં હતો, અને જ્યારે એમ જાણ્યું–સમજાયું કે, એ તો રજ્જુજ છે–સર્પ છેજ નહીં, એમ જાણ્યા પછી અવ્યકતમાં તે સર્પ ગયો, મધ્યે પ્રતીતી થઇ તે પણ તદ્રતજ છે. आदावंतेच यन्नास्ति वर्तमानेपि तत्तथा ॥ ઉત્પત્તિ પેહેલાં જે નહીં હોય, અને નાશ પછી પણ ન હોય, તે પ્રતીતી કાળમાં પણ નથીજ. (ન્યાયશાસ્ત્રે). તેમ, આ શરીર–જગત પોતાની ઉત્પત્તિ (પ્રતીતિ) પેહેલાં અને નાશ થયા પછી કાઇ હોતુંજ નથી, તો હાલ પણ નથીજ, તો પછી તેનો શોક મોહ કેવો!? સંભાવતોજ નથી. अव्यक्त निधनान्येव तत्रका परिदेवना ॥

રામદાસ સ્વામિ પાસે એક વિદ્વાન શાસ્ત્રી બેઠેલા હતા. તેમને સમર્થે (રામદાસે) પુછયું કે, જગત સત્ય છે કે મિથ્યાં છે?

શાસ્ત્રી કહે, જગત મિથ્યા છે. ત્યાં આગળ એક બાજીગરે આવી ખેલ કરવાં માંડયો. એક લાકડી પડી હતી તે ઉપર વસ્ત્ર ઢાંકીને મંત્રબળથી, તેને સર્પ બનાવ્યો. તે હાલવા ચાલવા લાગ્યો. સમર્થ પેલા શાસ્ત્રીને કહે કે આ સત્ય કે મીથ્યા ? શાસ્ત્રી કહે, એ તો મિથ્યાજ છે, ખોટી પ્રતીતિ છે. સ્વામિ કહે ત્યારે સર્પને પકડો, શાસ્ત્રીએ જઈ મોઢું પકડી લીધું એટલે તેને હાથે સજડ ચુડ ભેરવી. સ્વામિ કહે મુખ છોડી દો, શાસ્ત્રી કહે, મુખ છોડી દઉં તો કરડી ખાય. સમર્થ બોલ્યા કે, કેમ! મિથ્યા છે ને! શાસ્ત્રી કહે, મિથ્યા છે, પણ હાથે ચુડ ભેરવી છે તેનાથી જે વેદના થાય છે તે સત્ય છે. પછી બાજીગરને કહ્યું તેણે વસ્ત્ર ઢાંકયું અને પાછી લાકડી કરી બતાવી. તેમ, સદ્ગુરૂ કૃપા શિવાય મિથ્યા કહિયે ખરા, પણ એ માયાને પ્રત્યક્ષ મિથ્યા અનુભવ કરી શકાતી નથી. મેઘ અલ્પ છે છતાં તે અલ્પ વાદળાંથી આખું સૂર્યમંડળ આચ્છાદિત થઈ જાય છે, એમ કહીએ છીએ. પણ સૂર્ય તો જેમ જેવો છે તેવોજ છે. સૂર્ય તરફ જોનારાનીદ્રષ્ટિને તે આવર્ણ આચ્છાદિત કરે છે, એનું નામ આવર્ણ શક્તિ છે. તે રીતે માયાએ દ્રષ્ટિ આચ્છાદન કરી છે. જો સૂર્યનો પ્રકાશ નહીં રહેલો હોય તો મેઘ (વાદળું છે એમ) શાથી દેખાયું?! ઉપર અને નેત્રમાં સૂર્ય પ્રકાશ છે. તોજ મેઘ દીઠો. એ વિક્ષેપશક્તિ છે. કેમકે સૂર્યનાં તેજ વગર દેખાયજ નહિં, તેમ, આત્મા—બ્રહ્મ છે તે જોનારની દ્રષ્ટિમાં આચ્છાદિત છે એટલે બુદ્ધિને આચ્છાદિત કરે છે તેથી આત્મા સ્વયંપ્રકાશ સિદ્ધ છે છતાં તેને "નથી" એમ સમજે છે.

વાદળું—મેઘ નાસીત્ પૂર્વં ન પશ્ચાત્ આગળ હતો નહીં, ને પછી પણ નથી, તેમ વિશ્વ પૂર્વે હતું નહિં અને પછી પણ નથી. મધ્યમાં પ્રતીતિ થાય છે તે જુઠી છે.

આવર્ણ શક્તિ ઉપર કર્તૃત્વ ભોકતૃત્વ સુખીત્વ દુ:ખીત્વાદિ ભાવના ઉપજે છે. દોરી ઉપર સર્પાદિની ભાવના આવર્ણ શક્તિ કરે છે. દોરીને બદલે બીજું જે સર્પભ્રાંતિ—માલા—ફાટ વગેરે ભાસવું થાય છે તે વિક્ષેપ શક્તિ છે. તે બળ વિક્ષેપઅને આવર્ણ એ ત્રણે શક્તિ અવિદ્યાની-અજ્ઞાનની—માયાની છે એવી માયા ભગવત શરણથી તરાય છે.

मामव ये प्रपद्यंते मायामेतां तरंतिते

એવી માયા રૂપ નદીમાં ડુબતા જાય છે તે છતાં તરીએ છીએ એમ લાગે છે. અર્થાત્ યજ્ઞ યાગાદિ કરનાર એમ જાણે છે કે સ્વર્ગે જઇશું એટલે માયા તરી જઇશું–પાર પડીશુ. પરંતુ નદીમાં ડુબતા લોક નદીનાં ઉંડાણમાં ગુફા–બખોલ વગેરેમાં ખેંચાયા જઇ થંપાય છે, કર્મ કરનારા તથા ત્યાગ કરનારા વગેરે અભિમાનીઓ વિશે પણ તેમજ છે. એવાં સાધનથી કોઇ પાર ગયું નથી. જેને પોતાનાં શરીરપર યથાર્થ વૈરાગ્ય થયો તેને જગત ઉપર પણ થયો સમજવો. માયાને, યથાર્થ મિથ્યા છે એમ અનુભવમાં ઉતારવું, એજ સ્વરૂપ પ્રાપ્તિનું દ્વાર સમજો.

પ્રથમ સામાન્ય પણે બોધ કરાય છે, પણ પછી વિશેષ જ્ઞાનને માટે સ્થૂલારૂંધતિ ન્યાયે બોધ થાય છે. પ્રથમતો આંગળીથા ઘર બતાવે, પછી. મોભ પછી વૃક્ષનીડાળ, પછી તેની અમુક ટોચ બતાવી તે દિશાએ સીધો ઉંચો લક્ષ કરાવતાં તારા વગેરેમાં સૂક્ષ્મ દ્રષ્ટિસહ એકાગ્રતા કરાવતાં સૂક્ષ્મ એવો અરૂંધતિનો તારો ધ્યાનમાં આવે છે. તેમ આત્મ તત્વને ઓળખવા સારૂ, બાહ્ય સાધન મૂર્તિપૂજા, ગુરૂસેવા, તીર્થયાત્રા, સત્સંગ, માનસપૂજા ધારણા, ધ્યાન, સમાધ, સંયમ, બ્રહ્મવિચાર, વગેરે ક્રમ બતાવતાં છેવટે જેમ જેમ લક્ષ ઉંચે ચઢતો જાય, દ્રષ્ટિ સૂક્ષ્મ અને એકાગ્ર થતીજાય, તેમ તેમ આત્મતત્વ સાથે વૃત્તિ સંલગ્ન થતી જાય છે.

વસિષ્ઠ યાજ્ઞવલ્કય વ્યાસ અગસ્ત્ય શુકદેવ વગેરે સદ્ગુરૂ મૂર્તિ મહાપુરૂષો અને શ્રુતિઓનો આશય સમજ્યા વગર ગમે તેમ તાણી જનાર ખરૂં રહસ્ય સમજી શકતા નથી. છાપરૂં મોભ વૃક્ષાદિ બતાવવામાં આશય શું છે તે સમજવો જોઇએ, કે તેતો માત્ર સૂક્ષ્મ અરૂંધતિના તારા પર લક્ષ કરાવવાનો છે. કાંઇ તે છાપરે મોભે કે ઝાડે લટકાવી અટકાવી મુકવાનું નથી–અથાત્ તેજ બાહ્ય સાધનો અથવા સામગ્રીજ પરમેશ્વર છે એમ બતાવવાનો આશય નથી. અધિકાર પરત્વે મૂર્તિપૂજા, માનસ પૂજા, ધ્યાન, ધારણા, સંયમ, સત્સંગ, વગેરે કર્તવ્ય કહેવામાં સચ્છાસ્ત્રોનો પરિણામી આશય પરમાત્મ તત્વે સંલગ્ન કરાવવાનોજ છે.

બાળક જ્યારે ભુખ લાગવાથી રડે છે ત્યારે તેનો આશય જાણ્યા વગર "અરે–એને પેટમાં દુખે છે" એમ કહીને ડામ દેવા મંડી પડે છે. એમ આશય સમજ્યા વગર સુખ આવતું નથી; વક્તાનો તાત્પર્ય સમજે તોજ સુખ આવે છે.

એક ધોબી લુગડાં ધોયા કરતો હતો. તે ઠેકાણે વૃક્ષ ઉપર સમડીનો માળો હતો. રાણી ન્હાવા બેઠેલી તે વખતે હીરામાણેકનો હાર કાઢીને દૂર મુકેલો, તે ચાંચમાં લઇ ઉડી ગઈ, તે માળામાં તે હાર લાવી મુકેલો તેનો ઝમકઝમક પ્રકાશ પાણીમાં પડયા કરતો હતો. તે જોઇ ધોબીએ જાણ્યું કે એમાં હીરો છે, તેથી તે લેવાને રેતી કાઢવા મંડયો. બપોર થઇ ગયા, લુગડાં પડયાં રહ્યાં.. સ્ત્રી તેની ખાવાનું લઇને આવી તે પણ વાત સાંભળી નજરે જોઇ મંડી પડી. સાંજ પડી, પણ તેમાં શું વળે ?!! પાણીમાં કે રેતીમાં તે હાર હતોજ નહીં. એટલામાં એક દયાળુ સંત આવ્યા. તેણે પુછયું કે, આ શું કરો છો ? ધોબી કહે હીરો કાઢીએ છીએ. સંતે જોયું કે પાણીમાં કાંઈ નથી–મૂર્ખ અજ્ઞ છે. ઉપર પેલા માળામાં હાર દેખાય છે તેનો ઓળો છે. તે ધ્યાનમાં લઇ બોલ્યા કે, ભાઇ ! કરોડો કલ્પ સુધી રેતી કાઢશો તોપણ કાંઇ વળવાનું નથી. વસ્તુ છે કયાં અને શોધો છો કયાં. આવ, આ ઝાડપર ચઢ. પેલા માળામાં હીરાનો હાર છે, જો, તેનોજ એ ઓળો છે. સંતનું વચન માની તરત તે ધોબી બહાર આવી ઝાડપર ચઢયો અને માળામાં જોયું તો હીરાહાર મળ્યો. તેમ, હે વિવેકસંપન્ન સુજ્ઞો ! આત્મ તત્વરૂપ રત્ન અંતરમાં છે, ત્યાં જઇ જુવોતોજ મળશે. બહાર શોધતાં કોટી કલ્પે પણ જડે એમ નથી.

ત્રાંબું છે તેને અમુક બુટ્ટીના રસનો પટ દઇ તાપમાં નાખવાથી તામ્રત્વ [તામ્રભાવ] બદલાઇ જઇને તેમાં સુવર્ણત્વ-સુવર્ણભાવ આવે છે. એ ક્રમે કરીને થાય છે. તેમ, વિહિત સ્વધર્માનુષ્ઠાન કર્મ, ઉપાસના, ચિત્ત વૃત્તિનો નિરોધ, બ્રહ્મવિચાર, વગેરે ક્રમથી ચિત્ત શુદ્ધિદ્વારા જીવભાવ બદલાઇને શિવત્વ અથવા બ્રહ્મભાવ આવે છે. અને પારસમણિના સ્પર્શમાત્રથીજ લોહભાવ જતો રહી સુવર્ણત્વ આવે છે, એ ક્રમ વગરજ થાય છે. તેમ,

મહાવાકયના ઉપદેશમાત્રથી એટલે ક્રમ વગરજ જ્ઞાન થઇ જાય છે તેનો તત્કાળ જીવભાવ બદલાઈ ब्रह्मैवाहम् એવો ભાવ થાય છે. તાત્પર્ય કે, ભાવ માત્ર બદલવાનો છે. દેહાત્મ વૃત્તિને ઉથલાવીને બ્રહ્માત્મ વૃત્તિ કરવાની છે. એજ કર્તવ્ય છે.

કર્ણ ખરેખરો કુંતાનો પુત્ર છતાં રાધાદાસીના સહવાસથી ખોટો અધ્યાસ પડી ગયલો હોવાથી, પોતાને દાસી પુત્ર છું, એમ માન્યા કરતો, અને ગ્લાનિ પામતો, પરંતુ સૂર્યે જ્યારે પ્રત્યક્ષ થઈ કહ્યું, કે તું દાસી પુત્ર નથી, રાજપુત્ર છે. તું તો કુંતી પુત્ર છે. તેજ વખત તરત તેની વૃત્તિ બદલાઇ ગઇ હતી.

ભોગોની વાસના અલ્પ પણ રહી હોય અને જ્ઞાન થયું, તો તે વાસનાને લીધે બ્રહ્મલોકમાં જઇને, ત્યાં ભોગ ભોગવીને ઇશ્વર સાથે મુક્ત થાય છે. એને ક્રમ મુક્તિ કહે છે (ક્રમથી થતી હોવાથી). અને જેને તીવ્ર વૈરાગ્ય હોઇ કામના માત્રનો ત્યાગ છે–કોઇ પણ લોકના ભોગની સ્પૃહા નથી–અકામ છે, એવાને જ્ઞાન થતાં અહીંજ મુક્તિ મળે છે; એવા તે જીવન્મુક્ત મહાત્મા વિદેહ થતાં તેમના પ્રાણ પોતાના અધિષ્ઠાન બ્રહ્મ તત્વમાંજ વિલીન થાય છે. नतस्य प्राणा उत्क्रामंति तत्रैव सं विलीयंत માટે, આત્માએ કરીને આત્માથી તું આત્માને જો. એટલે, દેહે કરીને મનથી તું જ્ઞાનરૂપ આત્માને જો. ચેતનની દમક એજ જગત નામથી કલ્પાય છે. દોરડી છે, એવું સમજાયા પછી તે જ્ઞાતા, બીજા ભડકનારને તરત કહેશે કે, नाडयं सर्पो रज्जुरेव એ તો દોરડીજ છે, સર્પ નથી, ભડક નહીં. તેમ, સતચિદાનંદ રૂપજ આ જગત છે, જડ દુઃખ અનિત્ય એવું કશું છેજ નહીં. લેહેર તરંગ પરપોટા જળરૂપજ છે, કડાં કંઠી કલ્લાં સાંકળાં સુવર્ણજ છે. નામ રૂપની કલ્પના તેં કરેલી, તે કશું કંઈ વસ્તુજ નથી. જે છે તેજ છે. એમ જાણી અભય પ્રાપ્ત થા.

કેટલાકને એવી ટેવ પડી ગયલી હોય છે કે, ખુરસીપર બેઠે અમસ્તા .પગ હલાવ્યા કરે છે. તેને કહીએ તો કહેશે કે, હું નથી જાણતો. અર્થાત્ પગ હાલ્યા કરે છે તેનું તેને ભાન રહેતું નથી; મનથી અપાયલા વેગથી અભ્યાસે કરીને હાલ્યા કરે છે. સીતારના તાર ઉપર, તેમજ હારમોનીઅમ પર પણ આંગળાં ટપોટપ ઉપડયા કરે છે; તે પણ મનથી અપાયલા વેગથી અભ્યાસે

આવ્યા કરે છે. તેમ, હું ચિદાનંદઘન સદૈવ બ્રહ્મજ છું, એવો મનને વેગ આપી તેનો ઘાડ અભ્યાસ પડવો જોઇએ, તો પછી વ્યવહારમાં વિચરતો રમતો જમતો કાર્ય કરતો છતો, તે વેગ અને અભ્યાસ બળથી સ્વરૂપ સ્થિતીની ખુમારીમાં રહેશે—સ્વરૂપમાં જ વૃત્તિ રમણ કરતી રહેશે.

વૃત્તિનો નિરોધ અપૂર્વ બળ આપે છે. જેમ, નદીનું જળ-નદીનો પ્રવાહ વેગ ઘેરી લેવાથી તેને પછી જેણી તરફ લેવું-વાળવું હોય તેણી તરફ લેવાય છે. તેમ વૃત્તિના પ્રવાહનો વેગ જે દ્રશ્ય જગત તરફ અથવા વિષય તરફ વહે છે તેને ઘેરી રાખવાથી આત્મ સ્વરૂપમાં વાળવો સેહેલથી બની શકે છે. વિજાતીય વૃત્તિનો વેગ ખાળીને સજાતીય પ્રવાહ પ્રવર્તાવાય છે.

વાદ્યંત્રના રાગોમાં ષડજ સ્થૂળ છે, તેથી ક્ષણમાં ચોવીસ આંદોલનો નિકળે છે. અને ક્રમે ક્રમે ચઢતાં સૂક્ષ્મ એવો જે છેલ્લો નિષાદ સ્વર છે તેનાં ક્ષણમાં ૨૫૬ આંદોલનો નિકળે છે. તેમ, વૃત્તિની જેમ સૂક્ષ્માવસ્થા થતી જાય, એટલે, નિરોધ બળ વધતું જાય, તેમ તેમ આંદોલનો વધારે થાય છે. એવા નિરોધ બળવાળાના સમીપમાં સ્થિતી કરનાર શ્રદ્ધાવાનને પણ તેની શાંતિની છાયામાં, આંદોલનોના જમાવટથી લાભ થાય છે.

ફક્ત ગાંડાં માણસો શિવાય સર્વ પ્રાણીઓ ન્યૂનાધિક અંશે સંયમ સાધે છે. વિદ્યાર્થી પણ બીજે જોતો હોય, તો માસ્તરના ટોકવાથી ચાલતા વિષયપર મન લગાડી ધ્યાન આપવા માંડે છે. પશુ પક્ષી આદિ પણ પોત પોતના કામમાં થોડાં ઘણાં સંયમી રહે છે.

શ્રવણ કીર્તન—સ્મરણ વગેરે નવધા ભક્તિમાં સંયમ સધાય છે. સંયમ વગર સ્થિરતા—એકી ભાવ—રસમય થવાપણું સંભવે નહીં.

ભક્તિ વગરનું જ્ઞાન છે તે મોળું છે. પ્રેમમય રસવાળી ભક્તિ સંયુક્ત જે જ્ઞાન છે તેજ શાંતિ—આનંદ પ્રદ છે. ઔષધ જેમ આરોગ્ય અર્પે છે, તેવી રીતે એવું જ્ઞાન છે તે ભવ ભ્રમણ ભ્રાંતરૂપ રોગ મટાડે છે.

પારો ખાવાથી અજરામરતા મળે છે, પરંતુ કાચો પારો ખાય તો ફુટી નિકળે, દાંત જાય, હેરાન થાય; તેમ નિર્વિષયી અંતઃકરણ કરવાથી પરમાત્મા મળે છે, અર્થાત્ મુક્ત થવાય છે,

એ ખરૂં છે, ત્યારે વિષયો શું કામ જગતમાં મુકયા છે ? ! બાગ બગીચામાં બાવળ રોપાવી કોઇ કાંટા કરવા નથી દેતું. બાળકો માટે પિતા પોતાના બગીચામાં કાંટા રહેવા નથી દેતા, કેમકે બાપ જાણે છે કે છોકરાં બાળક છે તેથી દોડતાં રમતાં પગમાં કાંટા વાગે તો હેરાન થશે. આશય મનમાં છે, વિષયો બહાર છે, તે બેનો સંબંધ જોડવા રચના કરી છે.

બાળક ચાલતાં ચાલતાં પડી જાય છે તેથી પાંગળા ગાડી બનાવી તેને ટેકવીને ચાલતાં શિખવે છે. તેજ રીતે વળી મોટી નદીમાં નહીં જવાય ત્યારે હજારો માણસને ઇચ્છા પ્રમાણે ચાલ્યા જવા પુલ કીધો છે તે ઉપરથી ચાલી જઇ પાર પ્હોંચે છે. તેમ, ભવ સિંધુમાં તાણી જતી તૃષ્ણા રૂપ મોટી નદીમાં જતાં તો તણાઈ જવાય, તેથી વિષયોરૂપ પુલ કીધો છે તે ઉપરથી નિર્મોહ થવા માટે–નિર્ભય થવાને ચાલી જઇ પાર ઉતરવાનું છે. વિષયો તો પૉઇન્ટર (*Pointer*) દિશા બતાવનાર છે તે બતાવે છે કે, વિષયો સેવન કરીને (પુલ પર ચાલ્યા જઇને) નિર્મોહ થઇને આમ જશો તો નિર્વિષય બ્રહ્માનંદ સુખ મળશે.

સ્વરૂપથી ઉલટી જવાના વેગવાળી આશય વૃત્તિ છે, તેને સુલટાવી સ્વરૂપ તરફ વાળવાની છે. તેથી વિષયો ભોગવીને તે આશય તરફ આવી પહોંચવું. અયોગ્ય રીતે વિષય સેવનથી હાનિ થાય છે, માટે યથા ન્યાય–મર્યાદા અને યથા શાસ્ત્ર વિષયો સેવી વહ્યા જવું. ત્યાંજ અટકી રહી મોહવશ બની ફસાઇ પડવું નહીં. એવી રીતે યથા શાસ્ત્ર વિવેકપૂર્વક સેવાય તો તે વિષયો છે તે પરમાત્મા સમીપ જવાનાં દ્વાર છે.

પાણીરૂપ વિષય બહાર છે. તે જળથી શાંતિનું ભાન હૃદય અને મગજ અનુભવે છે. વિષયો જો બહાર નહીં હોતે તો, વૃત્તિ જે કે અમુક આશયથી બહાર નિકળી તે કયાં જતે ! ? અને વિષયોરૂપ ગંતવ્યસ્થાન તે વખતે તેને નહીં મળતે તો બધા ગાંડાની હોસ્પિટાલ થઇ પડતે.

માતાને દળવું હોય અથવા પતિ સાથે અગ્નિ હોત્રની ક્રિયામાં હોમાત્મક કર્મ કરવાનું હોય છે ત્યારે ચંચળ બાળકને પગે માચી ખુંધીનીજ ( થોડી લાંબી ) દોરડી બાંધી મુકે છે, તેથી બાળક

રમતું છતું માચી પાસેજ—મા પાસેજ રહે છે. બાળક તો જાણે છે કે મા પાસેજ છું. તેમ વિષયો દોરડાનાં બંધનરૂપ દુઃખ આપનાર છે ખરા, પરંતુ ધીરજ અને માતાની સમીપતારૂપ સુખનું ભાન કરાવે છે. તેજ રીતે સુખ આપનાર પણ છે. કેમકે मनएव मनुष्याणां कारणं बंधमोक्षयोः ॥ મનજ ગમે તેમ માની લેવાથી જે બંધન થાય તેનું, તથા હું અસંગ પૂર્ણ જ્ઞાનાત્મ તત્વ નિર્લેપ શુદ્ધ બ્રહ્મ સ્વરૂપ છું એમ માનવાથી મુક્ત થવામાં પણ કારણ રૂપ છે. જુવો—ધર્મરાજા, હરિશ્ચંદ્ર, રામચંદ્ર વગેરેને એક તરફથી અભિષેક થતો અને એક તરફથી વનવાસ. રામને કાલે તો રાજ્યારૂઢ થવાનું છે, અને સવારમાંજ વન જવાને પિતાની આજ્ઞા; પરંતુ બેહુ પક્ષે તેઓના મનની સ્થિતી સરખી હતી—રાગ દ્વેષ અથવા હર્ષ શોક રહિત હતી. પૂર્વ સંચિત ઉત્તમ સંસ્કારની બાહુલ્યતા શિવાય એકદમ નિર્વિષયી થવાતું નથી. પછી अशाक्तिवान्भवेत्साधु એટલે દરિદ્રાવસ્થા, કુપાત્ર સ્ત્રી, કુપુત્ર, ઈત્યાદિ હોવાનાં કારણથી ભગવા પહેરી લઈ સાધુ થઇ જાય છે તેથી કાંઇ તે નિર્વિ-ષયી થયો ન કહેવાય. અંતરમાંથી ઇચ્છા—વાસનાની વીજળીઓ અને કામ ક્રોધ લોભ મોહ વગેરેનો ગડગડાટ નિર્મૂળ થઇ જઇ ચમકે નહીં કે સંભળાય નહીં, ત્યારે જાણવું કે એ નિર્વિષયી થઇ મહાત્મા—સન્યાસી—સાધુ પદ્વીને પાત્ર થયો. પછી ગમે તે વેષમાં વિચરતો હોય તે બહિર આડંબર કે વેષ જોવાનો નથી.

રાજાનું જોર કેટલું છે કે, ઘણું થાય તો ફાંસી દે; પછી તેની સત્તા વધારે નથી. પરંતુ અનેક જન્મ જઠર ભઠ્ઠીમાં તાવ્યાજ કરે એવા સમર્થ ઇશની સત્તાના પટવાળા સંતો કહે છે તે માનવાથીજ શ્રેય છે. તે કહે છે કે, પ્રપંચ જુઠા હેં, જ્ઞાનરૂપ આત્માજ સત્યહેં, શરીરમાં જો, પરિચ્છિન્ન અહં મમત્વ અથવા દેહાત્મભાવ છોડદે—અનંત વ્યાપક બ્રહ્મેવાહં એ ભાવ પકડલે, તું મુકત હેં હિહેં. એવા સંતને પણ ભિક્ષારૂપ શિક્ષા ભોગવવી પડે છે.

સિંહનાં બાળકો—બચ્ચાં છે તે, શિયાળરૂપ વિષયોને મારીને ભક્ષણ કરી શરીરમાં લોહી બનાવે છે તે રીતે કરો; એટલે, વિષયો ભોગવો અને પછી તેને વશ કરી—તેનાથી બળ મેળવી—નાશવાન

તુચ્છ ક્ષણિક દુઃખદ જોઇ વૈરાગ્ય પામી અનિત્ય નિશ્ચય કરીને સત્ય પરમાત્મા તરફ વળી જાવ—ફરી જાવ. એ પ્રકારે કરવાનો શ્રી મદ્‌વલ્લભાચાર્યનો મત ખરો છે. દેશ કાળાનુસાર વિચાર કરી તેમણે ચલાવેલો સંપ્રદાય પ્રશંસનીય છે. પણ કેટલાક લોક તેમ કરતા નથી, અને પોતાની અંદર શીતળાદ્વારા અથવા ફસ ખોલાવી જેમ પ્લેગ વગેરેની રસી મુકે છે તેમ, વિષયોરૂપ શિયાળીઆંનું લોહી દાખલ કરે કરાવે છે તેથી તેવાં થઇને બગડી જાય છે; તેમ નહીં કરો.

ઇશ્વર નિમિત્ત ક્રિયા કરવાથી પાપ નથી લાગવાનું. શાંતિથી જમો તો ઇશ્વરનેજ નિવેદન થયું. ફસ ખોલીને લોહી મુકે તો કામાદિનાં લક્ષણ દાખલ થાય, તેમ ન કરો. દલીલ સાથે બ્રહ્માસ્મિ સમજ્યા—બોલ્યા એટલે થયું, એવું નહીં કરો. નિદિધ્યાસની જરૂર છે.

જ્ઞાન તો છોકરૂં છે. ભકિત છે તે સ્રી છે, તેનો પતિ યોગ છે તે પુરૂષ છે. એ ત્રણમાંથી એકજ કોઈ એકલું હોય તો મોળું છે. ભકિત વિના જ્ઞાન મોળું, જ્ઞાન વિના ભકિત મોળી, યોગ વિના જ્ઞાન અથવા ભકિત મોળાં, તેમ એકલો યોગ પણ વાંઢોજ. યોગ વગરની ભકિત છે તે, પતિ વગરની સ્રી તેને પગલે પગલે વંક. ભકિત યોગ અને જ્ઞાન યોગ, એમાં મુખ્ય યોગ જો સાથે હોય તો તે ધન્યવાદને પાત્ર છે. તેજ ગૃહસ્થાશ્રમ ધન્ય છે, જ્યાં પતિવ્રતા ( ભકિત ) સ્રી સાથે સંયમી એક પત્નિવ્રત પતિ સંબંધથી અભેદ બ્રહ્માત્મૈકય જ્ઞાનરૂપ બાળક પ્રકટીને અંતરગૃહમાં રમે—ખેલે છે. તેથીજ ભગવાને કહ્યું છે કે, तस्माद्योगी भवार्जुन. તથા योगिनामपि सर्वेषां मद्गतेनां तरात्मना॥ श्रद्धावान्भजतेयोमाम् समेयुक्ततमोमतः॥

ઘરમાં ફટાકા ફોડે એવું લાડવાળું છોકરૂં હોય તેવા (જ્ઞાની) ન થાવ. હાલ કેટલાક જશાતરા વેદાંત વાંચી સાંભળીને કહે છે કે, હવે આપણે શું છે, ઇંદ્રીઓ પોતાના ભોગ ભોગવે છે, એમ માની મર્યાદા છોડી શાસ્ત્ર નિષિદ્ધ માર્ગે ચાલે છે એવાં લાડકાં છોકરાં જેવા જ્ઞાની (બાળક) ન થાવ; તે હાનિપ્રદ છે. તેજ રીતે સ્રી એકલી પડે છે તો મરજી પ્રમાણે ભટકવાને દોડે છે, માટે પતિ સાથે હોય તોજ મર્યાદામાં રહી સુખપૂર્વક આશ્રમ ચલાવે છે, તેમ ભકિત એકલી ન હોવી જોઇએ. ચિત્તની એકાગ્રતા—નિરોધ રૂપ યોગ બળવાળો હોવી જોઇએ.

યાજ્ઞવલ્ક્ય મુનિએ કહ્યું કે, તીવ્ર મોક્ષેચ્છા હોય તો જાણો કે,—

वासुदेवः सर्वमिति समहात्मा सुदुर्लभः ॥

हरिरेव जगत् जगदेव हरिः ॥ हंसः सोहं सोहं हंसः ॥

અને બીજા વર્ગના (*Second Class*) મનુષ્યો માટે કહે છે કે,—

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासियत् ॥

यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् '।

નાક કાન આંખ મુખ વગેરે (સઘળાંનાં) જેના તે એકજ યોગ્ય સ્થાને છે. હમને તે આગળ છે, અને બીજાંને પાછળ છે એમ નથી; પણ કહેવું સુણવું અંતરનું ઓર (જુદુંજ) છે.

કોઇ ભારે વ્યાધિ થયો હોય ત્યારે અનેક મોટા વૈદ દાકતરોની દવા કરે છે. તે એકથી સારૂં ન થાય તો બીજાને પકડે છે. તેનાથી ન થાય તો ત્રીજાને, એમ કરતે કરતે થાકે છે અને રોગ સારો ન થાય ત્યારે હુશીઆર દાકતર એવી સલાહ આપે છે કે, હવે સ્વદેશની હવા લો–સ્વદેશમાં જઇ વસો તો સારૂં થશે. અને તે પ્રમાણે સ્વદેશમાં આવી રહે છે, ત્યારે રોગ મટી જઇ આરોગ્ય મેળવે છે. તેમ, જન્મ મરણરૂપ ભારે રોગ થયલાનું જેને ભાન થાય છે તે અનેક ગુરૂ, સાધુસંત, આચાર્ય વગેરેની પાસેથી જ્ઞાન, ભક્તિ, યોગ, વગેરે રૂપ ઔષધ લેવા દોડે છે. તેના બતાવ્યા પ્રમાણે વ્રત તીર્થ, યાત્રા, દાન, ધર્મ કર્મ, ધ્યાન વગેરે કરતાં છતાં શાંતિ નથી જણાતી ત્યારે સમર્થ ગુરૂની સલાહ મળે છે કે, ભાઇ, હવે આત્મ તત્વરૂપ સ્વદેશમાં જઇ વસો; અર્થાત્, સંકલ્પ–ઈચ્છાથી રહિત થઈ તત્ત્વાકાર વૃત્તિ રાખી રહો, તો નિઃસંશય (જરૂરજ) ભવ ભ્રમણ રોગ મીટી જઇ આરોગ્યરૂપ અભય પ્રાપ્ત થશેજ અને ત્યારેજ શાંતિ થશે. કેમકે સર્વ વ્યાપક વાસુદેવ સ્વરૂપે અભેદ સમ શાન્ત હરિમય થઈ રહેનારને જન્મ મર્ણની ભ્રાંતિનો અવકાશ–સંભવ નથીજ.

" કરવું "એજ અજ્ઞાન. કાંઇ પણ કર્તવ્ય, એજ અજ્ઞાન છે. વાસ્તવ દ્રષ્ટયાતો કાંઇજ કરવાનું નથી, કાંઇ થવાનું નથી, કાંઇ જવાનું નથી. જેમના તેમ નિર્વિકલ્પજ છો તેવા ઠરી જાવ, જે કહેવા જવું, જે કરવા જવું, જે વિચારવા અથવા કલ્પવા જવું, તે સઘળું માયાજ છે. તમે તો નિર્વિકલ્પ શુદ્ધજ છો. સ્ફટિકમાં

કંઇજ વિકાર નથી, ત્રણે કાળમાં સ્વરૂપે નિરંતર શુદ્ધ છે. માત્ર લાલ ફુલ તેની સમીપ હોય તો સ્ફટિકમાં તેની રતાસ તથા પુષ્પનો અધ્યાસ થાય છે, પણ છે કશું નહીં. સ્ફટિકતો સ્વરૂપે નિર્મળજ છે, તેમ,–ચિદ્ઘન આત્મ સ્વરૂપમાં દેહ દ્રશ્ય જગતનો અધ્યાસ માત્ર ભ્રાંતિથી થાય છે–આત્મામાં કાંઇજ નથી. એ નિર્વિકલ્પ અને શુદ્ધ આત્મ સ્વરૂપનો લક્ષ કરાવવાને માટેજ વેદો શાસ્ત્રો સ્મૃતિઆદિમાં અનેક પ્રકારે કર્મ કરાવવાની મારામારી–ધમાચકડી છે. તેમ, એક એકથી જુદા જુદા પ્રકાર, અધિકારીઓની રૂચી પ્રમાણે જેને જે રસ્તો ઠીક લાગે–રૂચે તે રસ્તો પકડે તેથી, કથ્યા–વર્ણવ્યા છે. આત્મ સ્વરૂપનું જ્ઞાન–તે લક્ષ થયા પછી, તેનાં તેજ છાલાં છુંદા કરવાં, એ નિષ્પ્રયોજન છે. પછી તો सोहं ब्रह्मैवाहं शिवोहं ओमहंનો દ્રઢ અભ્યાસ કરતા રહી નિર્વિકલ્પ થઇ ઠરી રહો–એકાગ્રતાની ચોથી ભુમિકાથી પાંચમી નિરૂદ્ધાવસ્થારૂપ ભૂમિકામાં સ્થિર થઇ રહો. ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એ પામર, વિષયી, અને મુમુક્ષુની છે. તે તો પાછળ મુકી આવ્યા. તે તરફ જોવાની હવે જરૂર નથી. સત્ય અનંત અપાર જ્ઞાનઘન ચિદાત્મા આપણું સર્વનું અહં પ્રત્યયનું ખરૂં સ્થાન છે એટલે તેજ આપણું ખરૂં સ્વરૂપ છે, તેજ હું બ્રહ્મ છું, એજ દ્રઢ તમ અપરોક્ષ કરો. એજ ઉત્તમ યોગ છે–એજ ઉત્તમ સંયમ છે. એથીજ સત્ય સંકલ્પ થઇ રહેશો. જે વખતે જે ઇચ્છા ( ભાવિને અનુસરીને ) ઉદય થઇ કે તેજ થશે.

સાક્ષીની સત્તા–અસ્તિત્વ અખંડ કાયમ છે, ત્રિકાલાબાધ્ય છે તેથી સત્ છે. તે જ્ઞાનરૂપ પૂર્ણ અનંત વ્યાપક છે તે પ્રકાશરૂપ છે. ઇષ્ટ પ્રાણી પદાર્થની પ્રાપ્તિ થતાં તે ક્ષણે વૃત્તિની અંતરમુખતા-એકાગ્રતા થઇ જવાથી તેમાં આનંદરૂપ આત્માનું પ્રતિબિંબ સ્પષ્ટ થવાથી તે ક્ષણે આનંદનું ( અહો ! વાહવાહ ! અહહ ! વગેરે શબ્દોથી બહાર ઉદ્ગાર નિકળે છે તે દ્વારા પ્રતીત કરાવાય છે તે–) ભાન થાય છે. તે આત્મા અખંડ આનંદ સ્વરૂપ છે તેમાં (सोहं જપ કરવારૂપ અહંગ્રહ ઉપાસના કરતાં કરતાં અથવા વૃત્તિ-શૂન્ય સ્થિતીના અભ્યાસથી–આકાશવત્ વૃત્તિ રાખી રહેવાના અભ્યાસથી) ઠરી જવું એજ કર્તવ્ય (જોકહીએતો) માત્ર છે. બીજું કરવાનું હવે નથી. हरिः ॐ

અગ્નિમાં લાકડાં, કોયલા ઘાસ વગેરે બળતણ કાંઇજ મુકો નહીં, તો અગ્નિ એની મેળે શાંત થઇ જશે; પણ મુકયા કરશો તો વૃદ્ધિ પામ્યા કરશે–સળગ્યા કરશે. તેમ, મનમાં જો સંકલ્પ નહીં કર્યા કરો તો મનની વૃત્તિઓનો નાશ થતાં છેવટે મનનો પૂરો નાશ થઇ જાય છે. સંકલ્પ વિકલ્પાત્મક વૃત્તિનો નાશ થવો, અર્થાત્ સંકલ્પ ઉઠવા ન દેતાં રોકયા કરવું, તેને મનનો સરૂપ નાશ કહે છે. જેમ, ઝાડનું મૂળ કાયમ રહેવા દઇ ડાળાં પાંખડાં થાય કે તરત, અથવા પીલો=અંકુર કાઢતાંજ કાપ્યા કરીએ, તો તેઝાડનો સરૂપ નાશ કરવો કહેવાય છે. એટલે ઝાડનું મૂળ રૂપ જે થડ છે તેને કાયમ રાખીને નાશ કરવો તે સરૂપ નાશ છે. તેમ, મનરૂપ થડ કાયમ રાખીને સંકલ્પ વિકલ્પાત્મક વૃત્તિઓને છેદન કર્યા કરવી–રોક્યા કરવી તે મનનો સરૂપ નાશ છે; પણ થડમૂળ સહિત ઝાડનો નાશ કરવો, તેને વૃક્ષનો અરૂપનાશ કહેછે, તેમ, મનનું છેવટે સ્વરૂપાકાર થઇ જવું (અગ્નિમાં બીજાં ઇંધનના અભાવે અગ્નિનું જેમ એની મેળે શાન્ત પડી જવું થાય છે તેમ) તેને મનનો અરૂપ નાશ કહે છે. એવા મનના નાશ અને વાસનાના ક્ષય પૂર્વક તત્વજ્ઞાન જેને થયું છે તેને કોઇ પણ ઇચ્છાનો સંભવ નહીં હોવાથી કર્તવ્ય શેષ કશું નહીંજ હોય, એ ;સ્વભાવ સિદ્ધ છે. એવા મહાનુભાવ સત્પુરૂષોજ વિશ્વવંદ્ય હોવાથી તેમને પ્રણામ અર્પિ પ્રસન્નતા અનુભવિયે છીએ.

વૃત્તિ શું કામ કરે છે કે, નેત્રદ્વારા બહાર નિકળીને સમીપમાં પડેલાં પુસ્તક વગેરે પ્રાણી પદાર્થ ઉપર પડે છે અને તે પુસ્તકાદિનું જે અજ્ઞાન (પુસ્તકાદિને નહિં જાણવા પણું) તે અજ્ઞાનરૂપ આવર્ણને ખસેડી નાખે છે. એટલે પુસ્તક આ આવું આવડું છે, એવું જ્ઞાન થાય છે. તે અપરોક્ષ [પ્રત્યક્ષ] જ્ઞાન થાય છે. તે શાથી થાય છે? વૃત્તિથી થાય છે, પણ વૃત્તિમાં કંઇ સામર્થ્ય નથી, એતો સાધનભૂત છે–જડપ્રાય છે. પણ વૃત્તિમાં જે ચિદાભાસ છે તે સત્તાથી વૃત્તિ, તે આવર્ણભંગ કરવાનું, કામ કરે છે.

તત્ત્વમસિ એ મહાવાકય છે. તેમાં કહ્યું કે, તે તું છે. એમાં તે કહેતાં તો પરોક્ષ ઇશ્વર સમજાય. તે તો સર્વજ્ઞ સર્વ શક્તિમાન વગેરે સામ-

અર્રૂપ ઉપાધિવાળો છે. તે હું શી રીતે હોઈ શકું, એમ વિચારમાં પડયો. ત્યારે ને શબ્દની શક્તિ વૃત્તિથી તો સામાન્યપણેથી સમજી શકાય નહિ તેથી લક્ષણા કરવી જરૂર થાય છે. જેમ, गंगायां घोष: ગંગામાં ઘોષ (ગામ) છે, એમ સાંભળી વિચાર કરે છે કે, ગંગા શબ્દે કરીને તો પ્રવાહ છે, તેમાં ગામ હોઇ શકેજ નહિં. તેથી પ્રવાહ સમીપના કીનારાપર લક્ષણા કરાય છે. એટલે ગંગાના પ્રવાહમાં ગામ નથી પણ કિનારે છે એમ સમજાય છે. તેમ, તે તું છે, એ વાકયથી લક્ષણા કરી કે, તે ઇશ્વરની સર્વજ્ઞત્વાદિ બધી ઉપાધિ અને તું–જીવની અલ્પજ્ઞત્વાદિ જે ઉપાધિ છે તે બેહુની ઉપાધિનો ત્યાગ કરતાં જે એક અખંડ ચૈતન્ય–જ્ઞાન સ્વરૂપ સત્‌વસ્તુ રહેછે તેજ હું છું, એમ સમજાય છે, અર્થાત્ તે શુદ્ધ નિર્વિકલ્પ અનંત સુખ સ્વરૂપ બ્રહ્માત્મૈક્ય ચેતન તત્વજ, તે ઇશ્વરનું અને મારૂં સ્વરૂપ છે. ઉપાધિવાળું ભ્રાંતિ જન્ય જે મારૂં જીવત્વરૂપ અસ્તિત્વ હું આજ સુધી સમજતો હતો તે "હું" નથી–તે મારૂં ખરૂં સ્વરૂપ નથી; પણ પ્રત્યક્ ચેતન આત્મ વસ્તુ "ત હું છું." તેજ મારૂ અને ઇશ્વરનું ખરૂં સ્વરૂપ છે, તથી અભેદ છું.એ રીતે લક્ષણા કરવી જરૂર થાયછે. એ મહા વાકય છે તે કરણ થયું. શાનું ?અભેદ જ્ઞાનનું. એ શબ્દ તથા વૃત્તિ જોકે સ્વરૂપમાં પ્હોંચતાં નથી,પણ તેનો લક્ષ કરાવેછે. यतोवाचो निवर्तंते अप्राप्य मनमा सह તે પરમ તત્વથી વાણી અને મન પાછાં ફરે છે. કેમ ? શબ્દ–મહાવાકય રૂપ કરણ–સાધનથી ત્યાં લક્ષ કરાવીને પોતે પાછાં વળે છે–આગળ ગતિ થતી નથી. કેમ ? મનની વૃત્તિમાં જે ચિદાભાસ છે તે રૂપ દીપ શું મધ્યાન્હના સ્વયંપ્રકાશ સૂર્યને બતાવવામાં ઉપયોગી થઇ પડશે કે ? ! નહીંજ. તેમ, વૃત્તિમાં રહેલો જે ચિદાભાસ છે તે, તે પ્રત્યક્ ચેતન તત્વનો સાક્ષાત્કાર કરાવે છે એટલે આવર્ણભંગ કરે છે. અને ત ચેતન તો સ્વયંપ્રકાશ સિદ્ધ પૂર્ણ છે તેને જોવાને બીજા પ્રકાશની–દીવાની જરૂરજ નથી. તેને વૃત્તિ શું દેખાડશે !! પણ તે બ્રહ્મતત્વનું અજ્ઞાનરૂપ જે આવર્ણ–અંજાણપણું ત કાઢી નાખે છે, એટલે ભાન કરાવે છે કે, તે હૂં બ્રહ્મજછું सोहम. એજ હૂં–એજ પરબ્રહ્મ–એજ ચિદાત્મા નિર્વિકલ્પ. સુખરૂપ જ્ઞાન ઘન વસ્તુ છે. એ મારામાંથીજ આ સર્વ ઉત્પત્તિ સ્થિતી લય પ્રતીત થાય છે, તે ભ્રાંતિનો બાધ કરતાં સ્વયં શાન્ત કોઇ પણ કલ્પનાનો અવિષય એવો હૂં અસંગ પૂર્ણ ચિદાત્મા સિદ્ધ છું.

અવિદ્યાની આવર્ણ શક્તિ અને વિક્ષેપ શક્તિ બહુ બળવાળી કહેવાય છે. તેનાં સ્વરૂપ કહે છે. રજ્જુ અવચ્છિન્ન ચેતનને આવર્ણ કરી દઇ (ઢાંકીદઇને) સર્પનું ભાન થાય છે, તે ભાન આવર્ણ શકિતથી થાય છે, અને રજ્જુજ હોવા છતાં તેમાં સર્પની ભ્રાંતિ થવી, એ વિક્ષેપ શકિતથી થાય છે. તેમ, પરમાત્મા સ્વયંસિધ્ધ પૂર્ણ છે તેને આચ્છાદન કરી દઇ તેને બદલે જગતનું ભાન થવું, તે આવર્ણ શકિતનું બળ છે; અને તેમાં જગદાકાર પ્રતીતિ થવી અર્થાત્ જગત ભ્રાંતિ થવી, તે વિક્ષેપ શકિતનો પ્રભાવ છે.

એક મોટા શ્રીમાન શેઠ હતા. તેને વ્યાપારમાં ખોટ જવાથી છેક ગરીબ થઇ ગયા. તેથી વિચાર્યું કે, હવે રાજા પાસે જઇ અમુક દ્રવ્ય લાવી વેપાર કરવો. રાજા વૃધ્ધ અપુત્ર હતો, તેણે પોતાનાં મન સાથે ઠરાવ્યું કે કાલે સવારમાં જે કોઇ મારી સામા આવતો પ્રથમજ જોવામાં આવે તેને ગાદી આપી રાજા બનાવું. શેઠને રાત્રે ઊંઘ આવી નહીં. ચટપટી થયા કરતાં વહેલો ઉઠીને સ્નાન સેવા પુજાથી પરવારી દરબારમાં જવાને નિકળ્યો. રાજા પોતે બહાર આવે છે ત્યાં તરત શેઠ સામા આવ્યા. રાજા આગળ ચાલતો રહી શેઠની વાત ઉપર ધ્યાન ન આપતાં જમાદારને હુકમ આપ્યો કે, આ માણસને મારી પાસે દરબારમાં હમણાંજ પકડી રજુ કરો. શેઠ જરા ભયભીત થયો ખરો, પણ સરળ હિંમતવાળો હતો તેથી જમાદાર સાથે દરબારમાં જઇ રાજા જ્યાં ગાદીપર હતા ત્યાં ખરો થયો. તરતજ બીજી વાત કોઇની નહીં સાંભળતાં પોતે ગાદીપરથી ઉઠી હાથ પકડી શેઠને ગાદી પર બેસાડી, પોતે ખુરસી પર તેની પાસે નીચેથી બેઠો. અને હુકમ સંભળાવ્યો કે, આખા રાજ્યના માલીક રાજા આજથી આ પુરૂષ થયા છે, માટે એની આજ્ઞા સર્વ પ્રજા વર્ગે માનવી. બધી સત્તા એની છે. શેઠ તો આશ્ચર્યચકિત બની ગયો કે આ શું થયું ? ! ! શેઠ કયાં જતા રહ્યા તેની શોધ તેને ઘેરથી ચાલી તેમાં તેનો મિત્ર શોધતો શોધતો દરબાર તરફ આવ્યો અને રાજગાદી પર વિરાજેલો જોઇ પાસે જઈ અદબ મર્યાદાથી સમીપમાં જઇ સલામ કરી પુછયું કે, ભાઇ! અનેક વેપાર કરવાની ઇચ્છાઓ કરતા હતા તે હવે શું શું કરવા છે ? રાજા (શેઠ) કહે,

હું અનેક કોટી દ્રવ્યનો માલીક થયો છું તેને હવે બીજા અનેક તુચ્છ વેપાર કેવા હોય ? ! મારી તો તે ખટપટ ઉપાધિ બધી ગઈ.

તાત્પર્ય કે,—ચેતન સત્તા પ્રાપ્ત મન દ્વારા અજ્ઞાની જીવો આ સંસારમાં અનેક કામના—ઇચ્છાઓ કર્યા કરે છે, પુણ્ય રૂપ પુંજી ખોઇ બેસવાથી કંગાલ દુઃખી બની જાય છે ત્યારે અનેક દેવાદિની ઉપાસના કરી પુનઃ ધનવાન થવાના વિચાર કરે છે. પણ કોઇ સુજ્ઞ જન મહા સમર્થ મુખ્ય પરમાત્માનેજ મળવાની ઇચ્છા કરી તેની પાસેથીજ બ્રહ્મવિદ્યારૂપ જ્ઞાનદ્રવ્ય મેળવી અનેક પ્રકારે જગતનાં જનનું હિત (શ્રેયઃ) કરવા રૂપ પરોપકાર વ્યાપાર કરવા ઉત્સાહથી શ્રદ્ધા પ્રેમપૂર્વક પ્રવૃત્તિ કરે છે, તો પ્રભુ પણ તેવા સાચી શ્રદ્ધાથી સમીપમાં આવનારની સામાજ આવી હાથ પકડી પોતાનુંજ સ્થાન આપે છે. ત્યારે તેની સર્વ કામના શાંત થઈ જાય છે.

ગાઢ અંધારૂં હોય અને તેમાં ફસાઇ અનેક ઉપાધિ રૂપ દુઃખથી હેરાન થતો હોય તે બીજા અનેક ઉપાય કરતાં—બાથો-ડીયાં માર્યા કરતાં જોઇ શકતો નથી; પણ કોઇ સુજ્ઞ દીવો પ્રકટાવી આગળ ધરે છે તો તરત સર્વ ઉપાધિને લઇને અંધારૂં ક્યાં ગેબ થઇ જાય છે તે માલમ પડતું નથી.

જીવ ઇશ્વર જગત ભ્રમ થવાથી હૃદયમાં જડ ચૈતનની ગ્રંથી-રૂપ કોઇ અવિદ્યાની ગાંઠ પડી ગઇ છે તે જ્ઞાન દીપ પ્રકટતાં છુટી તુટી જાય છે, અને અનેક તરેહના સંશયો છેદાઇ ભેદાઇ જઇને અદ્વૈત આત્મતત્વજ હું સ્વયં સિદ્ધ પૂર્ણ છું, એવો અપરોક્ષ થતાં કર્મ નાશ પામે છે. સંચિત નાશ પામી જઇ, ક્રિયમાણનો અસંગ અકર્તાભાવ હોવાથી સ્પર્શ થતો નથી, પણ પ્રારબ્ધ કર્મ સેકેલા ચણા માફક રહે છે તે નવા અંકુર કાઢવાને (અન્ય જન્મ આપવાને) રહેતા નથી પણ ખાવાનેજ કામ આવે છે તેથી પરો-પકાર કરી શકે છે. અથવા બળી ગયલાં વસ્ત્રની ભાત જેવી ને તેવી દેખાયા કરે છે પણ તે વસ્ત્ર ઓઢવા પાથરવા કામ લાગતું નથી તદ્વત્ પ્રારબ્ધ કર્મ રહે છે કેમકે છુટી ગયલું બાણ જેમ લક્ષ્યને વેધીને પડે છે તેમ પ્રારબ્ધનો ભોગથી ક્ષય થાયછે.

ફક્ત વૃત્તિનેજ ફેરવવાની છે. જે રજ્જુને સર્પ રૂપે જોતા હતા તેનેજ હવે રજ્જુ રૂપે જોવાની છે. તેમ અસ્તિ ભાત પ્રીય રૂપે આ જગત ભ્રાંતિ ભાસી રહી છે તેને જગત રૂપે ન જોતાં બ્રહ્મ રૂપે જોવાનું છે.

આખરે પણ જગતની આસક્તિ અથવા ભ્રાંતિથી ઉલટી માનિંદી છોડવી તો પડશેજ. કેમકે તે શિવાય મોક્ષ નથી. આત્માનો જન્મ નથી, તેમજ વંધ્યા પુત્રનો જન્મ નથી. વચ્ચે જગત ભાસે છે તે અનિર્વચનીય ભાસે છે તે બીજું કાંઇ નથી, જ્ઞાન શક્તિજ (સંવિત્ માત્ર) છે.

જળમાં આકાશનું પ્રતિબિંબ છે તે સ્વસ્થ બિંબ રૂપજ છે. જળનાં હાલવા ચાલવાથી, લેહેર તુરંગાદિથી, તે હાલતું ચાલતું, ફરતું કુદતું દેખાય છે, પરંતુ તે પ્રતિબિંબ તો છે તેમજ છે, તે હાલતું ચાલતું નથી. અરે ભાઇરે! તે બિંબજ છે, આકાશજ છે. બીજું કાંઈ પ્રતિબિંબ નામનું થયું કે જનમ્યું જ નથી. તે હલન ચલનાદિ બધી જળનીજ ગતિ-ક્રિયા છે. તેમ-ચિત્તરૂપ જળમાં વ્યાપક ચિદાત્માનું પ્રતિબિંબ પડીને તે, ચિત્તનાં ચંચળપણાંથી ચંચળ ભાસે છે, પરંતુ તે ચિદાભાસ તો બિંબરૂપજ-વ્યાપક બ્રહ્મ રૂપજ છે, તે આત્મા સ્વસ્થ શાંતરૂપજ છે. ચિત્તમાં ચિદાત્માનું અને ચિદાત્મામાં ચિત્તનું, એ રીતે એક બીજામાં પ્રતિબિંબ પડી લોલીભાવ થવાથી તાદાત્મ્ય અધ્યાસ થઈ ભ્રાંતિ દ્રઢ થઇ ગઇ. તેથી હું પાપી, હું જીવ, હું કર્તા, હું ભોક્તા, હું જાડો, વૈશ્ય, બ્રાહ્મણ, હું કુળવાન, હું અમુક નામ રૂપવાળો, વગેરે મનાઇ જઇને વધતાં વધતાં દ્રઢ થઇ ગયું છે. ચિદાત્માની સમીપમાં બુદ્ધિ રહી છે, તેમાં ચિદાત્માનું પ્રતિબિંબ; તે બુદ્ધિ સમીપ ચિત્ત છે તેમાં તે પ્રતિબિંબ આવ્યું. તેની સમીપ અહંકાર હોવાથી તેમાં આવ્યું, તેની સમીપ મન હોવાથી તેમાં આવ્યું, મન સમીપમાં પ્રાણ હોવાથી પ્રાણમાં આવ્યું. પ્રાણ સમીપ ઇંદ્રીઓ છે તેમાં અને ઇંદ્રી સમીપ શરીર હોવાથી દેહમાં આવ્યું. અને પછી દેહમાં હું અને મમનો અધ્યાસ થતે થતે દ્રઢાઇ ગયો તેથી દેહના ધર્મનો આરોપ પોતામાં થઇ, હું અમુક ન્યાત જાત નામ ઠામ વગેરેનો છું એવું માની લીધું. એમ ઉલટી આંટી પડી જવાથી ખરૂં સત્ય સ્વરૂપ જે છે તેનું લાંબુ છેટું પડી ગયું.

એક રાજા સંતનો સમાગમ કરવામાં શ્રદ્ધાવાળો હતો. તેને એકજ કુંવર હતો તેને સાથે લઇ એક મહાત્માના દરશને જ્યા કરતો હતો. એક દીવસ તે સંતે મોજમાં આવી જઇ રાજાને કહ્યું કે, આ પુત્ર થોડું (૧૬ વર્ષ) જીવવાનો છે તેથી એની શાદી કરતો નહીં, પણ પ્રભુ તરફજ એને વળવા દે–ભજનજ કરવા દે, કે જેથી એની ગતિ આગળ જતાં ઉંચી થાય, શાદી થવાથી ફસાશે, અને તેથી ગતિ ઉચ્ચ નહીં થાય. પુત્રે પણ એજ રીતે શાદી નહીં કરવાનુંજ પિતાને કહ્યું. છતાં બેહુનું નહિ માનીને રાજાએ પુત્રનાં લગ્ન કીધાં, અને દશ પંદર લાખ ખરચી નાંખ્યા. સંતના વચન પ્રમાણે પુત્ર તો ૧૬ વર્ષે મરી ગયો. નિર્વંશ થવાથી રાજા રાણી બેહુ મરવા તઇયાર થયાં. ગુરૂકૃપા હતી તેથી તે સંતના કલ્યાણ કારક સંકલ્પથી નારદજી આવી પહોંચ્યા, તેમણે પુછયું કે શું છે રાજા? એ કોનો પુત્ર છે? રાજા પગે લાગી બોલ્યો, પ્રભો! એ મારો પુત્ર છે. નારદ કહે હાં આં આં ત્હારો છે!! ઠીક. રાજા બોલ, તેં શું પેદા કરેલું? આ શરીરજ કે બીજું કાંઈ? રાજા કહે, હા, જી (નારદ કહે) તો એ શરીર જેને તું પુત્ર કહે છે અને ત્હારૂં પેદા કરેલું કહે છે અને "મારૂં" માને છે તે તો આ તારી સમીપજ પડેલું છે. લે, એનું અથાણું કર, કે ભાજી કર. મુસાફર આવીને કોઈના બાંધેલા મકાનમાં અગર ધર્મશાળામાં રહ્યો, પાસે ભાતું હતું તે ખાધું, શેહેરમાં ગયો આવ્યો, આપ્યું લીધું, અનેક જણ સહવાસમાં આવ્યાં તેની મુલાકાત લીધી, ને ચાર દીવસ રહીને ચાલ્યો ગયો, તેથી શું તે મકાન બનાવનાર પણ તેની પાછળ ચાલ્યાં જાય છે કે? શું માલીકે પણ મરવું કે?! એ મુસાફર હતો, થોડો કાળ ત્હારાં મકાનમાં રહીને ગયો. એનું પ્રારબ્ધ એણે ભોગવી લીધું અને ગયો. તારૂં તું મને છે તે તો આ શરીર તારી પાસે પડેલુંજ છે. લે, કડ કે ભેટ, પણ તે તો તું ફુંકી (બાળી) મુકવા તઇઆર થયો છે. એમ ઉપદેશ કરવા છતાં પુત્ર શોક મહાકષ્ટરૂપ છે તેથી રાજા માનતો નથી. वासुदेव जरा कष्टं, कष्टं निर्धन जीवनं ॥ पुत्रशोक महा कष्टं, कष्टात् कष्टतरं क्षुधा ॥ આ પ્રકારે રાજાનો મોહ અને શોક દ્રઢતર જોઇને નારદજીએ યોગ કળા મુકી, તેથી પુત્ર જીવતો થઇ બોલવા લાગ્યો કે,

રાજન્! મારે અને તમારે હવે શું છે? વીસ લાખ માગતો હતા તે જન્મથી આજ સુધીમાં મારે માટે તમે ખરચી ચુકયા. પૂર્વે હું વાણીયો શ્રીમાન હતો, તમે ગરીબ ક્ષત્રી હતા. તમે મારે ત્યાંથી રૂપીઆ ઉપાડયા કરેલા તેની મોટી રકમ થઇ ગઇ તે આપ્યા વગર મરી ગયા. તેથી તે મારૂં લેહેણું લેવા આવેલો તે પુરૂં થયું. તમારૂં આ શરીર તમારી પાસે છે. મારે હવે કશો સંબંધ તમારી સાથે નથી. હું પુત્ર નથી, તમે પિતા નથી. એટલું બોલી તે જીવ પાછો ચાલ્યો ગયો. ત્યારે રાજાને જ્ઞાન થયું અને સબને લઇ જવા રજા આપી.

તાત્પર્ય કે, મોહથી અજ્ઞાન વશ બની અહં મમત્વનાં બંધન દ્રઢ કરી દેવાય છે તે તુટવાને ગુરૂકૃપા, પોતાની (અંતઃકરણની) કૃપા અને ઇશ્વરની કૃપા જરૂરની છે. તે મેળવવાને હરિગુરૂસંતની સેવા સંગતિ કરતા રહી વિચાર કરવાની જરૂર છે. તેથીજ ચિત્તમાંથી મોહ દુર ખસી જતાં જ્ઞાન ભાન થવાથી ખરૂં રહસ્ય સમજાતાં શાંતિ થવા સંભવ છે.

ગઈ કાલે દીવો હતો તેજ આજે છે, ગઇ કાલે અથવા ગયે વરસે ગંગામાંથી પાણી પીધું હતું તેજ ગંગાપ્રવાહ આજે પણ દેખાય છે. પરંતુ જે દીવો એક ક્ષણ પહેલાં હતો તે હમણાં નથી, હમણાં છે તે અતઃપરની બીજી ક્ષણે નથી. ક્ષણ પુર્વે પાણી હતું તે પાણીજ હમણાં નથી તો કાલની તો વાતજ શું?! જળનો તે પ્રવાહ તો સમુદ્રમાં કયાંએ જતો રહ્યો. અગ્નિ સર્વત્ર સામાન્ય છે પણ કાષ્ટ સંગે (વિશેષરૂપે) પ્રકટયો અને કાષ્ટ બળી રહેવાથી નાશ થયો (ઘેર ગયો—બુઝાઇ ગયો) કહે છે, પણ અગ્નિ પ્રકટયો (જનમ્યો) નથી, તેમ નાશ થયો નથી. સર્વત્ર સામાન્ય કાયમજ છે. કાષ્ટ ઉપાધિથી વિશેષપણે પ્રતીતિ થઇ તે ભ્રાંતિ, અને નાશ થયાની પણ ભ્રાંતિજ છે. દીપની શિખાનું દર ક્ષણે વહન થતું જઇ નવીનજ થાય છે તેવુંજ જળ પ્રવાહનું જાણવું. તેમજ આત્મા સમ સર્વત્ર વ્યાપક છે તે નથી જન્મતો અને નથી મરતો. અજરા-મર જ્ઞાનઘન આનંદપૂર્ણ સિદ્ધ છે.

પેટમાં દુખવાથી અસહ્ય વેદના થતી હોય ત્યારે ઉપરથી—બહારથીજ ફકત ઉપચાર—ઓસડ કરે—ચોપડે, સેકે, પરંતુ તેટલાથી

અંદરનો રોગ સર્વાંશે (બિલકુલ) નાશ પામી આરામ-સુખ થતું નથી. પણ તે બહારના ઉપચાર સાથે ઔષધ પીવારૂપ અંદરથી ઉપચાર કરે, તો તરત સુખ થવા સંભવ છે. તેમ, અંતરની ચિત્તમાં રહેલી દુર્વાસના રૂપ રોગ મટાડવાને બહારની સેવાપૂજા કર્યા કરે, માળા ફેરવ્યા કરે, તેથી તે રોગ નિર્મૂળ થતા નથી પણ શ્રદ્ધાયુક્ત પ્રેમથી શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ સદ્ગુરૂ સંતની સેવા પરાયણ રહી મહાવાક્ય જન્ય ઉપદેશામૃતનું પાન કરતો રહી વિચારની શ્રેણિએ ચઢે તો અંતે તે દુર્વાસના સમૂહ અંતરમાંથી દુર થઈ જઇ, બ્રહ્માત્મ ચિંત્વનરૂપ સુવાસના તેને સ્થાને આવી વસે છે, તેના પ્રતાપે પરમ શાન્ત નિર્વિચાર પદમાં સ્થિતી થાય છે ત્યારે જન્મ મર્ણરૂપ મહા રોગ સંપુર્ણતાથી જતો રહે છે, અર્થાત્ પુનઃપ્રતીત થતો નથી.

તરણાં ઓથે ડુંગર, તલને ઓથે તેલ, તેમ,-મનને ઓથે બ્રહ્માત્મા છે. મનને આગળ રાખીને રહો ત્યાં સુધી તે પરમાત્મા દેખાય નહીં, પણ તે મનને ઉલ્લંઘી પેલે પાર જુવો તો છેજ.

જ્ઞાનનું અજીર્ણ અહંકાર (જ્ઞાની છું એવું અભિમાન થવું તે) છે. તપનું અજીર્ણ ક્રોધ (તપસ્વીપણાંનું અભિમાન ધરનારનું માન પૂજા વંદન કોઇ નહીં કરે તેના પર ક્રોધ થવો તે) છે. અને અન્નનું અજીર્ણ વાન્તિ (*vomitting*) છે. પાચન થઈ ન શકે ત્યારેજ અજીર્ણ થાય છે. માટે જઠરાગ્નિ મંદ ન હોવો જોઇએ, પણ પ્રજ્વલિત હોવો જોઇએ, કે અજીર્ણ થવા પામે નહીં. તેમ, જ્ઞાની તપસ્વીએ શમ દમાદિ સાધનો, સદ્વિચાર પ્રધાન રાખી, તેજવાળાં ચળકતાં-તાજાંજ રાખવાં જોઇએ. તે વિવેક વૈરાગ્યાદિ જાગ્રત રહેવાથી અભિમાન અથવા ક્રોધને પ્રવેશવાનો અવકાશ મળતો નથી. क्षमयातिष्ठति धर्मः क्रोधात् धर्मो विनश्यति॥ ક્ષમા રાખવાથી ધર્મ કાયમ-સ્થિર રહે છે અને ક્રોધથી ધર્મ નાશ પામે છે.

સુખ દુઃખમાં સમભાવથી રહેવું જોઇએ. તે વિશે શ્રી ભગવાને ઉપદેશ્યું છે કે, सुख दुःखे समे कृत्वा लाभा लाभौ जया जयौ। ત્યાં દ્રષ્ટાંત કહેવાય છે. ઇંદ્ર અજાત શત્રુ થવાને બ્રહ્મા પાસે જઇ પુછયું કે, હું બલિ જોડે યુદ્ધ કરવા ગયો, પણ તે સ્વસ્થાને નથી, માટે ક્યાં છે તે કહો? બ્રહ્મદેવ કહે, તેને સમભાવ છે, તે તારો શત્રુ નથી, માટે એ પ્રશ્ન તું ન પુછ. છતાં ઇંદ્રે માન્યું નહીં

અને હઠ કરી પુછવાથી જવાબ દીધો કે, જા, પશુઓમાં શોધ. ખર, ઉષ્ટ્ર વગેરેમાં તપાસ કર. તે સાંભળી ઇંદ્ર શોધતો ચાલ્યો. એક કુંભારને ત્યાં નીચું વળી ઘાસ ખાયા કરે છે તે ગર્દભને અનુમાનથીજ બુમ પાડી કે, હે બલે ! એટલે ઉંચું જોયું. ઇંદ્રે માન્યું કે એજ બલિ છે, પોતાની સાથે ઐરાવત હાથી અને બધી સ્વર્ગ લક્ષ્મી લઇને ઇંદ્ર ત્યાં બલિની છાતી બાળવાને આવેલો તે બોલ્યો, અરે બલે ! તમારી રાજ્ય લક્ષ્મી કયાં ગઇ ? ! દૈત્યો હાથ જોડી ઉભા રહેતા તે કયાં છે ? તમને બહુ દુઃખ થતું હશે. ખર રૂપમાં બલિ કહે છે કે, સુખ દુઃખની વાત મ્હને ન પુછ, હું નથી જાણતો; પામરોને જઇને પુછ. બલિની કંઇ છાતી બળવાની નથી. ઇંદ્રે યુદ્ધ માગ્યું તેના ઉત્તરમાં કહ્યું કે, અરે ઇંદ્ર ! તું મૂર્ખ છે, ઇંદ્ર જણાતો નથી. યુદ્ધ તો બરોબરીઆનું હોય. ગધેડો અને ઇંદ્ર યુદ્ધ કરે તે સંભવે ખરૂં કે ? ! પશુ સાથે દેવરાજનું યુદ્ધ હોય નહીં. વખત આવશે ત્યારે મારી એકજ મુક્કીથી તારા ઐરાવત સાથે તને ચાંપી નાંખીશ. એજ ઐરાવત મારૂં વાહન થશે, અને આવું ખરનું ખોખું પાછું તારે માટે તઇઆરજ છે. માટે જા, હાલ તે વખત નથી. ગર્વ નહિં કર.

આ પ્રસંગ વાંચી પ્રશ્ન થવો સંભવે છે કે, બલિરાજા ગર્દભ કેમ થયો ? ત્યાં સમાધાન કરાય છે કે, કોઇ શ્રાપને લીધે એવું પશુ શરીર અમુક કાળ ભોગવી પાછા સ્વસ્થાને જાય છે. બલિ, નારદ, વ્યાસ, વગેરે મહાપુરૂષો છે તે બધા કારક કહેવાય છે. એવા કારક મહા પુરૂશોના આયુષ્ય એક કલ્પનાં હોય છે. તે પછી તેઓ વિદેહ મુક્ત થાય છે, અને બીજા કલ્પમાં બીજા થાય છે. એવા પુરૂશો જગતને તારનાર ઉપકારક છે. તાત્પર્ય એજ કે, બલિની માફક સુખ દુઃખમાં સમ રહેવું જોઇએ.

પ્રારબ્ધ કર્મની બે શાખા છે. ભોગને લાવી મેળવી આપે, અર્થાત ભોગનો સાક્ષાત્કાર કરાવે, અને બીજી શાખા વાસના. ભોગ મેળવી આપે ખરા, પણ તેમાં પુરૂષાર્થ કરવાનું (ખાવું, પીવું, લેવું, દેવું, કરવું, કરાવવું, વગેરે) તે એણે કરવાનું રહે છે. અને વાસના અંકુર ફુટી નિકળીને ચાલ્યો તે વાસના અંકુરને ડબાવી દેવા, એ પુરૂષાર્થ કરવાનું છે. તેમ નહિં કરે તો તે વાસના ગમે ત્યાં તાણી જાય.

અરજુને પ્રભુને પુછયુ' કે, નથી ઇચ્છિા કરતા તે છતાં જોર જુલમથી યુદ્ધાદિ અનેક કાર્યમાં પ્રવૃત્તિ કરાવે છે તે કોણ ? (आनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥) ત્યારે શ્રીહરિએ કહ્યુ' છે કે काम एष क्रोध एष रजो गुण समुद्भवः । महाशनो महापाप्मा विद्धिएन मिह वैरिणम् ॥ કામના છે તે પ્રવૃત્તિ કરાવે છે. એજ રીતે દુર્યોધનને શ્રીકૃષ્ણે કહેલુ' કે, તેં કોઈ મહાત્મા ભીષ્માદિ જેવાનુ' કે વિદુર જેવાનું પણ માન્યું નહીં અને બધાંનો નાશ કરાવ્યો, અને તું પણ મરવાની અણી પર આવ્યો, માટે હજી કંઈ સમજીને આપીદે. ત્યારે દુર્યોધને કહેલુ' કે, जानामि धर्मं नच मे प्रवृत्ति जानाम्य धर्मं नच मे निवृत्ति॥ केनापि देवेन हृदिस्थितेन यथा नियुक्तोस्मि तथा करोमि ॥ અર્થાત્, ધર્મને હું જાણું છું છતાં તેમાં મારી પ્રવૃત્તિ થતી નથી, અને અધર્મને પણ હું જાણું છું છતાં તેથી મારી નિવૃત્તિ થતી નથી. હૃદયમાં રહેલો કોઇ દેવ મને જેમ દોરે છે તેમ કરૂં છું. તે દેવ કયો ? તેજ એ કામદેવ (રાજ્યકામના).

હકદારનો હક બીલકુલ હું નહીં આપું, અને બધું રાજ હું ભોગવું, એવી જે કામના છે તેનો કોઇ ભંગ કરે, તો તેજ કામના રૂપાંતર પામીને ક્રોધરૂપે બની જાય છે. જેમ કોઇ ઉપદેશક કથા કરનાર એમ વિચારે કે આ પાનું મારા હાથમાં છે તેમાંથી હું શ્રોતાને ખુબ શ્રવણ કરાવું; પરંતુ એવામાં કોઇ આવીને તે પાનું છીનવી લઇ રસ્તામાં ફેંકી દે, તો પેલી શ્રવણ કરાવવાની કામના, ક્રોધનું રૂપ ધારણ કરી દે છે અને લાઠી લઇ સામો ખડો થઇ જાય છે.

કામના બડી દુષ્કર છે. એક નિઃસ્પૃહ રહેનાર ગરીબ બ્રાહ્મણ સ્ત્રીના બહુ આગ્રહથી રાજા પાસે જઇ આશિર્વાદ આપી ઉભો રહી કન્યાદાન માટે ફક્ત ત્રણમાસા સુવર્ણ (રાજાએ પુછવાથી) માગીને, રાજાએ જ્યારે પ્રસન્ન થઇ સૂર્યોદયથી અસ્તસુધીમાં જેટલું લેવાય તેટલું દ્રવ્ય લઇ જવા રજા આપી ત્યારે અસ્ત પછી પણ અટકયો નહિ. તેથી ધક્કા ખાઇ રાજા પાસે જવું પડયું. ત્યાં પુછયું ત્યારે બોલ્યો કે,—त्रिमासेनहि संतुष्टो त्रिकोटयाऽपिनपूर्यते ॥ राजन् तव प्रसादेन लाभात् लोभः प्रवर्तते લાભ થવાથી લોભ થાય છે. એવી કામના અથવા લોભથી કેટલી ભારે હાનિ થાય છે તે વિશે દ્રષ્ટાંતઃ—

ચંદનપુર નગરમાં સાગર નામે એક વાણીઓ રહેતો હતો, તેને બે કન્યા હતી. તે બેહુ ઉત્તમ સંસ્કારવાળી હતી. તેમને માત પિતા પરણાવવા માટે યત્ન કરે છે તેને વારંવાર ના કહે છે; અને વળી સમજાવે છે કે, આ મનુષ્ય શરીરરૂપ, ભવાટવિભ્રમણમાંથી નિકળી છુટવાને, ઉત્તમ દરવાજો આવ્યો છે તેમાં પણ વિષય લંપટ બન્યા રહી આયુષ્ય વ્યર્થ ગુમાવી દેવાની હમારી ઇચ્છા નથી. અનેક પશુ પક્ષી વગેરે યોનિમાં એનું એજ કરતાં આવ્યાં છીએ. આ ઉત્તમ તક મળી છે, છતાં અજ્ઞાન વશ બની મોહમાં તણાઇશું તો ભવચક્ર તૈઆર છે. માટે હમે તો સત્સમાગમ કરી ભજન ધ્યાન કરી મુકત થઇશું. માબાપ જ્યારે કંઇ બહાર જતાં ત્યારે બેહુ કન્યાને ઘરમાં રાખી બારણે તાળું દઇને જતાં. એ રીતે એક વખત બહાર ગયાં. કન્યા ઝરૂખામાં બેઠી જોઇ રહી છે ત્યાં રહીને એક ગંધર્વ જાય છે તેને બોલાવી કહ્યું કે, હે ગંધર્વરાજ! હે દિવગણ! હમારી ઇચ્છા સત્સંગ કરી મુકત થવાની છે, માટેકોઇ મહાત્મા હોય તો બતાવો. ગંધર્વ વિવેકી સુજ્ઞ હતો તેણે એક લાકડી સુમારે દોઢેક ગજ લાંબી આપીને કહ્યું કે, આ (અમુક) મંત્ર ભણજો અને લાકડી પર બેસીજજો. સમુદ્રના બેટમાં એક સમર્થ મહાત્મા છે ત્યાં બહુભાઇઓ શ્રવણ માટે આવે છે ત્યાં જઇ સત્સંગ કરજો. ગંધર્વ તો એટલું કહી ચાલ્યો ગયો. તેના કહ્યા પ્રમાણે બેહુ કન્યા રોજ જાય છે. બાપે તે બધું જાણ્યું અને મનમાં વિચાર્યું કે સમુદ્રમાં રત્નો હોય છે ત્યાં હું સાથે જાઉં તો લઇ આવું. તેથી એક ઢોલ જેવું નાનું પીપ બનાવ્યું અને કન્યાને કહ્યું, લાકડી ટુંકી છે તે ઉપર બે જણથી બરાબર બેસાય નહીં તેથી આ પીપ સાથે ટાંગીને બેસશો તો ઠીક બેસાશે એમ સમજાવી પીપને લટકાવી આપી તે પીપમાં બાપ પોતે (સાગર) ભરાઇ બેઠો. કન્યા તો મંત્ર ભણી તે પર બેસી ઉડી. કીનારેથી ઉતરી પડીને સંત પાસે ગઇ. તક જોઇ બાપ રત્ન શોધવા ગયો. થોડાં લાવ્યોને પાછો તેમાં ભરાઇ બેઠો. કથા પુરી થતાં કન્યા આવી હંમેશ પ્રમાણે બેસી ઘેર ગઇ. બીજે દહાડે તેજ રીતે ગુપ્ત રહી ત્યાં ગયો. તે વખતે ઘણાં રત્ન લાવ્યો. એમ બહુ

લોભ લાગ્યો. તેથી કોથળો ભરી રત્ન લાવવા સારૂ કોથળો લઇને ભરાઇ રહ્યો. બેટ પર ઉતર્યા બાદ ખુબ શ્રમે કોથળો ભરી રત્ન લાવ્યો તે સાથે પીપમાં ભરાયો. રત્નો છે તે પણ પથરાજ છે તેથી તેનો ભાર વધારે થયો. છતાં લાકડી ઉપર કન્યા બેહુ બેઠી તે ઉડી તો ખરી, પણ ભાર બહુ માલમ પડયો. કન્યાને શક પડયો કે આટલો બધો ભાર હોવાનું કંઇ કારણ છે. કંઇ ખટપટ પ્રપંચ લાગે છે. તરત ચપુ કાઢી પીપની દોરી કાપી મુકી. બેહુ કન્યા લાકડી ઉપર બેઠી રહી અને સાગર વાણીઓ ભર સમુદ્રમાં પીપ અને રત્નનો કોથળો સાથે લઇને સાગરમાં પડયો. માટે મહાત્મા કહે છે કેઃ—

लोभोऽतीव न कर्तव्य लोभो नैवच नैवच॥ अतिलोभ प्रसादेन सागरः सागरे गतः અતિ લોભ ન કરવો. અતિલોભથી સાગર ગયો સાગરમાં. દિશા જવાની ખૂબ આઝત લાગી હોય તેને કોઈ ગમે ઃતેવી લાલચ આપીને કહે, કે કલાક બેસો. આ પકવાન બરફી પેંડા હલવો છે તે ખાઇને પછી જજો. અથવા જો બે કલાક રહીને જશો તો રૂા ૧૦૦) આપીશ. એવી ગમે તેવી લાલચ આપે છતાં તે માણસ બધીએ લાલચનો તિરસ્કાર કરી ચાલ્યો જાય છે–ઝાલ્યો રહેતોજ નથી. તેમ, જેને તીવ્ર વૈરાગ્ય–તીવ્ર જીજ્ઞાસા પ્રકટી હોય છે તે તો સંસારનાં ગમે તેવાં સુખમાં કે વિષયોના મોહમાં લલચાતો નથી, ફસાતો નથી કે રોકાતો નથી; પણ સંસાર સુખને ભ્રાંતિજન્ય તુચ્છ જાણી તેની ઉપેક્ષા કરી સદ્ગુરૂ પરમાત્માના શરણમાંજ જઇ પડે છે. અને સત્સુખ જે પ્રભુશર્ણુ છે તેની ઉપેક્ષા કરનાર ભર સમુદ્રમાં કર્મભાર (ગાંસડો) લઈ પડે છે.

ખટવાંગ રાજા મૃત્યુની પથારીમાં પડેલો તેની રાણીએ વિચાર્યું કે એમની પાસે બેસી રડવાથી એની વાસના બગડશે અને ગતિ સારી નહિં થાય. તેથી ઉપદેશ શરૂ કીધો, કે હે સ્વામિન્! તમે ઉત્તમ નરદેહ ધરીઆવી ભજન ધ્યાન પૂજા સંત સમાગમ કંઇ કીધુ? તમે બધું આયુ વ્યર્થ ગુમાવી નાખ્યું, સંતો કેવા દયાળુ સાક્ષાત્ મહેશ્વર મૂર્તિજ હોય છે કે, શર્ણું થવાથી ગમે તેવો પાપી હોય તો પણ હાથ પકડીને તારે છે. એમકહ્યા

કરતાં રહી તજવીજ કરી એક મહાત્માનાં આશ્રમમાં મોકલી દેવા નિશ્ચય કીધો અને વિશાળ બલુન ગાડીમાં મશરૂનાં ગદેલાં પથરાવી તેમાં સુવાડી બંદોબસ્તથી મોકલી દીધા-ઘરમાંથી કાઢયા. ત્યાં દાસદાસી સેવામાં મુકયાં. રોજ હર વખતે સંતના ઉપદેશનો અમૃત પ્રવાહ કાન સાથે અથડાતાં વૈરાગ્ય થયો કે, હરહર ! ! સ્ત્રી (રાણી) એ કાઢી મુકયો, રાજ્યની લક્ષ્મી કામ નહીં લાગી, પુત્રો કોઇ બરદાસ ખબર નથી લેતા. માટે ખરૂં સગપણ તો શ્રીહરિ ગુરૂનુંજ છે, તેજ દયાનિધિ છે. તેનામાંજ હવે તો મન રાખી સર્વ સંકલ્પ જાળને કાપી નાખી જ્ઞાનાગ્નિમાં બાળી મુકવી, એજ શ્રેયસ્કર છે. એ રીતે વિચાર પુષ્ટ થતો ગયો, ઉપદેશામૃત રસપાન થયા કીધું, તેથી મન અમનત્વને પામતાં વૃત્તિશૂન્ય બ્રહ્માકાર થઇ ગઇ, અને પરમાત્મ પદે અભેદત્વે સ્થિતી થઇ મુક્ત થઇ ગયોહતો.

યજ્ઞયાગાદિ અનેક પ્રકારનાં સકામ કર્મ કરનારાઓને દેવતાઓ પોતાનો પશુ માને છે. કારણકે તે લોક જો જ્ઞાન સંપન્ન થઇ જશે તો પરમાત્માને વિશે અભેદ ભાવ થવાથી કર્મ છુટી જશે. કર્મ છુટી જશે તો યજ્ઞાદિમાં દેવોને ખાવાનું મળતું બંધ થઇ જશે. તેથી જ્ઞાન પ્રાપ્ત કરવા પ્રવૃત્ત થનારને દેવો અનેક પ્રકારે વિઘ્ન કરે છે. તેવે પ્રસંગે અડગ રહી, પોતાનો નિશ્ચય અને સત્સંગ સેવન કાયમ રાખી વિવેક પૂર્વક વિચારને માર્ગે વધ્યો જાય અને ગમે તેવી અડચણને નહિં ગણકારે તો વિજય મેળવી અનંત બ્રહ્માંડનું આધિપત્ય પ્રાપ્ત કરવારૂપ અધિષ્ઠાન પદે સુખ રૂપે વિરાજે છે. અનેક ઉપાધિની તાણમાંથી પુરૂષાર્થ કરી ખસી જઇ સત્પુરૂષનાં શરણમાં જઇ પડનારનું તે મહા પુરૂષ રક્ષણ કરે છે. ત્યાં કોઈ પકડવા આવનાર કામ ક્રોધાદિના સંકલ્પ-રૂપ સીપાઇઓનું બળ ચાલતું નથી. કદિ આવે છે તો ગુરૂ પ્રતાપ રૂપ રક્ષક દંડો લઇ તેઓને મારી કાઢે છે. એ રીતે કાયમ રહે તો પછી દેવનું બળ ત્યાં ચાલતું નથી.

જેમ, શંકરનું શ્રદ્ધા પ્રેમ યુક્ત દૃઢ નિશ્ચયથી મારકંડેય મુનિ પૂજન ધ્યાન કરતા હતા ત્યારે યમ રાજા લેવા આવેલા. પરંતુ સમીપ જઇ નહીં શકવાથી વાટ જોતા ઉભા, કે બાહાર આવે તો ફાંસી (પાસ) નાંખું. તે જોઇ મુનિએ શિવની સ્તુતિ

કરવા માંડી કે, શિવહર શંકર ગૌરીશંકર ત્રિપુરારે, મૃત્યુંજય ભગવન્! ત્રાહિમામ્ પાહિમામ્. તે વખતે દ્રઢ નિશ્ચય બળથી શિવલિંગમાંથી મહાદેવે ત્રિશૂળ સાથે પ્રકટ થઇને યમરાજાને કાઢી મુકી મુનિને સાત કલ્પનું આયુ આપી ચિરંજીવી કીધા હતા.

ફાંસીને લાકડે લટકવા જનારને હાથીપર બેસાડી ચંમર ઢાળે અને અમૃત તુલ્ય પકવાન્ન આપે, અપ્સરા ઉર્વશી મેનકા વગેરે લાવીને રજુ કરે તે ગાનતાનથી રીઝવવા લાગે, છતાં તે સઘળું તેને કડવું ઝેર (અપ્રીય) લાગે છે. તેજ રીતે જેને આ ભૌતિક ક્ષણિક શરીરનો ભરૂસો નથી અને બ્રહ્મ લોક સુધીના સર્વ ભોગ માત્ર મિથ્યા જાણ્યા છે એવો તે વિષયની મોજ મઝામાં સુખ માનતોજ નથી. વિષયો તેને વિષવત લાગે છે. ત્યાં દ્રષ્ટાંત:—

એક રાજા સંત સાધુ ઉપર ભાવ પ્રેમ રાખનારો હતો. તે રોજ એક મહાત્મા પાસે દર્શને શેહેર બહાર તેના આશ્રમે જતો હતો; અને પોતાને માટે જે ઉત્તમ ભોજન મેવા મીઠાઇ દૂધ ભાત સાકર ઘી વગેરે આવતું તેવુંજ તે સંત માટે મોકલતો. રાજાને એક દીવસ વિચાર થયો કે હું જેવું ખાઉંછું તેવુંજ ગુરૂજી ખાય છે. છતાં મારે રાણીઓ છે તેથી ગરમી શાંત કરૂં છું, પણ મહારજ શી રીતે ગરમી શાંત કરતા હશે? કોઈ છુપી બાઇઓ હશે કે શી રીતે હશે. તેમ નહીં હોય તો બે રાણીને હું સેવામાં મોકલું, કે મારૂં પણ ધન ભાગ્ય માનીશ, અને માહારાજની અડચણ મટી જાય. એમ વિચારી પુછવાનો નિશ્ચય કરી આવ્યો અને પુછ્યું કે, સ્વામિજી! આપ ગરમીને કેવી રીતે શાંત કરો છો? મહાત્મા સમર્થ સૂક્ષ્મ બુદ્ધિવાળા હતા. તેથી તેનો કહેવાનો આશય તરત સમજી ગયા અને તરત રડવા લાગી ગયા. રાજા કહે, કેમ મહારાજ રડો છો? સંત કહે, આઠમે દહાડે તારૂં મૃત્યુ છે તેથી. કેમકે હવે ત્હારા જેવો ધર્મ પરોપકાર કોણ કરશે?! હર હર હર!! તેની ચિંતાથી રડું છું. તે સાંભળી રાજા તો નિસ્તેજ બની રહી ઘેર ગયો. પરંતુ અમૃત જેવું ખાવાનું પીવાનું પણ કશું રૂચે કે ભાવે નહીં. શું ખાધું અને શું ખાય છે તેનું ભાન નહીં. રાણીઓ શણગાર સજી આવે તેને દૂર કાઢી મુકે અને કાંઇ ગમે નહીં. બે

દહાડે પાછો દર્શને ગયો. ત્યારે ઉદાસ મુખ જોઇ સંતે પુછયું કે, કેમ રાજા, બહૂ ઉદાસ દેખાય છે? રાજા કહે આઠમે દહાડે મૃત્યુ જાણીને કાંઇજ સારૂં લાગતું નથી. સંત કહે, હજી તો વાર છે. વચમાં આઠ દીવસ જેટલો (૧૯૨ કલાક જેટલો) કાળ તને મેં જણાવ્યો છે તો તે દરમ્યાન વચગાળે તું ખુબ ખાઇ પી લે, રાણીઓ ખુબ ભોગવી લે. આજથી શામાટે ઉદાસ છે? રાજા કહે, પ્રભો! જાણ્યા પછી હવે ચિત્તજ કશામાં ઠરતું-ગોઠતું નથી. સંત કહે, ભાઇ! તને તો આઠ દિવસ જેટલી મુદ્દત નક્કી કરી આપી, ત છતાં આવો ઉદાસ થઇ બેઠો છે અને સર્વ ભોગ પદાર્થ ઉપરથી ઉપરામ થઈ રહ્યો છે, તો જેને એક ઘડી—અરે! એક ક્ષણનો પણ પોતાનાં શરીરનો ભરૂસો નથી તે કેવા પ્રકારના ઉદાસ રહેવા જોઇએ તે તુંજ કહે. હમને તો હમારાં શરીરનો એક ક્ષણનો પણ ભરૂસો નથી. હમણાં વાત કરૂં છું પણ બીજી ક્ષણે કયારે શરીર પડશે તે ખબર નથી, તો પછી કહો કે, શી રીતે હમને વિષયભોગ પ્રીય લાગે?! નહિંજ લાગે. પોતાની શંકાનું સમાધાન થઇ ગયું જોઇ રાજા નિરૂત્તર થઇ પગે લાગી ઘેર ગયો. પછી આઠ દહાડા પુરા થતાં રાજા બચ્યો જાણી નવમે દહાડે હંમેશ માફક દર્શને જઈ મૃત્યુ આવ્યું નહીં તેનું કારણ પુછતાં સંત કહે, તારા પ્રેમ અને શ્રદ્ધાથી પ્રસન્ન થઇ તારા જેવા પરોપકારી ધર્માત્માને અભય મળવા ગઇ રાત્રે મહાશિવરાત્રિ આવી પોંચેલી તેથી મૃત્યુંજય-શંકરનું અનુષ્ઠાન કરવાથી તારૂં મૃત્યુ હઠી ગયું છે. લાંબા વખત સુધી હવે તું નિશંતે રહેજે.

તાત્પર્ય એજ છે કે, સ્થૂળ સૂક્ષ્માદિ દ્રશ્ય માત્ર બ્રહ્મ લોક સુધીના ભોગ જેણે મિથ્યા જાણી લીધા છે તેને તે ઉપર, કાક-વિષ્ટાપર જેમ કોઇની પ્રીતિ થતી નથી તેમ, આસક્તિ-મોહ થતો નથી. તેથી પરમ અમૃત સ્વરૂપ આનંદઘન ચિદાત્મામાંજ તે તો નિરંતર રત-નિમગ્ન રહે છે.

એક રાજકુમારને ભંગીની સોબત થઈ. ભંગીએ પોતાની મેલાંની ટોપલી તે રાજપુત્રને માથે મુકી, તેથી રાજપુત્ર પોતાને પણ ભંગી માની બેઠો. લોકોએ પણ તેવાં કામ કરતો જોઇ

ભંગી માની મારીને હાંકી કાઢયો. તેમ, ચિદાભાસ જીવરૂપ રાજ-પુત્રને મનરૂપ ભંગીની સોબત થઇ તેથી મને પોતાની સંકલ્પ વિકલ્પરૂપ મેલાંની ટોપલી તે જીવને માથે આરોપી દીધી. અર્થાત્ સંકલ્પ વિકલ્પ છે તે મનના ધર્મ છે. તેનો ટોપલો માથે રાખી મન સદા ફરતું ફરે છે. તે ધર્મ જીવમાં એડવી દીધા. વાસ્તવે તો ઇશ્વરની માફક જીવ પણ અનિહ છે, એટલે સંકલ્પ વિકલ્પાદિ રહિત અનિચ્છ ચેતન (જ્ઞાન) રૂપ છે, છતાં મનના ધર્મ પોતાનામાં માની લેવાથી, પોતાને કર્તા ભોક્તા માની, જન્મ મર્ણરૂપ માર ખાય છે અને દુઃખ ભોગવે છે.

એક રાજાએ મહાત્માને પુછયું કે કલ્યાણનો રસ્તો શું? સંતે ત્રણ આંગળી બતાવી. તે સમજાયું નહીં ત્યારે ખુલાસો પુછતાં કહ્યું કે, મનુષ્યત્વ, મુમુક્ષુત્વ, અને સત્સંગ, એ ત્રણ રસ્તા છે.

સાત્વિક રાગ કોને કહેવો? સત્સમાગમ કરી ભગવત લીલા ચરિત્ર કથા તથા વેદાંત પ્રતિપાદિત ગીતા ઉપનિષદ યોગવાસિષ્ઠાદિનું શ્રવણ કરવા ઉપર, તથા દેવબ્રાહ્મણ, ગુરૂ સંત બ્રહ્મવેત્તામાં જે પ્રીતિ છે તે રાગ સાત્વિક છે. વ્યાપાર ધંધો નોકરી ખાનપાન વસ્ત્ર અલંકાર સ્ત્રી પુત્રાદિમાં જે મોહથી પ્રીતિ છે તે રાજસ રાગ છે. હિંસા ચોરી વગેરે દુષ્ટ કર્મમાં પ્રીતિ તે તામસ રાગ છે.

સાત્વિક દ્વેષ કોને કહેવો? સત્સંગમાં વિઘ્ન કરનારનું માનવું નહીં અને તેને હાંકી કાઢવો અથવા ઉપેક્ષા કરવી. જેમ પ્રલ્હાદે, પોતાના બાપે હરિસ્મરણમાં વિઘ્ન ઘણાંએ કીધાં, પણ તેનું નહિ માની સત્યાગ્રહ રાખી પ્રભુમાંજ દ્રઢ રહી વળગી રહ્યો હતો. એ સાત્વિક દ્વેષનું સ્વરૂપ છે. બીજા વેપારી કરતાં આનો ઓછો કરીને પોતાના તરફ ઘરાક (ગ્રાહક) ને ખેંચી લેવું, વગેરે, તે રાજસ દ્વેષ છે. ગાળ દેનારને કે બીજાને મારવાનો કે દુઃખી કરવાનો ઇરાદો રાખવો; તે તામસ દ્વેષનું સ્વરૂપ છે.

એક બુધ્ધિમાન સુજ્ઞ ભકતે (આધ્યાત્મિક દ્રષ્ટિથી) એક બ્રહ્મનિષ્ઠ મહાત્માને કહ્યું કે, મહારાજ! તમે બડા હિંસા કરનારા છો. રાત દહાડો હિંસા કર્યા કરો છો, અને લોકને પણ હિંસા કરવાનુંજ કહ્યા કરો છો તથા ઘણા શ્રધ્ધાળુ સેવક પાસે

હિંસા કરાવો છો. તમારા જેવા હિંસક બહુ થોડા-ભાગ્યેજ કોઇ હશે. મહાત્મા કહે કે, વાહ વાહ ! હમ હિંસા કરતા હૈં ? ! એ ક્યા બોલતે હૈં ! ! કિસ રીતિસેં કિયા ઔર કિસકી હિંસા હમને કિયા? તે મહાશય જ્ઞાતા બોલ્યો કે, સભામાં કહીશ. કથા વખતે બધા ગ્રહસ્થો ભેગા થયા ત્યારે પાછું તેમજ બોલ્યો તે વખતે ગુરૂએ પુછતાં ઉત્તર આપ્યો કે, તમે કામ ક્રોધ લોભ મોહ મદાદિ આશા ત્રષ્ણા ઇર્ષા વગેરેની હિંસા કરી છે, કરતાજ રહ્યા છો અને લોકોને એવોજ ઉપદેશ આપો છો કે, મારો મારો, એ કામ ક્રોધાદિને મારી નાખો. વળી મન જેકે આખાં જગતનું બીજ છે તેને મારો છો અને મારવાનું કહો છો, ત્યારે આખું જગત જે મનમાંજ રહેલું છે તે જગત સાથેજ મન મરવાનું કેની !! તો પછી તમારા કરતાં ભારે બડા હિંસક બીજા કોણ હોઇ શકે ?! આ અમૃતમય ભાવવાળી વાણી સાંભળી સંત બહુ ખુશ થયા, અને ધન્યવાદ આપે છે એટલે પાછો બોલી ઉઠયો કે, ગુરો ! તમે રાગ દ્વેષને ક્યાં છોડયા છે કે બીજાને તમે છોડી દેવા ઉપદેશ કરો છો ?! બીજા પાસે શા માટે તે છોડાવો છો ? તમને વેદશાસ્ત્ર ઉપનિષદ ગીતા બ્રહ્મસૂત્રાદિ ઉપર રાગ છે તેથી તો તમે તેને અહર્નિંશ વિચાર્યા કરો છો. એકાગ્રતા પૂર્વક બ્રહ્મસ્વરૂપે અભેદ ભાવનાનું ચિંતવન કરવા ઉપર બહુજ રાગ છે તેથી તો તે હરવખતે કર્યા કરો છો, (ભજન કરો છો) અને કામ ક્રોધાદિ જે રજ તમની આસુરી સેનાના વીર છે તેઓ ઉપર દ્વેષ છે તેથી તો તેને મારવા કહો છો, અને દૈવી શસ્ત્રસજી તેમને હાથપગ વગરના કરી નાખી મારવા મથો છો. મહાત્માએ પ્રસન્ન થઇને આ વિનોદ પૂર્વક ઉપદેશ રૂપ વાણી સાંભળી અત્યંત ધન્યવાદ આપ્યો અને બોલ્યા કે, સાત્વિક રાગ છે તે જન્મમરણને છેદી ભેદી નાખનારો છે. વેદાદિ સચ્છાસ્ત્ર ઉપર પ્રીતિ [રાગ] અને બ્રહ્માત્મૈક્ય ભાવના તથા સંત સમાગમ ઉપર જે રાગ છે તે ભવાટવિનાં ભ્રમણથી છોડનાર છે તેથી સુખરૂપ છે. અને રાજસ રાગ એટલે લક્ષાધિપતિથાઉં, કોટયાધિપતિથાઉં. રાજાથાઉં ઇંદ્રથાઉં, વગેરે જે રાગ છે તે વારંવાર જન્મ આપનારો છે. નીચ-ઘાતકી કર્મોમાં પ્રીતિરૂપ રાગ છે તે તામસ રાગ છે તે

તિર્યક આદિ નીચ યોનિને [અધોગતિએ] પમાડનાર છે. તેમજ સાત્વિક દ્વેષ એટલે કામક્રોધાદિ શત્રુદળને મારી હઠાવવું, સ્ત્રીપુત્ર ધનાદિમાંથી આસક્તિને દૂર કરવી, તે મોક્ષપ્રદ છે (સુખપ્રદ છે) અને રાજસ તામસ દ્વેષ છે તે ભવચક્રમાં ભ્રમણ કરાવનાર છે. કોઇ સત્સંગની વાત કરે તેમાં દ્વેષ (કંટાળો–અપ્રીતિ) છે તે, અને દ્રવ્ય મેળવવામાંજ રાગ, સ્ત્રી પુત્રોમાં રાગ છે તે, તથા ઉપકાર કરનારા ઉપર પણ તેને પ્રપંચથી લુટી લેવા પ્રવૃત્તિરૂપ દ્વેષ છે તે ભવાટાવમાં રવડાવી દુઃખી કરનાર છે.

સનકાદિ ૧૦૦ ઋષિઓ કર્મનિષ્ઠાવાળા હતા. તેઓની મંડલિમાં સનત્કુમારે આવીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કીધો, પરંતુ બધા કર્મઠ હોવાથી કોઇને રૂચ્યો નહીં. ફક્ત એક વામદેવે તે બધો ઉપદેશ અંતરમાં ઉતારી મનન કીધું. એટલામાં તેનું શરીર છુટી ગયું તેથી ગર્ભમાં આવ્યા ત્યાંજ બોલ્યા કે બધી સત્સંગની મંડળીને બોલાવો. તે મંડળી આવી છે તેની આગળ, ગર્ભમાંજ જ્ઞાન થવાથી વામદેવ બોલ્યા છે કે, મનુ હું છું; સૂર્ય હું છું, શિવ હું છું, અગ્નિ વરૂણ ચંદ્ર રૂદ્ર મરૂત વગેરે હુંજ છું, સર્વ હું છું, અખંડ સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ સર્વાધિષ્ઠાન જ્ઞાન સ્વરૂપ હું છું, વગેરે એ સાત્વિક રાગનું ફળ છે.

અમુક પદાર્થ ઉપર આપણી :મમતા (મારૂં છે, એવોભાવ) છે તે બીજાને આપી દેવાથી તે ઉપરથી પોતાનું મમત્ત્વ ગયું અને પછી કહીએ છીએ કે, હવે એ તમારૂં છે. એનું નામ દાન છે. સત્પાત્રજન બ્રાહ્મણાદિને એવી રીતે દાન આપવાથી બેહુ હાથ પવિત્ર થાય છે. શાથી પવિત્ર થાય છે? ખોટી લેવડ દેવડ થઇ હોય, કોઇને અન્યાયથી ખોટી રીતે માર માર્યો હોય, બદદાનતથી પરસ્ત્રી આદિનો સ્પર્શ થઇ ગયો હોય, વગેરે પાપકર્મથી હાથ (દાન કરવાથી) પવિત્ર થાય છે.

तीर्यते अनेन એટલે જેનાથી તરી જવાય છે તે તીર્થ છે. એવા સત્પુરૂષો છે, જેનો ઉપદેશામૃત પાન કરવાથી ભવસાગર તરાય છે તેથી તે સંતરૂપ તીર્થ પાસે જવું તે તીર્થ યાત્રા છે. એવી સંત મંડળી ગંગા નર્મદા તાપી ગોદાવરી વગેરે જેવી પવિત્ર પતિત પાવની નદી તીરે. ઉત્તમ પર્વ વગેરે પ્રસંગ પર,

તેમજ અમુક તો ત્યાં અહર્નિશ વાસ કરી રહેનાર હોવાથી ત્યાં મળી શકે છે તેથી ત્યા જવું તે તીર્થયાત્રા છે. એવી તીર્થ-યાત્રા કરવાથી પગો પવિત્ર થાય છે.

અસત્ય ભાષણ કરવાથી તથા અનુચિત નિંદા વગેરે કરવારૂપ પાપથી દુષિત થયલી વાણી, રામ કૃષ્ણ હરિગુરૂ ગોવિંદ માધવ શંકર નારાયણ વાસુદેવ વગેરે પરમાત્માનાં નામ સ્મર્ણ ઉચ્ચારથી, પવિત્ર થાય છે. અને મલીન સૂક્ષ્મ સ્થૂળ વાસનાઓની જાળ અને તેનાથી થતા સંકલ્પ વિકલ્પથી દુષિત થયલું હૃદય છે તે સત્સંગ સેવનપૂર્વક બ્રહ્મ વિચારથી શુધ્ધ થતું રહીને બ્રહ્મનિષ્ઠા સતત બની રહેવાથી પવિત્ર થાય છે.

हस्तौ पवित्रौ यदि पुण्यदानं, पादौ पवित्रौ यदि तीर्थयात्रा ॥
वाचा पवित्रं यदि रामनामं, हृदय पवित्रं यदि ब्रह्मनिष्ठा ॥

એક મહાત્માને માટે કોઇ દુધ લઇને આવતું હતું તે જોઇ એક યુવકે બુમ પાડી કહ્યું કે, મહારાજ! પેલો દુધ લાવ્યો. સંત બોલ્યા કે, તેમાં હમકું ક્યા? અર્થાત્ જે લાવ્યો તે પોતાનાં કલ્યાણ માટેજ લાવ્યો અથવા મારાં શરીરનાં પ્રારબ્ધનું હશે તે લાવ્યો, તેમાં મારે શું છે. ત્યારે ફરી બોલ્યો કે, મહારાજ, હું તો કહું છું કે, તમારેજ માટે લાવ્યો. સંત કહે, તો તેમાં તેરેકું ક્યા?! તાત્પર્ય કે–પ્રયોજન વગરનું અને વિવેકથી રહિત બોલવું નહી. અને પદાર્થ ઉપરનો મોહ છોડી, શરીર છે તે પ્રારબ્ધને સોંપી નિરિચ્છ બની પ્રસન્ન મનથી તત્વનિષ્ઠામાં રહેવું.

એક સન્યાસી રોજ ભિક્ષા લાવીને મુકામપર ખાઇ લેતો, અને સાંજે ખાવાને માટે સીકાં ઉપર ઢાંકી મુકે. ત્યાં એક ઉંદર રહેતો, તે દરમાંથી આવી લાંબો કુદકારો મારી સીકાંપર જઇ બધું ખાઇ જાય. આવું કેટલાક દીવસ થતું જોઇ વિચાર્યું કે, આટલે છેટે તથા આટલું ઉંચું સીકું છતાં ઉંદર આવી મોટી છલંગ મારે છે તેનું શું કારણ?! એનામાં કોઈ પ્રકારની ગરમી હોવી જોઇએ. તપાસ કરી તો તેનાં દરમાં પાવલી બેઆની રૂપીઆ મોતી મણી વગેરે જ્યાંથી ત્યાંથી તાણી લાવી એકઠું કરેલું. તે જોઇ સન્યાસીએ જાણ્યું કે, આ વસ્તુની ગરમીથી કુદે

છે. પછી બધું દ્રવ્ય કાઢી લીધું. અને સીકું ઉલટું હતું તેના કરતાં વધારે નીચું અને પાસેથી બાંધ્યું તેમાં ખાવાનું મુકી જોઇ રહ્યો છે. ઉંદર નિકળ્યો તો ખરો, પણ નજીક અને વધારે નીચું છતાં કુદાતું નથી. તે જોઇ સ્વામિ બોલ્યા, કેમ નથી કુદતો? ઉંદર કહે, મારૂં બળ ગયું, ગરમીનું કારણ રહ્યું નહિં, તેથી શિથીલ થઇ ગયો. તેમ, અહંકારરૂપ ઉંદરને વિષયો ઉપર કુદવાની સત્તા (બળ) મળે છે તેનું કારણ તેની અંદર ચેતનનો પ્રકાશ છે તેથી કુદે છે, તે ન હોય તો શિથીલજ બને. જેમ, આરસી અંધારામાં ચમકતી નથી પણ સૂર્યના પ્રકાશમાં ચમકે છે. કેમ? સૂર્યમાં કિરણોનું બળ મળ્યું તેથી ચમકે છે.

હિરણ્યગર્ભની બુદ્ધિ તે સમષ્ટિ બુદ્ધિ છે તેનેજ મહત્તત્વ કહે છે. તેની સાથે દરેકની વ્યષ્ટિ બુદ્ધિની એકતા છે. સ્થૂળ વિરાટ સાથે સ્થૂળ શરીરાદિની એકતા છે. સમષ્ટિ કારણ સાથે વ્યષ્ટિ કારણ શરીરની અને મહાકારણ સાથે વ્યષ્ટિ મહા કારણની એકતા છે. તે સર્વમાં વ્યાપક આત્મતત્વ અસંગ છે. સાક્ષી દ્રષ્ટા ઇશ્વર છે. આત્માની પરમાત્મા સાથે એકતા છે.

દર્પણમાં આપણું મુખ જોઇએ છીએ, તે મુખનું પ્રતિબિંબ દેખાય છે, પણ તે કાંઇ નથી–વસ્તુ કાંઇ નથી–પકડવા જતાં હાથ લાગતો નથી; એમ છતાં તે છે તો મુખ. તેને "છે" એમ પણ કહેવાતું નથી, અને દેખાય છે તેથી " નથી " એમ પણ કહી શકાતું નથી, આપણું મુખ ફેરવી નાખીએ (દુર કરીએ) તો નથી દેખાતું; અર્થાત્ આપણે આપણું મુખ જોઇ શકતા નથી; પરંતુ મુખ છે તોજ પ્રતિબિંબ ભાસ્યું. મુખજ નહીં હોય તો પ્રતિબિંબ ભાસેજ નહીં. તેમ,–આત્મતત્વ ચૈતન્ય ( ચિત્–જ્ઞાન તત્વ ) છે તેજ આપણે છીએ–આપણું ખરૂં સ્વરૂપ છે. તેનું પ્રતિબિંબ અવિદ્યારૂપ દર્પણમાં પડીને ચિદાભાસ–અહં અહં ભાસે છે. સમષ્ટિ સ્થૂળ (અવિદ્યા માયાનાં કાર્ય) માં પ્રતિબંબ પડીને વિરાટ દેખાય છે. સૂક્ષ્મ સમષ્ટિ એટલે હિરણ્યગર્ભમાં પડીને અંતર્યામિ (સૂત્રાત્મા) દેખાય છે. કારણ સમષ્ટિ વ્યષ્ટિમાં પડીને ઇશ્વરાદિ દેખાય છે. એ બધું આભાસ માત્ર છે. સત્ય તો ફકત ચિન્માત્રજ છે. એવા આત્માને જાણીને શોકને તરી જવો. तरति शोकमात्मवित्.

સમુદ્રમાં એક લાકડું તણાઇ આવે છે, પાછળ બીજું ચાલ્યું આવે છે. તેની પાછળ ત્રીજું ચોથું એમ ચાલ્યાં આવે છે. થોડીવાર બે ચાર કે વધારે એકઠાં થઇ જઇ સાથે રહે છે, કે વળી એક આમ તણાઇ જાય છે તો બીજું બીજી બાજુ ઘસડાઈ જાય છે અને પાછાં બધાં છુટાં પણ પડી જાય છે, ત્યાં કોણ કોનો શોક કરે ?! પુત્ર થયો તે પહેલાં તે બાપને ઓળખતો પણ ન હતો, તેમ બાપ પણ ઓળખતો ન હતો કે આ મારો પુત્ર. અદ્રશ્યમાંથી આવ્યો. ગમે તે એકને છુટા પડવાનું તો છેજ. તે છુટાં પડી પાછા અદ્રશ્યમાં જાય છે ત્યાં કોણ કોનો શોક કરે ?! આત્મ સ્વરૂપે એકજ અદ્વૈત સિદ્ધ છે, તેમાં તો કશો શોક સંભવતોજ નથી. જડ દેહનો શોક બુદ્ધિથી કરવા જાય, અર્થાત્ દેહરૂપ માટીનું ઢેકું ફુટવાથી શોક માને તો, ઘરમાં અનેક માટીનાં ઢેફાં ભાંગે છે તેનો પણ શોક કરવો જોઇએ. માટે તે રીતે (દેહ વિયોગ માટે) પણ શોક કર્તવ્ય ઠરતો નથી. એવી નિશ્ચયાત્મિકા બુદ્ધિથી હું શોક નથી કરતો. એ રીતે બ્રાહ્મણે રાજાને કહ્યું છે. તે શાંતિ પર્વ મોક્ષ ધર્મને વિષે લખ્યું છે.

ગાયનો માલીક, જે ગોવાળને તે ગાય ચરાવવા સોંપે છે તે ગોવાળ, ચોર ચોરી કરીને તે ગાયને લઈ જાય છે તે ચોર, અને તે ગાયનું દુધ પીનારાં મનુષ્યો, એ ચારમાંથી તે ગાય કોની સમજવી ? જે કોઇ તે ગાયનુ દુધ પીએ છે તેની તે સમજવી. ઘરમાં હજારો મણ અનાજ ભરેલું છે તે કોનું છે ? જેટલું જે ખાય છે તેટલું તેનું છે. ભવ્ય મોટા રાજ મેહેલમાં એક કોચ ઉપર ત્રણ ચાર ગજ જમીન રોકી સુતા તેટલી જમીન તેની છે. તેમ,—જ્ઞાન સંપાદન કરીને જેટલો તમે અમલ કરો—આચારમાં મુકો તેજ તમારૂં છે. દ્રવ્ય તો લક્ષ કોટી ઘણુંએ કમાયા, પણ જે શેર અન્ન તમે ખાઈ શકો તેટલુંજ તમારૂં છે. આત્મતત્વમાં સુખ દુઃખ છેજ નહિં. શરીરને અવલંબીનેજ દુઃખાદિની કલ્પના છે. પૂર્ણ આત્મતત્વ જેણે અનુભવ્યું છે તેને આ દ્રશ્ય સર્વ ઝાંઝવાના જળવત મિથ્યા જણાયાથી હર્ષ શોક થતો નથી, નિરંતર શાંતિજ રહે છે.

ઉચ્ચ વર્ગના લોકોની વસ્તીવાળાં એક રમ્ય નગરમાં એક વિદ્વાન મહાત્મા રહેલા. ત્યાં ઉપનિષદ ગીતા બ્રહ્મસૂત્રની કથા ચાલતી હતી. પાટીદાર વગેરે સુજ્ઞ લોક ભણવા આવતા તેમને મહાત્મા સપ્રેમ ભણાવતા તે જોઈ ત્યાંના બ્રાહ્મણો આવીને તે સંતને કહેવા લાગ્યા કે, મહારાજ! તમે શૂદ્રને વેદ વિદ્યા ભણાવો છો અને સંભળાવો છો તે સારૂં કરતા નથી, એવા લોકને સંભળાવવું યોગ્ય નથી, વગેરે ખૂબ બોલ્યા. મહાત્માએ શાંત મનથી બધું સાંભળી લઇ ધીમેથી કહ્યું કે, ધન્ય છે, તમે બધા ઠીક કહો છો. હું રાણીપુરમાં હતો ત્યારે ત્યાંના એક પાટીદારે શહેરના બ્રાહ્મણોને ભોજન માટે નિમંત્રણ દીધાં. બધાએ કબુલ કીધું તેથી સુંદર સ્વાદિષ્ટ રસોઇ પ્રેમપૂર્વક બનાવી તઇઆર કરાવી. બધા બ્રા૦ મળીને વિચાર કીધો કે, એ શૂદ્ર છે તેથી જમવા જવું ઠીક નથી, માટે નહીં જવું. પેલા ગૃહસ્થે વાટ જોતાં સાંજ પડી અને રાત પડી છતાં કોઇ આવ્યું નહીં ત્યારે હવે તે સેંકરો માણસની રસોઇને શું કરવું? જે આવે તે બ્રાહ્મણ જાણી પિરસી દેવું, કે રસ્તામાં ફેંકી દેવું? વધારે સારૂં તો એજ કહેવાય કે, જે આવે તેને બ્રા૦ માની ભોજન કરાવી તૃપ્ત કરવા. તે બ્રાહ્મણોને માટેજ રસોઇ છે તેની કોણ ના પાડે છે?! પણ તે લોક નહીં આવે તો જે આવે તે જમે; જે જમે તેજ બ્રાહ્મણ માની લેવા, એજ શેષ રહે છે. તેમ, તમે બધા સત્ય કહો છો. તમે કહો છો તે રીતે વેદ ઉપનિષદ કથા તમારે માટે છે, એમ તમે સમજો છો, તો આવો, રોજ શ્રવણ કરો, ભણો, શિખી લઈ વિદ્વાન બની જાવ, કોણ ના પાડે છે? તમે નથી આવતા તો જે આવે તે જમી જાયજ-ભણી શિખી જશેજ. તેજ બ્રા૦ હમારે તો સમજવા—તેજ આધિકારી માનવા, એ નિર્વિવાદ ઠરે છે.

મહાભક્ત ઉદ્ધવે શ્રી ભગવાનને પુછ્યું કે પ્રભો! તમારામાં પણ સત્વાદિ ત્રણે ગુણો છે, અને જીવોમાં પણ ત્રણે ગુણો છે, તો તમારામાં વિશેષતા શું? તમે અને જીવો સરખાજ થયા. ફેર શું? સૃષ્ટ રચવાની ઇચ્છા થવી, એ રજો ગુણ અને સજવી, એ રજોગુણથી થાય છે. તેનું પાલન કરવું, બોધ (જ્ઞાન) આપી તારવાં, એ સત્વગુણથી થાય છે. અને યુદ્ધ કરી રાક્ષસોને મારો

છો એ તમો ગુણથી થાય છે. એ રીતે ત્રણે ગુણ તમારામાં છે. તેજ રીતના ત્રણ ગુણો જીવમાં છે, ત્યારે તમારામાં વિશેષ શું? શ્રી ભગવાન કહે છે કે,–માયા છે તે ત્રિગુણાત્મકા છે, તે માયાનો અધિષ્ઠાન હું છું. માયા વિશિષ્ટ હોવાથી તેના ત્રણ ગુણ મારામાં આવે છે. પરંતુ તેને મારી ઉપાધિ માનીને હું તેમાં આસકત થતો નથી. સચ્ચિદાનંદ સ્વરૂપે અસંગ દ્રષ્ટારૂપે અખંડ રહું છું. તેથી તેઓ મ્હને વશ કરતા કે બાધ કરી શકતા નથી. હું પ્રેરક છું, તેથી મને કંઇ કરી શકતા નથી. માજીસ્ટ્રેટના હુકમથી સીપાઈ કોઇ ગુનેગારને પકડવા જાય છે તો તે આરોપીનેજ પકડે છે. તે સીપાઇ કંઇ તે પ્રેરકે માજીસ્ટ્રેટને પકડી શકતો નથી. તેમ, હું પ્રેરક હોવાથી મને કંઇ કરી શકતા નથી. અને જીવ છે તે તો, પંચ ભૂતનાં (પારકા) શરીરમાં આસકિત કરી દઇને તેમાંજ અહંમમત્વ કરી દે છે–મારૂં શરીરમાની બેસે છે. તેમજ વળી સ્ત્રી પુત્રાદિ ધનધામમાં પણ આસકિત કરી મારૂં મારૂં કરી રહે છે; તેથી તેવા ગુનેગારને પકડીને વારંવાર જન્મ મરણની સજા કરી જેલ ખાનું (કેદ) ભોગવાવવું પડે છે. એવા અનેક કેદીઓ જેઓ આ સંસારરૂપ બંધાખાનામાં આવેલા હોય છે તમની તપાસ (*Inspection*) સારૂ એટલે, તેઓમાંના સાધુઓનાં રક્ષણ માટે અને દુષ્ટોના સંહાર માટે મારે અવતાર લેવા પડે છે, એટલે *Jail* જેલ તપાસવા આવવું પડે છે. તેથી કાંઇ હું ગુનેગાર (કેદી) કહેવાતો નથી. માજીસ્ટ્રેટ સાહેબ જ્યારે જેલના કેદીની તપાસ-સંભાળ માટે જેલમાં જાય છે ત્યારે કોરટમાં કોઇ પુછે છે કે માજી-સ્ટ્રેટ કયાં પધાર્યા છે? તેને જવાબ મળે છે કે, જેલમાં ગયા. પેલો અજ્ઞાન ચમકી ઉઠી બોલે છે કે અરેરે! કેમ, શામાટે? જવાબ સાંભળે છે કે, તપાસ કરવા. ત્યારે કહે છે કે, હાંહાં ઠીક. તપાસ રાખવીજ જોઇએ. તેથી માજીસ્ટ્રેટ કાંઈ કેદી હોઇ શકતા નથી, તદ્વત્. તાત્પર્ય કે, જીવો છે તે ભોગોમાં આસકત થાય છે તેથી ગુણો તેને ફસાવે છે. જન્મ મરણની સજા થાય છે, અને સંસાર જેલમાં આવી પડે છે. અને હું ભોગોમાં આસકત થતો નથી તેથી ગુણો મારા સ્વાધિન મારે વશ વરતે છે. એ મ્હારામાં વિશેષતા છે.

અંતઃકરણરૂપ વિશેષણવાળો જીવ, અંતઃકરણ વિશિષ્ટ કહેવાય છે, તે કર્તા ભોકતાપણાંનું અભિમાન કરે છે. અને અંતઃકરણને ઉપાધિ માનીને તે અંતઃકરણના સાક્ષીરૂપે અસંગ રહેનાર જીવ, અંતઃકરણ ઉપહિત કહેવાય છે. તે પોતાને દ્રષ્ટા જાણીને કર્તૃત્વ ભોકતૃત્વનું અભિમાન કરતો નથી, તેથી તે મુકત થાય છે. સર્વત્ર પરિપૂર્ણ મારૂં આત્મસ્વરૂપજ છે, એમ સમજનારને ભય નથી. ભય તો બેથી થાય છે. द्वितीयाद्वै भयं भवति. દ્રષ્ટાંત અપાય છે કે, એક ગામમાં એક યક્ષ અનેક માણુસોને મારી નાખતો. તે જોઇ ગામ લોકે મળી ઠરાવ્યું કે, રોજ એક ઘરનું એક આદમી તને ખાવા આપી શું. દસ હજાર ઘર છે તેમાં રોજ લોકને ત્રાસ નહીં આપવો. યક્ષે કબુલ કીધું. એક દીવસે એક બ્રાહ્મણીનો એકજ પુત્ર હતો તેનો વારો આવ્યો. તેને ત્યાં કોઇ મહાત્મા આવી ચઢયા તેને સુઇ રહેવા ઘર આપ્યું અને રોટલા ખવાડયા. સંત ઓટલે સુતા તેને કહ્યું કે, પ્રભો! ઓટલે નાહ સુતા. યક્ષ આપને હેરાન કરશે; કેમકે તે આજે મારા પુત્રને લઈ જવા આવશે. મહાત્મા પરોપકાર માટેજ ફરે છે, તે બોલ્યા ફીકર નહીં, તમે ઘરમાં સુવો હું બહાર ઓટલે સુઇશ. રાત્રે ૧૨ વાગે યક્ષ આવ્યો તે મહાત્માને કહે, આપ ખસી જાવ. સંત કહે, તું કોણ છે? યક્ષ કહે હું યક્ષ છું. સંત કહે, નહિં ભાઇ તમે તો સચ્ચિદાનંદ આત્મા મારૂં સ્વરૂપ છો. યક્ષ કયાં બનો છો?! યક્ષ કહે, મહારાજ! તમે એમ સમજો છો માટેજ હું પણ તમને મારૂં આત્મરૂપ સમજું છું. આ લોકો મને યક્ષ માને છે તો હું પણ તેઓને ભક્ષ્ય માનું છું. સંત કહે, ભય ન કર, બધા એમ સમજશે. તું સુખે જા, વગેરે, ઉપદેશથી નિર્મળ બનાવી પાછો મોકલ્યો. બીજે દહાડેથી બધાં ગામને વિવેક વૈરાગ્યાદિ યુક્ત અદ્વૈત જ્ઞાનનો ઉપદેશ કરવા લાગ્યા. અને જ્ઞાન સંપન્ન આત્મવત્ કરી સુખી કરી દીધા— ભયથી મુક્ત કીધા. તાત્પર્ય કે, જગતને આપણે આપણું આત્મસ્વરૂપ જોઇએ તો સર્વ કોઇ આપણને પણ આત્મરૂપે જુવે—એ વિષે બીજું દ્રષ્ટાંત કહેવાય છે.

એક પુરોહિત હતા તે પોતાના રાજાની રાણી સાથે વ્યભિચારમાં પડેલા. રાજાના કુંવરને મારી નાખી રાણી સાથે ખાઇ પી મોજ કરવાનો બ્રાહ્મણને વિચાર આવ્યાથી અનુષ્ઠાન શરૂ કરવા માંડ્યું ! આ તરફ રાજપુત્રને વિચાર થયો કે બ્રા. ની મીલકત લુટી લઇને દેશનિકાલ કરવો. હમેશની માફક તે પુરોહિત સભામાં આવ્યો, પણ રોજ નમસ્કાર કરતો હતો તેજ રાજકુંવર ધુરકતો જોયો. હુકમ આપ્યો કે ચાર દીવસમાં દેશનિકાલ માટે તૈયાર રહેવું. ઘેર જઇ સ્ત્રીને વાત કહી. સ્ત્રી કહે, તમે તેનું કાંઇ અહિત ઇચ્છયું હશે. માટે કાલથી તેની જય બોલો–હિત ઇચ્છો. જેનું અન્ન ખાવું તેનું કદીપણ ભુંડું ઇચ્છો નહીં. પુરોહિતે તેજ ક્ષણથી, અનુષ્ઠાનનો વિચાર ત્યાગ કરી, તેનાં કલ્યાણની ભાવના કરવા માંડી. આ તરફ રાજપુત્રને પણ દયા આવી કે, જવા દો, બ્રાહ્મણ છે, દુખી નહીં કરવો, બાપના વખતનો છે, ભલે સુખે રહેતો. પુરોહિત સભામાં આવ્યો ત્યારે કુંવરે તે પ્રમાણે શાંતિનું વચન કહ્યું ત્યારે નિર્ભય થયો.

તાત્પર્ય કે, સર્વનું શુભ આપણે ઇચ્છીએ, તો સર્વ આપણું શુભ ઇચ્છેજ. સર્વત્ર સર્વદા સર્વ કામનાથી રહિત હુવો પોતાનું આત્મસ્વરૂપજ જોનાર છે તેને કાંઈ ભય નથી. किमिच्छन् कस्य कामाय शरीर मनुसंज्वरेत् एकत्व मनुपश्यतः ॥ એક અદ્વૈત તત્વજ પૂર્ણ છે એવું જોનાર શાની ઇચ્છા કરતો હુવો શામાટે સંતાપ કરે ? નહીં કરે. કામના જેટલે અંશે અંતરથી ત્યાગ કરશો તેટલી ખાલી પડેલી જગા સુખથી ભરાશે. સંપૂર્ણ કામનાનો ત્યાગ કરશો તો તે બધી જગા સુખથી ભરાશે.

અજ્ઞાન છેજ ક્યાં ? ! નથીજ. જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ આદિ સર્વ અવસ્થામાં હું છું, “હું નથી” એવું કોઇ અવસ્થામાં નથી. અર્થાત્, જ્ઞાનજ અખંડ સિદ્ધ છે. તેમાં અજ્ઞાન સંભવતુંજ નથી; પણ “ હું કાંઇ જાણતો નથી ” એવું જે અજ્ઞાન નામથી કહીએ છીએ, તે અજ્ઞાન છે તે જ્ઞાનને ઓળખાવે છે. વાસ્તવે સત્સ્વરૂપમાં જ્ઞાન અજ્ઞાન બેઉ કલ્પનાજ છે. સૂર્યમાં અંધારૂં છેજ નહીં વાદળાંનાં આવર્ણ આવવાથી સૂર્ય દેખાતો નથી, તેટલા માટે

સૂર્યમાં અંધારૂ છે એવું કદી કહેવાયજ નહીં. તેમ સ્વરૂપ આડુ અજ્ઞાન વાદળરૂપ આવરણું આવ્યાથી અથવા કામના (આસક્તિ વિષયોનો મોહ) આડે આવ્યાથી ખરાં સ્વરૂપનું ભાન થતું નથી, તેથી આપણાં બ્રહ્માત્મૈક્ય જ્ઞાનઘન સ્વરૂપમાં અજ્ઞાનની કલ્પના ખોટી ઠરે છે.

દ્રશ્ય માત્ર કોઇ કાળે હોય છે તો કોઈ વખતે નથી રહેતું, તેથી અસત્ છે; પણ હું તો સર્વ અવસ્થામાં અને સર્વદા છુંજ, તેથી સત્ છું. દરેક વસ્તુ આદિમાં છે છે છે એવી જે સત્તા (હોવાપણું–અસ્તિત્વ) છે તેજ સત્તા (સત્) છે, ભાતિ (દેખાય છે) તે જ્ઞાન (ચિત્) છે, અને અમુકને પ્રીય છે તે આનંદ છે. નામરૂપ કલ્પિત હોવાથી મિથ્યા છે. બધામાં જે, છે છે છે એવી સત્તા છે તેજ આત્મ સત્તા છે. એ છે છે છે કરતાં "છું" થઈ જવાનું છે. અર્થાત તે સચ્ચિદાનંદ આત્મા હુંજ છું–બ્રહ્મથી અભિન્ન છું, એવું દ્રઢ થવું જોઇએ. કેટલીક ચીજ સમીપ છતાં નથી દેખાતી, પણ તે પાસેજ છે. કેટલીક દૂર છે તેથી નથી દેખાતી પણ તે છે તો ખરીજ. જે છે તે કંઇ "નથી" થઇ શકતુંજ નથી. પરમાત્મા અદ્રશ્ય છે (નથી દેખાતા) તેથી "નથી" એમ કહેનાર મૂર્ખ છે, ઉલટી સમજ છે. અને દ્રશ્ય આ જગત છે તે દેખાતાં છતાં નથી (સ્વપ્ન તુલ્ય–ભ્રાંતિ માત્ર હોવાથી), પણ નથી દેખાતા એવા ઇશ્વર તો છેજ. એ સંબંધમાં આઠ હેતુઓ કોઇ મહાત્માએ કહેલા ધ્યાનમાં રાખવા જેવા છે.

દૂર સમીપ ઇંદ્રીકી હાણ, મન ચંચળ સુક્ષ્મ વ્યવધાન;
તિરોધાન સજાતિય સંગ, ઇહ અષ્ટ હેત રહો ચિત અંગ.

દૂર—પતંગ ઘણે ઉંચે ચઢાવ્યો છે તે દેખાતો નથી, પણ દોરી આપણા હાથમાં છે તે ઉપરથી જાણીએ છીએ કે, પતંગ છે. એમ દૂરનાં પ્રાણી પદાર્થ વિશે બુદ્ધિથી જણાય છે કે તે, છે. ભલે નથી દેખાતા તેથી કાંઈ તે નથી એવું નથી, છેજ.

સમીપ—ઇશ્વર અંતર્યામિ જ્ઞાનસ્વરૂપ સમીપ–પાસે છે. તે છતાં તે નથી દેખાતો માટે નથી એવું નથીજ. છેજ. કેમકે મન બુદ્ધિ આદિને પ્રેરનાર સાક્ષી છે તે જાણે છે. તે સતચિત્ જ્ઞાન માત્ર આનંદ સ્વરૂપ છેજ.

ઇંદ્રીકીહાણુ—કોઇને આંખ ન હોય, આંધળો કે કાણો હોય તેથી કંઈ જણાય નહીં, માટે શું તે નથી? એનાથી દેખાતું નથી પણ તે પદાર્થ તો છેજ.

મનચંચળ—મન ચંચળ હોય તો પાસે પડેલું કે આવેલું છતાં જોઇ શકતા નથી. સોનીનું ઝાલણમાં એકતાન મન લાગી જવાથી બાદશાહની આખી સ્વારી પાસેથી ગઇ છતાં ન જણાઇ. એ તો એકાગ્રતાથી ન જણાઇ; પણ વાત ચાલતી હોય અને મન ક્યાંઇ બીજેજ ઘુમવા નિકળી ગયું હોય તો શું કહ્યું તેની ખબર નથી. તેમ કોણુ આવી ગયું, શું પડ્યું છે, તે કશું જણાતું નથી, પણ તે તો છેજ. મનની ચંચળતાથી તેને નહીં સુઝ્યું તેથી શું તે નથી કે? તે તો છેજ.

સુક્ષ્મ—બારીક ઝીણી વસ્તુ રજકણુ વગેરે પાસે છતાં દ્રષ્ટિદોષથી અગર નેત્રના પ્રકાશની ન્યૂનતાથી નથી દેખી શકતા, પણ તે છેજ.

વ્યવધાન—પડદો હોય, તેરો આવે, દ્વાર બંધ થાય તો પાસે છતાં નથી જોઇ શકતા, ઠાકોરજી તો છેજ, પડદો આડો છે.

તિરોધાન—તારા છે, છતાં સૂર્યના તેજમાં તિરોધાન થવાથી નથી દેખાતા.

સજાતિય—સરખી ચીજ એક એકમાં મળી જવાથી નથી દેખાતી. સમુદ્રમાં જળનું ટીપું નાંખ્યું પછી તેને પાછું કાઢી લેવા માગો તો બને નહીં. છે છતાં દેખાશે નહીં. સજાતીય હોવાથી ઐક્યત્વ પામ્યું. તેજ રીતે આપણું સાચું સ્વરૂપ બ્રહ્મજ છે, તેમાં પડી સમી લીન થઇ વહ્યા તો જુદા પડી શકાતુંજ નથી.

अन्नं ब्रह्मेति विजानात् "प्राणो ब्रह्मेति विजानात्" એમ જે કહ્ય છે તે ગૌણુ પક્ષથી કહ્યું છે. आनंदो ब्रह्मेति विजानात्" એ મુખ્ય પક્ષે કહ્યું છે. तपसा ब्रह्म विजिज्ञानस्व" તપે કરીને બ્રહ્મને જાણ એમાં તપ છે તે બ્રહ્મજ્ઞાનનું સાધન હોવાથી ગૌણુ છે.

પંતજલિ સાંખ્ય સેશ્વરવાદી છે, અને કાપિલસાંખ્ય નિરીશ્વ વાદી છે. મૂળ જે પ્રકતિ છે તેનો પ્રથમ વિકાર છે તેને મહત્ત કહે છે. તે મહત્તત્વથી અહંકાર થયો. તે ત્રણ પ્રકારનો થયો. સાત્વિક રાજસ તામસ. તામસાહંકારથી આકાશાદિ પંચભૂત થયાં; રાજસ પ્રાણ ઇંદ્રિ આદિ, અને સાત્વિકથી ચતુષ્ટય અંતઃકર્ણ થયાં.

આચાર્યો થઇ ગયા તે ઘણાજ વિદ્વાન અને ધીમાન હતા. તેઓ કાંઇ અજ્ઞાત નહીં હતા. તેઓ સઘળું યથાસ્થિત સમજતા હતા છતાં અમુક હદ સુધી પોતાના ગ્રંથોમાં આવીને અટક્યા તેનું કારણ કે આગ્રહી શોધક સુજનો સુક્ષ્મ બુદ્ધિથી તપાસ, વિચાર અને અભ્યાસ કરતે કરતે અહીં સુધી આવશે તો તેને અહીંથી આગળ જવાનો પત્તો મળશેજ. જેમ સુરતથી બદ્રીનાથ જવાનો માર્ગ પુછે તેને હરદ્વાર સુધીનો માર્ગ કહી બતાવાય છે. કેમકે ત્યાં પોંચશે તો બદ્રીનાથના માર્ગનો પત્તો મળશેજ. તેમ, શ્રુતિઓ અને આચાર્યો જાણે છે કે, કર્મ દુ:ખરૂપ છે તેથી નિષ્કર્મ થવા વિશેજ ઉપદેશ કરવા યોગ્ય છે; છતાં જુદી જુદી ઇચ્છા–કામનાવાળાને તેના સંતોષ માટે તેવો ઉપદેશ રૂચિ અનુસાર કરે છે કે, पुत्र कामाय पुत्रेष्टि वा अमुक कुर्यात् ॥ स्त्री कामायईदं कुर्यात् ॥ द्रव्य कामायइदं कुर्यात् ॥ એમ શ્રુતિ કહી રહી છે. એ સર્વ દુ:ખરૂપ છે એમ પોતે સમજ્યા છતાં શા માટે એમ કરવા (પ્રદેશે છે? કેમકે તેવી તેવી કામનાને વશ પડેલો જીવ તે તરફજ ખેંચાય છે, માટે ધીમે ધીમે તેને સંતોષ આપી કરવા કહે છે. તે કર્મ કર્તા પોતેજ જેમ જેમ તે તે વિષયોમાં દુ:ખરૂપતા જોતો જશે તેમ તેમ તેનાથી દૂર ખસવા ઇચ્છશે; જેથી પછી તેની વાસના તેમાં રહી જવા પામે નહીં. એ રીતે શ્રુતિ અને આચાર્યો રસ્તો બતાવે છે. જ્ઞાનકાંડ છે તે કર્મકાંડનો અપવાદ કરે છે, પણ ક્યારે કે, જ્યારે કર્મ કરતો કરતો થાકશે અને બુદ્ધિથી વિચાર કરશે ત્યારે સીધો માર્ગ સમજાયેથી નિવૃત્તિ પામશે; કર્મ કરવાનું કહેનારી શ્રુતિઓનો હેતુ તો કર્મ છોડાવી નિષ્કર્મ કરવામાંજ છે.

સાંખ્યે ૨૪ તત્વ કહ્યાં, ત્યારે પૌરાણિકોએ (વ્યાસે) વધારે ખોલીને ૬ વધારી ૩૦ તત્વો કહ્યાં. વાસ્તવે મુખ્ય બેજ તત્વ છે. દ્રષ્ટા અને દ્રશ્ય તેમાં દ્રષ્ટા સાક્ષી ચેતન આત્મા તો અદ્વૈત સિદ્ધજ છે, અને દ્રશ્યમાં સઘળું જગત. તે દ્રશ્યમાં અનેક ભેદકલ્પના.

બિંદુ, નાદ, શક્તિ, લીલા વિગ્રહ, એ ચાર પ્રકારનાં રૂપ છે. તેમાં શિવ જે નિર્ગુણ તત્વ છે તે બિંદુરૂપ જાણો. ૐ છે તેને નાદરૂપ જાણો. શક્તિ છે તે સઘળે પ્રસરેલી છે તેને વ્યાપકરૂપ

જાણો; અને ઇશ્વરનાં લીલા વિગ્રહ શરીર છે તેમાં ભક્તનાં સરક્ષણ માટે જે રૂપ છે તે શાન્તરૂપ છે, અને પાપી દુષ્ટોના સંહાર માટે જે રૂપ છે તે ઘોરરૂપ છે.

ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, મીમાંસા, અને વેદાંત, એવાં છએ શાસ્ત્રકારોના વિકલ્પ પેહેલાં નિર્વિકલ્પ આત્માજ હતા. સઘળી વિકલ્પ જાળ છે તે બધો માયા વિલાસ છે તે બીજ અંકુર માફક છે. बीजांकुरवत् सर्वे जंतवः इश्वर स्वरूपाः इति निश्चित :॥ સઘળાં પ્રાણીમાત્ર ઇશ્વર સ્વરૂપ છે, એવો નિશ્ચય છે.

ઇચ્છા, જ્ઞાન, અને ક્રિયાપૂર્વક બધાની પ્રવૃત્તિ થઇ રહી છે તેથી તે ત્રણે બધામાં છે. ઇશ્વરની ઇચ્છા, જ્ઞાન, ક્રિયા શકિતથી સૃષ્ટિની રચના થઇ. તેજ ત્રેણે (ઇશ્વરની ઇચ્છા જ્ઞાન ક્રિયા શકિત) બધાં પ્રાણીમાં છે, તેથી બીજાંકુરવત્ કહ્યું છે. કોઇ શંકા કરે કે બીજથી અંકુર, અને અંકુરથી બીજ થાય છે, તે રીતે બ્રહ્મથી જગત અને જગતથી બ્રહ્મ થાય છે. તે શંકા દૂર થવા કહ્યું કે, યોગ. બધું માયા માત્રજ છે. કેવલ ચિદેકરસ આત્મતત્વરૂપ અધિષ્ઠાનજ સત્ય છે. વિશ્વામિત્રે પ્રયોજન વગર સૃષ્ટિ ઉત્પન્ન કરી તે બધી ભોગ યુક્ત કરી. તે સંકલ્પ માત્રથીજ કરી. તો, ઇશ્વર જે કે અનંત શકિતવાળા છે અને સ્વતંત્ર છે તે અનંત શક્તિ હોવાથી જગત રચના સંકલ્પ માત્રથી કરે, તેને રક્ષે, અને નાશ કરે, વળી નવી સૃજે, તેમાં આશ્ચર્ય શૂં ? કંઇ નહીં. જીવની માફક શરીરાદિ વ્યાપાર વગર તે કરે છે. તે પ્રભુ સ્વયંપ્રકાશ છે. જીવનું ઇશ્વરત્વ કહી શકાય નહીં, પણ ઇશ્વરથી જીવ ભિન્ન નથી. જીવ ભાવને લય કરે તો બ્રહ્મભાવ થાય, એવો ઉપદેશ છે.

રેલ્વે કંપની વગેરે ખાતાંઓ છે તેમાં ચોર ઠગારા ન હોય તો કંપનીવાળા શી રીતે હુશીઆર રહે ?! તેમ તાર્કિક વગેરે પુર્વપક્ષ કરે છે તો સિદ્ધાંતી જાગૃત થાય છે. કોઇ શંકા કરે છે કે, ઇશ્વરને સૃષ્ટિ કરવાની ઇચ્છા શામાટે થઇ ? ઇશ્વર તો આપ્તકામ-પૂર્ણકામ છે તેથી તેને ઇચ્છા સંભવે નહીં ? તેને ઉત્તર આપે છે કે, એક તળાવ ૧૦ વરસથી ભરેલુંજ રહે-સુકાય નહીં; પણ એક વખતે અનાવૃષ્ટિ થવાથી સુકાઈ ગયું; અને બીજે

વરસે વૃષ્ટિનું જળ પડતાં પાછું લીલું થયું. સુકાઇ ગયું ત્યારે મેંડુકો ( દેડકાં ) મૃત્તિકારૂપે ( બીજરૂપે ) થઇ રહેલાં, તે જળ પડતાંજ પાછાં સજીવન થઇ દોડવા લાગ્યાં–આવિર્ભાવ થયો. તેમ ઇશ્વરનો સૃષ્ટિ સંકલ્પ વૃષ્ટિવત્ છે. પ્રાણીમાત્ર સર્વ વાસના માત્રે કરી લીન હતાં, તે પોત પોતાની વાસનાની સિદ્ધિ અર્થે, ઇચ્છારૂપ જળ પડવાથી, પ્રકટ થઇ પ્રતીતિમાં આવ્યાં. અમુક શેઠને પુત્રી કેમ આવી ? એવું પુછનારને એટલોજ જવાબ કે, જમાઇને ભોગ આપવા માટે. તેમ, ઇશ્વરને ઇચ્છા કેમ થઇ ? તેનો જવાબ કે, જીવોનાં કર્મોના (વાસનાના) ભોગ મળવા માટે.

પ્રશ્ન–ज्ञानाग्नि सर्वकर्माणि मस्मसात् कुरुते જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મને બાળી મુકે છે. એ સર્વ શબ્દમાં પ્રારબ્ધ કર્મ પણ શા માટે નહીં?

ઉત્તર–सर्वे ब्राह्मणाः भोजयितव्या એટલે સર્વ બ્રાહ્મણોને ભોજન કરાવવું, એમ કહ્યું, તેથી શું ગામના જીલ્લાના પ્રાંતના દેશના બધાજ બ્રાહ્મણ સમજવા કે ? નહીં, પણ જેટલા નિમંત્રણ કરાયા હોય તેજ બધા સમજવાના છે. તેમ, સંચિત આગામી કર્મ સર્વ બળી જાય છે તેથી ભાવી જન્મ આપનાર કર્મબીજ રહી શકતું નથી, પણ પ્રારબ્ધ તો ભોગથી નાશ થાય છે. કેમકે એ બાણ છુટી ગયું છે તે લક્ષ્ય વેધીને પડશે. જો સર્વ શબ્દમાં પ્રારબ્ધને પણ ગણવા જશો તો જ્ઞાન થતાંજ શરીર પણ છુટી જશે, ત્યારપછી ઉપદેષ્ટા કોણ રહેશે ?! અને ઉપદેષ્ટા તો જ્ઞાનીજ હોવા જોઇએ એમ પ્રભુ કહે છે. ज्ञानिन स्तत्व दर्शिनः उपदेक्ष्यंति ते ज्ञानं ॥ માટેજ પ્રારબ્ધનો ભોગથી ક્ષય થાય છે, અને જ્ઞાની મહાત્મા પ્રારબ્ધ શેષ સુધી અનેકને બ્રહ્માત્મૈક્ય જ્ઞાનનો ઉપદેશ આપી કૃતાર્થતારૂપ અભયદાન આપવારૂપ પરોપકાર કરતા રહી સ્વઆત્મનિ તૃપ્ત રહે છે.

એક માણસને રસ્તે જતાં ઠોકર વાગી, તેવું નીચે જોતાં અમૂલ્ય હીરો મળ્યો. એવો હીરો ક્યાં રહી શકે ? રાજાના મુકુટમાં અથવા મુદ્રિકામાં. પરંતુ આ ભાઇએ તો તે લઇ જઇ કલાઇની વીંટીમાં જડાવી આંગળીએ ઘાલી. તેથી તે હીરાની કીંમત કોડીની–કાચ તુલ્ય કરી નાખી. એક શ્રીમાન ઝવેરીની નજરે તે વીંટી પડી, અને પાસે બોલાવી જોતાંજ તે માણસને મૂર્ખ

બનાવ્યો. કેમકે અમૂલ્ય હીરારૂપ રત્ન કાંઇ કલઇની વીંટીમાં શોભે નહીં. એ તો ઉત્તમ સુવર્ણમાંજ શોભે, અને ત્યારેજ તેની કીંમત તથા શોભા. એવાં રત્ન કાંઇ બધાનેજ ઠોકર વાગી મળતાં નથી. કોઇ પુણ્યાત્મા ભાગ્યશાળીનેજ હાથ લાગે છે. તેમ,-મનુષ્ય શરીર રૂપ રત્ન અનેક પુણ્ય સંસ્કાર બળથી હાથ લાગ્યું છે. તેને કલઇ રૂપ વિષયોનાં સેવનમાં રાખીએ તો એથી બીજી મૂઢતા શી ? ! એ તો સત્સમાગમરૂપ સુવર્ણમાંજ જડી દેવો, અર્થાત્ અહર્નિશ સત્સંગમાંજ રહેવું, તોજ જન્મનું સાફલ્ય-તોજ શોભા રહે છે. અથવા બ્રહ્મ વિદ્યારૂપ અમૂલ્ય રત્ન મહત્પુણ્યવશાત્ કોઇ સદ્ગુરૂ દ્વારા હાથ લાગી જાય, તે જો અનધિકારી હોય તો કલઈ જેવા હલકા માર્ગે વાપરે છે, પણ ઉત્તમ અધિકારીને હાથ લાગે તો સુવર્ણરૂપ ઉત્તમ પ્રકારે શમદમાદિ પૂર્વક બ્રહ્માત્મૈક્યાનુભવમાં રાખી જગતમાં અતીવ શોભે છે.

મોક્ષની ઈચ્છા થવી, એજ બહુ દુર્લભ છે. તે જો થઇ તો સત્પુરૂષનો સંગ થવો દુર્લભ છે, કેમકે संसर्गजा दोषगुणाभवंति ॥ દોષ અને ગુણ જે આવે છે તે સંસર્ગ-સંગતથી આવે છે. એ સત્સંગ કેવો છે ? કે, જે जाड्यं धियोहरति० બુદ્ધિનું અજ્ઞાન હરિ લેછે, વાણીમાં સત્યનું સિંચન કરે છે, વગેરે.

ખરાં મોતીના ૨૦૦ દાણાની માળામાં બેચાર દાણા ખોટા હોય તો ખરામાંજ ગણાઇ જાય. કેમકે જેણે બે હજારની ૨૦૦ દાણાની માળા કરી તેને શું એકાદ બે દાણાજ મળ્યા નહિં, કે ખોટા ઘાલે ? ! પણ ૨૦૦ ખોટા દાણામાં બેચાર ખરા હોય તો તે પણ ખોટામાંજ ગણાય. તેમ, ઘણા વિષયાસક્ત નબળામાં એક બે સાચા વૈરાગ્ય સંપન્ન ભક્ત હોય તો તે પણ પેલા ખોટા જેવાજ ગણાય; પરંતુ સેંકડો ખરા જ્ઞાની સંતો ભેળો એકાદ વિષયી હોય તો તે ખરા મહાત્મામાંજ ગણાઇ જાય છે. માટે सदा संतोभि गंतव्यः હંમેશ સત્પુરૂષ પાસે જતાજ રહેવું.

મહા ફાગણમાં આંબા ઉપર એટલો બધો મોર આવે છે કે પાંદડાં પણ દેખાતાં નથી. તે બધીજ કેરીઓ થઇ પાકે તો ખાનાર થાકી જાય. અરે ! ખાનાર જડી શકે નહીં. પરંતુ વાવા-

ઓઆંથી કેટલોક મોર ખરી પડી ઢગલા વળે છે, કેટલોક એમ જ ખરી પડે છે, કેટલોક છોકરાંઓ પથરા મારે છે તેથી પડે છે, કેટલોક માળી વગેરે લોક તોડી જવાથી પડે છે. એ બધી રીતે જતાં જતાં જે કાંઇ સ્હેજ રહી જાય છે તેજ કેરી થાય, તેમાં પણ બાળ મરવા તુટી પડે, ઝપટાઇ જાય, અને કાચી કેરી થતાં લોક તોડી જાય, તુટી પડે, વગેરે રીત બાદ થતાં ઘણીજ થોડી ઝાડપર પાકી અમૃતરસ ભરી હુંઇ આનંદપ્રદ પાકી કેરી થાય છે. તેમ,—ઘણા લોક પરમપદ (પ્રભુ) પ્રાપ્ત કરવા ઉધુકત હોય છે. તેમાં મોહથી, વિષયથી, સ્ત્રી દ્રવ્ય સ્વર્ગાદિ ભોગના લોભથી, પરદારા પરદ્રવ્યાદિથી ફસાતાં લુટાતાં ગળાઇ ગળાઇને ભાગ્યેજ કોઇ હજારોમાં એકાદ બે ઠેઠ સુધી અડગ ટકી રહેનાર વીર મહાત્મા બ્રહ્મવેત્તા થાય છે, मनुष्याणां सहस्रेषु कश्चिद्यततिसिद्धये ॥×

એકમાંજ સુખ છે, બે થતાંમાં બગડે છે. "બગડે બેય." એમ સમજી સંતો ઉપદેશ આપતાં ચિત્તને કહે છે કે, રે રે चित्त त्यजद्वैतं, एकत्वं त्वं समाश्रय, હે ચિત્ત! તું દ્વૈતને છોડ, અને એકપણાંનો આશ્રય કર, તો તું ચિત્ (ચેતન–જ્ઞાન) રૂપ થતાં અનંત ચિદેક રસ બ્રહ્મરૂપ થશે. ચિત્તમાં બે (त्+त्) તકાર આવ્યાથી દ્વૈત થઇ ગયું તેથીજ જન્મ મર્ણનો ભય થયો. भयं द्वितियाभिनिवेषतः ॥ द्वितियाद्वै भयं भवति ॥ તેથી એક તકાર (त्) કાઢી નાખે [બે પણું છોડે] તો ચિત્ એટલે જ્ઞાન ઘન બ્રહ્મ સ્વરૂપેજ રહેતાં અભય થશે. સુંદરદાસજી કહે છે કે,—અંતરરામા, બાહરરામા, જ્યાં દેખું ત્યાં રામહિરામા; જાગતરામા, સોવતરામા, ગુરૂકૃપાંજન પાયો ભાઇરામ બિના કછુ જાનત નાહીં. हरिर्दाता हरिर्भोक्ता, हरिरन्नं प्रजापतिः हरिर्विप्र शरीरस्तु, भुंक्ते भोजयते हरिः ॥ ॥ ब्रह्मार्पणं ब्रह्महवि र्ब्रह्माग्नौ ब्रह्मणा हुतं ॥×॥ અંધારાંમાં દોરડી પડી છે. ત્યાં અનેક લોક ભેગા થયા છે. કોઇ કહે છે કે સપ છે, કોઈ કહે જળધારા છે, કોઇ લાકડી પડી કહે છે, કોઇ જમીનમાં ફાટ પડી કહે છે, એમ બધા માંહો માંહે લડી મરે છે. સર્પ છે એવું કહેનારો તે સર્પને દૂર કાઢવાને મંત્ર જપી રહ્યો છે. લાકડી કહેનારો, બીજા લોક સર્પ કહે તેથી રખેને સર્પ પણ હોય તો ડરતો હુવો ધીમેથી, લાકડી પકડવા જાય છે. ફાટ કહેનારો તેને ઢાંકવા પાટીઉં શોધી રહ્યો છે. એવામાં ત્યાં એક વિવેકી મહાત્મા આવી ચઢયા. યથાર્થ દ્રષ્ટિ વગરના બધાને વગર

નિશ્ચયે નકામી તકરાર કરતા જોઈ પોતાની પાસે સળી હતી તે કાઢી ઘસી અને પ્રકાશ પાડયો. ત્યારે બધાને સુઝયું કે, એ સર્પ નથી, દંડ નથી, ધારા નથી, કે ફાટ પણ નથી, પણ દોરડી છે. તકરાર મટી, ભય કંપ ગયો, અનુષ્ઠાનનો શ્રમ મટયો, ભ્રાંતિ તુટી, અભય અથવા શાંતિ થઇ. આ રીતે અપરોક્ષ દોરડી જોનાર ને પાછું કોઇ આવી એમ કહે કે, એતો સર્પ છે કે દંડાદિ છે, તો શૂં તે સાચું માની ભડકશે ખરો કે? નહિજ ભડકે. છતાં કદી દ્રઢ જ્ઞાન થયું નહોય એટલે જરા શંકા રહી ગઇ હોય તો ડગી જઇ ભરમાઇ ભય પામશે; પણ જેને નક્કી પાકો નિશ્ચય થઇ ગયો હોય—પ્રકાશમાં જોઇને ખાત્રી પૂર્વક રજ્જુજ છે એવું જાણી દ્રઢ કરી લીધું હોય, તે તો એવા ભ્રાંત લોકની વાત સાંભળશેજ નહિં અને તેને ભય પણ થશે નહીં. તેતો પ્રસન્ન શાંત રહેશે. તેમ,—આ સર્વત્ર પૂર્ણ એક સત્ ચિદેકરસ આનંદ ઘન પરમાત્માજ છે. તેમાં અજ્ઞાનાંધકારને લીધે જગતની પ્રતીતિ થાય છે. તે જોઇ અનેક મત ભેદવાદીઓ નકામા લઢી મરે છે. કોઇ એ જગતને માયાથી થયું કહે છે તો કોઇ બ્રહ્માથી, ત્યાં કોઇ કાળથી થયું કહે છે તો કોઇ ઇશ્વરથી કહે છે. એમ અનેક ઝગડા કરી કાળ કર્મ વગેરેથી ભય પામતા રહે છે. તે ભયથી છુટવા કંઇક કર્મ ધર્મ યજ્ઞ યાગ અનુષ્ઠાન જપ તપ વગેરે કરે છે. પરંતુ દિવ્ય દ્રષ્ટિવાળા મહાત્મા ગુરૂ આવી જ્ઞાનરૂપ દીપનો પ્રકાશ પાડે છે ત્યારે સુઝે છે કે, આ જગત નથી, બધાની કલ્પના ખોટી છે; પણ સ્વયં સિદ્ધ પૂર્ણ પરમાત્માજ છે. એ રીતે જેઓએ જ્ઞાન પ્રકાશથી અપરોક્ષ જોઈ જાણી લીધું—અનુભવ કીધો છે, કે આ કાંઇજ નથી (नेहनानास्ति किंचन) પણ બ્રહ્માજ છે (सर्वं खल्विदंब्रह्म) તેને ફરી જન્મ મરણ વગેરેનો ભય કે કંપ થવાનો નથી, તેમ તે લઢવા વઢવાનો નથી. તે તો મહામુનિવત્ શાંત રહેશે.

એક રાજાએ મહાત્મા પાસે જઇ કહ્યું કે, આ સંસાર સમુદ્ર જલદી તરી જવાય એવો ઉપાય બતાવો. ગુરૂ તો મૌન રહ્યા. ત્રીજે દહાડે સંતે કહ્યું કે, રાજન્! આ પાણીનો ક્ષુદ્ર સમુદ્ર તરવાને મોટાં ઝાઝ (વાહાણ) બનાવતાં ૫-૧૦ વરસ લાગે છે, તો અનાદિ કાળનો આ ભવસાગર છે, અર્થાત્ કર્મ કરી કરી શરીર ધર્યું,

શરીર ધરી ધરી કર્મો કરવાં, એવો ભવ પ્રવાહ છે, તે તરવાને કેવી મોટી નોકા જોઇએ, અને તે કેટલે વરસે થઇ શકે તેનો વિચાર કર.

દૈત્યરાજ વિરોચન અને દેવરાજ ઇંદ્ર, બેહુ મળી બ્રહ્મદેવ પાસે બ્રહ્મવિદ્યા લેવા આવ્યા. બ્રહ્માએ જોયું કે, તેઓનો અધિકાર હાલ વૈભવનોજ છે, જ્ઞાનને લાયક નથી, એમ વિચારી જળમાં જેની છાયાં પડે છે તે આત્મા છે, એમ કહ્યું. વિરોચને નક્કી કીધું કે, તે શરીરની છાયાં પડે છે માટે દેહજ આત્મા માનીને ખુબ ખાવું પીવું મઝા કરવાનો ઉપદેશ દૈત્યોને જઇ આપ્યો. ઇંદ્રે વિચાર્યું કે આત્મા તો અજર અમર અતીંદ્રિય છે, દેહતો નાશવંત દ્રશ્ય જડ છે ત શી રીત આત્મા હોઇ શકે ? તેથી પાછાં આવી પુછતાં પચીસ વર્ષ બ્રહ્મચર્ય પાળીને આવવાનું કહ્યું, તેમ કરી પાછા આવ્યા ત્યારે [ સ્થુળનો ઉપદેશ કરેલો તે હવે ] સૂક્ષ્મને આત્મા બતાવ્યો. પુનઃ ત્રીજીવાર બ્રહ્મચર્ય પાળીને આવ્યો ત્યારે કારણને અને છેવટે મહા કારણને બતાવી ૧૦૧ વર્ષ બ્રહ્મચર્ય પળાવી જ્યારે ખરો અધિકારી થયો ત્યારે બ્રહ્મવિદ્યા આપી હતી.

છોકરો બાળક છે તે ગામમાં રવડી રમી મૃત્તિકા ખાયા કરતો હોય તેને એકદમ છોડાવે તો રડી મરે છે; તેથી કહેવું કે, ભાઇ ! આપણા બારણામાં સુંદર ગળી માટી છે તે ખાજે, બહાર ન જઈશ. એમ કહી થોડી ખાંડ ત્યાં બારણાં આગળ વેરી મુકી. તે માટી ખાવા લાગ્યો ત્યારે ગામમાં રખડતો અટકી સમેટાઇ દરવાજે અટકયો. પછી ઘરમાં વધારે ગળપણવાળી માટે બનાવી ત્યાં બતાવી ખાવા કહ્યું. ત્યાંથી માળપર અને પછી ઓરડામાં પકવાન્ન પર વળગાડયો. ત્યારે ત્યાંજ મોહ પામી ગોંધાશે. એમ અધિકાર લાવવા ધીમે ધીમે યુક્તિથી પ્રયત્ન કરવાથી લાયક થતાં પાર પડશે. જન્માંતરનો અભ્યાસ વિષય સેવનનો છે તેથી પ્રથમ સકામ કર્મ, દેવ ગુરૂ બ્રા૦ સંતની સેવા, અતિથી સત્કારાદિથી પ્રોમોશન આપતાં [ઉપરની પાયરીપર ચઢાવતાં] નિષ્કામ કર્મ કરવા ઉપદેશ અપાય, તે પછી સત્સંગ કરી શ્રવણ મનનાદિ અને ધ્યાન ધારણા સંયમાદિ કરાવી બ્રહ્માત્મૈક્ય જ્ઞાનનો ઉપદેશ અપાય છે. તેનો અનુભવ થાય ત્યારે શાંતિ થાય છે. ज्ञानमुत्पद्यतेपुंसां क्षयात्पापस्य कर्मण: ॥ પાપ કર્મ બધાં ક્ષય થઈ જાય ત્યારે પુરૂષને જ્ઞાન થાય છે. અહીં

જ્ઞાનની ઉત્પત્તિ કહી છે. તે વૃત્તિ જ્ઞાનની ઉત્પત્તિ કહી છે. વ્યાપક જ્ઞાન તો ઉત્પન્ન થતુજ નથી. એકે કહ્યું કે, આ આત્મા છે એક કહે, આ આત્મા નથી. એ બેહુ વિકલ્પો જ્યાંથી થયા તે વિકલ્પોનું અધિષ્ઠાન આત્મા છે તે મન ઈંદ્રી, વાણીનો વિષય નથી, છતાં જે એમ કહે છે કે, મેં આત્માને જાણ્યો, તો તેણે જાણ્યોજ નથી. પણ જે કહે છે કે, નથી જાણતો, તે જાણે છે. यस्यामतं मतं तस्य ॥

એક રાજાને પુત્ર થયો તેને અરધો હાથ નહીં, અરધો પગ નહીં, એવો ઠુંઠો અને પંગુ જનમ્યો. જોશી પંડિતો બોલાવ્યા. કુંડલી માંડી જોઇ કહ્યું કે નક્ષત્ર યોગ બહુ સારો છે તેથી સમર્થ વિદ્વાન બનશે. જોશી પંડિતોએ વિચાર્યું કે, આપણું માન ખંડિત થશે-બધાને જીતી લેશે. તેથી રાજાને ઉલટું સમજાવી તે બાળકને જંગલમાં ઝાડ ઘાસની ઘટામાં છોડી આવવા મોકલાવ્યો. ત્યાં ગોવાળિયા એટલે-રબારીના છોકરા આવ્યા તેમણે આ બાળક જોઇને ત્યાં નાની છાપરી બાંધી ઘાસ પાથરી બાળકને સુકયું, અને ગાય બકરીનું દુધ પાવા માંડયું. બાળક મોટો થયો તે પેલી છાપરીમાં બેસી રહે છે. છોકરા આવી રોજ દુધ પાઇ જાય છે. બારેક વર્ષનો થતાં નારદ આવ્યા; પુછ્યું કે ભાઇ, તમે શું કરો છો, કાંઇ માગો. કુંવર કહે, તમે કોણ છો? નારદ કહે, હું નારદ છું. પુત્ર કહે, તે વળી શું? હું ભગવાન વિષ્ણુ જે આ જગતના પાલક છે તેનું મન કહેવાઉં છું. પુત્ર કહે, વળી કોઈ વિષ્ણુ પણ છે કે?! તે જગતના પાલક છે, તેઓ મને પણ પાળે છે. પુત્ર કહે મને દુધ મળ્યા કરે છે, મારે કાંઈ જોઇતું નથી, જાવ-પધારો. નારદ ગયા તેણે વિષ્ણુને કહ્યું, તે આવ્યા તેણે પણ બહુ સમજાવ્યો કે કાંઇ વૈભવ, લક્ષ્મી, સ્ત્રી, સુખ માગ. પુત્ર કહે, સુખમાં પડયો રહું છું ત્યાં સંકલ્પની જાળ ગુંથવાની પીડામાં કયાં પડું. તમે જાવ, જાવ મારે કશું નથી જોઇતું. બ્રહ્મા, શંકર, ઇંદ્ર, અગ્નિ, વરૂણ, યમ, ધર્મ, વગેરે મંડળ આવી બહુ સમજાવ્યો કે માગ. પુત્ર કહે, તમે તમારૂં દરશન નહીં આપો, ચાલ્યા જાવ, એજ માગું. મારે કંઇ નથી જોઇતું. બધા દેવો વિચારે છે કે, એ તો ભારે તપશ્ચર્યા-

વાળો થઇ પડયો છે, એ તો કાંઇ નથી માગનો, ત્યારે આપણું બધાનું અત્રે આવેલું નિષ્ફળ જાય છે. એમ વિચારીને વગર માગે બ્રહ્માએ દીલે હાથ ફેરવતાં રમ્ય સુંદર શરીર બની ગયું. વિષ્ણુએ સંકલ્પ માત્રથી મહારાજ્યપદે સ્થાપી ત્યાં મોટું નગ્ર રચી રાજા બનાવી અપાર દ્રવ્યકોષાધિપ બનાવી સુંદર સ્ત્રીઓ આપી. શ્રી શંકરે નીતિ, બ્રહ્મવિદ્યા, વગેરે જ્ઞાન આપ્યું. ઈંદ્રે વખતસર વૃષ્ટિ થયા કરવાનું કહ્યું. વરૂણે અમૃત જેવાં નદી સરોવર સિદ્ધ કરી આપ્યાં. વાયુ અગ્નિ વગેરેએ તેમના તરફથી અભય રહેવાનું વર આપી બીજી અનુકુળતા કરી આપી, બાદ બધા પધારી ગયા. ત પુત્રે નિર્માન અને નિર્મોહ રહી રાજ કરતાં બધી પ્રજાને વિદ્વાન અને વિવેકી બનાવી, ભકિત અને જ્ઞાનનો પ્રકાશ બધાંનાં હ્રદય પર પાડયો. પિતાનાં રાજ્યના પંડિતોનાં અભિમાન ઉતારી તેમને જ્ઞાન વૈરાગ્ય સંપન્ન બનાવી સન્યાસી જેવા કરી અભય બનાવ્યા. પિતા માતાને ઉપદેશ આપી દેહમાંથી મમત્વ છોડાવી સુખી કીધાં. દેશાંતરોમાં પણ શાંતિ ફેલાવી. અંતે સ્વાત્મનિષ્ઠ સ્થિતિમાં રહી સ્વરૂપમાં અભેદ ભાવને પામ્યો. તાત્પર્ય કે,—ગમે તેવી સ્થિતીમાં હોય છતાં જે ઉત્તમતા પ્રાપ્ત થવાની હોય છે તે સમય થતાં આવીજ મળે છે. નિઃસંકલ્પ સ્થિતીમાં પડયા રહેવા રૂપ તપનો પ્રભાવ કેટલો બધો ભારે છે તે સુચવે છે. શત્રુઓ ભલે ઘણા હોય તેઓ ભલે કાઢી કઢાવી મુકે છે, છતાં તે ઘણુંજ હિતકારી થવાને માટેજ થાય છે. નિસ્પૃહતા અને નિર્મોહપણું છે તે પરિણામે અપાર સુખ સંપત્તિ આપવારૂપ મિષ્ટતમ ફળ પ્રકટાવે છે, અને બ્રહ્મ-વિદ્યારૂપ અજરામર રસ પાન કરાવવારૂપ પરમ લાભ આપી ભવ-ભ્રમણથી પણ છોડાવે છે.

સીતાજી વનમાં ઋષિપત્નિ પાસે બીરાજેલાં છે ત્યાં પુછવામાં આવ્યું કે, પેલા ગોરા ગોરા છે ત કોણ છે? જવાબ દીધો કે, મારાં દીઅરજી લક્ષ્મણ છે. બીજા કોણ છે? તે નિષાદ (ભકત) છે. અને પેલા કાળા સરખા છે તે કોણ છે? તે વખતે સીતાજીએ ઘુમટો તાણી મુખ ફેરવ્યું અને મલકાયાં (મંદમંદ હસ્યાં) એટલે ઇશારત માત્ર જ્ઞાન કરી કે, તે મારા સ્વામિનાથ પ્રભુ છે, પણ મુખેથી ન કહ્યું. તેમ શ્રુતિ ભગવતિ ઈશારો માત્ર કરે છે કે, તે સચ્ચિદાનંદ

આત્મા તું છે तत्वमसि सदेव એટલે સતજ—સત્ માત્ર. એ સદૈવમાં સોપાધિક અને નિરૂપાધિક સત્ બેહુ લેવું. જગત પ્રતીતિને લઇને સત્‌ને કારણ કહ્યું. અકબરને કીમીઆનો છંદ લાગવાથી જે ફકીર આવે તેને પૂછે. તે એમ કહે કે નથી જાણુતો, તો કેદમાં નાખી દળવા બેસાડે. એ રીતે હજારો સાધુ ફકીર કેદમાં પડયા છે. એક ગુરૂ શિષ્ય આવી પહોંચ્યા તે જાણુતા હતા, પણ પુછયું ત્યારે કહયું કે, કીમીઓ જાણુતા હોત તો અહીં ભીખ શું કામ માંગતે. કેદમાં ભલે—મોજ છે. રાજા, વિદ્વાન, યોગી, જ્ઞાની, શ્રીમાન, વિગેરે ઐશ્વર્યવાળા (ઇલમવાળા)નાં મુખપર કોઇ વિલક્ષણુ દૈવી તેજ હોય છે. અકબર વિચિક્ષણુ હતો. તે એક રાત્રે ગરીબ ભીસ્તીને વેશે પેલા સાધુ મંડળમાં ફરતાં ફરતાં પેલા ગુરૂમાં કાંઇ વિલક્ષણુતા દેખી તેની પાસે બેઠો. મીઠાઇ મુકી. એમ છ મહીના સુધી જતા રહી સેવા કરી. એક દીવસ કરગરી બોલ્યો કે, ગરીબ ભીસ્તી છું ફક્ત રૂા. ૮) મળે છે. ચાર ખાનાર છે. છેવટ ગુરૂએ દયા લાવી તેને, શીશી કાઢી રીત બતાવી કીમીઓ શિખવી દીધો, ને કહ્યું કે, જા, બચ્ચા મોજ કર; અકબરે બીજે દહાડે ક્રોધનું રૂપ બતાવી હુકમ કીધો કે, આજે સાંજ સુધીમાં જે કીમીઓ ન બતાવે તે બધાને તોપથી ઉડાવી દો. તોપ ગોઠવી, બધાને આણ્યા. કોઇ બોલતું નથી. ખોટા બહાર પણ કરાવ્યા. પેલા ગુરૂ પણ જાણુતા છતાં મરવાનું કબુલ કરી ઉભેલા જોઇ રાજા પુછે છે કે, કેમ મહારાજ! તુમ જુઠ કેમ બોલો છો, શામાટે મરો છો? કાલે તમે ભીસ્તીને બતાવ્યું, છતાં મુંગા કયૂં ખડા હો?! ગુરૂ કહે, સેવાથી તેને મળ્યું. તૂંજ તે ભીસ્તી ભલે હો, પણ જે સેવાથી મળે છે તે જુલમથી મળતું નથી. મરવાનો હમને જરાપણુ ભય નથી.

સકામ કર્મ કરી માગનારની ઇજત હોતી નથી. નિષ્કામને વગર માગે બધું મળે છે. એક રાજા લઢાઇમાં જવા નિકળ્યો ત્યારે રાણીઓને મળવા ગયો. જે રાણીએ જે પદાર્થ લાવવા કહેલું તે તે ચીજ, મોતીનો હાર, સાડી, બંગડી, એરીંગ, વાટ વગેરે લઢાઇમાંથી આવી જેની તેને આપી. પણ સઉથી નાની રાણીએ તો એજ માગેલું કે, આપ સુખરૂપ પાછા પધારી આ દાસીનો પલંગ પાવન કરો અને મારાં નેત્રને આપનાં દર્શનથી

તૃપ્તિ આપજો. બીજું કશું નથી જોઇતું. આપ આવશો તો બધુંજ છે. તેથી રાજા બીજો જેટલો ખજાનો લાવેલો તે બધો ત્યાં આવી ઠાલવ્યો. તાત્પર્ય કે, નિષ્કામ રહી પ્રભુ ભજનારને પ્રભુ પોતાનું પ્રભુત્વ આપી દે છે.

બ્રહ્મજ્ઞાનીનું ભોજન શું ? મહાત્મા, ગુરૂ, સાધુ, સંત, સ્નેહી, જ્ઞાની, વગેરે દૈવી સંપત્તિવાન સુજ્ઞજનો સાથે બેસીને, જગતનાં મિથ્યાત્વ ચિંતન પૂર્વક પોતાનાં નિર્મળ ત્રિગુણાતીત બ્રહ્માત્મૈક્ય અનુભવના વિચાર એકબીજામાં પ્રકટ કરી તેનાથી શાંતિ તૃપ્તિનો અનુભવ લેવારૂપ અમૃતનું ભોજન તેઓ કરે છે. એવા જ્ઞાની જનો તાંબુલ કેવું ખાય છે ? સત્ય મધુર અને પ્રીય બોલવારૂપ તાંબુલ ભક્ષણ કરે છે. જમીને બપોરે વિશ્રાંતિ શયન કરવામાં આવે છે, તેવું તે જ્ઞાની કેવે પ્રકારે કરે છે ? જે મહા ગ્રંથમાં અમૃતરૂપ ભવદ્વેષિણી ગીતા છે એવું ભારત શ્રવણ કરે અગર વિચારે; વળી, બોધરૂપ અરજુને કર્ણરૂપ અહંકારનો નાશ કીધો, એવું વ્યાખ્યાન જેમાં છે, જેનાં શાંતિપર્વમાં શાંતિરસ છે તે મોક્ષ ધર્મ છે એવું ભારત શ્રવણ કરે અગર વાંચે; વૃત્તિરૂપ ગોપીઓ સાથે આત્મારૂપ ગોપાલ ખેલે છે, છતાં જે આત્મામાં વિકાર આવતો નથી, એવી કથારૂપ લીલામૃત જેમાં છે તે ભાગવત સાંભળે. જેમાં દુષ્ટ વાસનારૂપ પુતનાને લોહી ચુંસી લઇ અસ્તિત્વ વગરની એટલે તદાકાર કરી દીધી; કાળરૂપ સર્પને તાડન કરીને તે કાળીનાગને દૂર કાઢયો, મોહરૂપ અગાસુરનો નાશ કરી, તટસ્થ વૃત્તિરૂપ ગઉવત્સાદિ બધાંનું રક્ષણ કરી તે અજગરને માર્યો; અહંકારરૂપ કંસને હણ્યો, એવું ભાગવત છે તે વિચારે. પિતાશ્રીની આજ્ઞાથી શ્રીરામ વનમાં ગયા, એ કરવાથી એવો ઉપદેશ છે કે, ધર્મ છે તે પ્રથમ મુખ્ય સાધન કર્તવ્ય છે. અહલ્યા શીલા થઇ પડેલી તે રામ ચરણની રજ સ્પર્શથી તરી ગઈ. પથરના સેતુથી વાનરો સમુદ્ર પાર ગયા, તો નર જો શ્રીરામની સેવામાં રત રહેવારૂપ સાધન કરે તો કેમ ન તરી જાય ? પાર પડેજ. વાનરો તર્યા–પાર ગયા તો નર તો જરૂર, રામનામ ભજન ધ્યાનરૂપ પાજ આ સંસાર સમુદ્રમાં બાંધે તો તરે–પાર પડેજ. વળી અહંકારરૂપ રાવણને મારીને શાંતિરૂપ સીતાને લાવ્યા, એવી લીલા વિશે જેમાં કથા છે તે રામાયણ

સાંભળો. જે યોગીઓ સચ્ચિદાનંદ રામમાં રમે છે, હૃદયમાં પણ જેનાં તેજ રામ છે, તે આત્મા બ્રહ્મૈવ રામ છે. रमंते योगिनो यस्मिन् सराम:॥ હવે ૧૮ પુરાણ, બે ન્યાય, મીમાંસા, છ અંગ, ચાર વેદ, ચાર ઉપવેદ, આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ, વગેરે મેળવી તેનાં શ્રવણાદિ કરવા છતાં પણ જ્યારે જ્ઞાનઘન અભેદ, પરમાત્મતત્ત્વમાં પ્રીતિ ન થઇ તો પછી પૂરાણાદિનાં શ્રવણથી શું ?! પોતે જીર્ણ એટલે વૃદ્ધ થયો પણ પૂર્ણ ન થયો એટલે જ્ઞાન નહિં થયું, તો તેવાને તે પુરાણાદિનાં શ્રવણ વાંચનથી શૂં ?!

આત્મપદે વિશ્રાંતિ–સ્વરૂપમાં સ્થિતિ થાય તો ન્યાય. બાકીનું બધું શેષ રહે તે અન્યાય છે. પદાર્થોનું ચિંતવન ન કરે, અને કાંઇજ નથી એ રીતે સંકલ્પ શૂન્ય બની રહે, તેને ન્યાય કહે છે. જે અન્યાયમાં રસિક તે ન્યાય નથી.

તાર્કિકના તર્કથી બીજાનું અનિષ્ટ વિચારશો તો શ્રી ઇષ્ટપ્રભુ શી રીતે પ્રસન્ન થશે?! બ્રહ્માત્મ તત્વજ્ઞાન વિશે તર્ક ન કીધો તો કુતાર્કિકજ છે. તર્કની જે કર્કશતા છે તે વ્યથાજ છે. તર્કનો અંત નથી; માટે તર્કાતીત તત્વમાં મન લગાવો.

વૈશેષિક–વિશેષ સહિત છે તે તો ઠીક છે, પણ પરમાત્મા નિર્વિશેષ છે, તેમાં વૈશેષિકનું શું કામ છે ?!

સાધર્મ્ય વૈધર્મ્યકૃત તત્વજ્ઞાન કંઇ મુક્તિ માટે નથી. તે બધું ભ્રાંતિજ્ઞાન છે. સર્વ પદાર્થના ચિંત્વનનું પ્રયોજન નથી; સર્વનાં વિસ્મર્ણની જરૂર છે. પરમાત્માને વિશે સાધર્મ્ય વૈધર્મ્ય બનતું નથી, તેતો વિવેક માટે છે. આત્માનું જ્ઞાન છે તેજ બસ–પૂર્ણ અંતિમ–સાચું છે, તેમાં પારમાર્થિક ભેદ તો બનતો નથી, તો કાલ્પનિક ભેદ કેમ માનો ?

સાંખ્ય વિશે–અસંખ્ય (બહુ) સંખ્યાની તમે સાંખ્યે તો ગણુતી કરી છે, તેથી શૂં ?! સંખ્યાતીતને સમજો. તમે કહો છો તે તત્વજ્ઞાન તો માન્ય (કબુલ) છેજ. યોગ–પાંતજલ.–પાંતજલનો પરિશ્રમ ભારી છે. તેમાં કળા કૌશલ્ય છે, સ્વરૂપ સ્થિતી નથી. એ યોગથી વિદેહ મુક્તની સિદ્ધિ છે, તેથી પરકાયા પ્રવેશ જાણે છે. પણ બ્રહ્મસ્વરૂપ શુદ્ધ કાયામાં પ્રવેશને જાણતો નથી. તો તેમાં શું પુરૂષાર્થ કીધો ?

ભૂતો પણ પરકાયામાં પ્રવેશે છે. યોગથી ચિરંજીવિ થાય છે, તેમાં શું? છેવટે તો મરવુંજ પડશે, તો પછી તેવા ચિરંજીવિ થવાથી શૂં?! વળી દૂરનું શ્રવણ કરો, દૂરનું જોઇ શકો, તેમાં શૂં? શ્રવણ દર્શન તો પાસેનું છે. દૂરનું કીધાથી શૂં? વૃથા શ્રમ છે. પાસેથીજ શ્રવણ દરશન થાય તો પછી દૂર શા માટે જોવા સાંભળવા શ્રમ કરવો ?! વળી પારકા મનની વાત જાણવાથી શૂં? ખેચરી મુદ્રા કરવાથી શૂં? ખે (આકાશમાં) ગતિ કરનાર પક્ષીઓ દુઃખી છે; તો તેવો વૃથા શ્રમ કરેથી શું? મંત્રસિદ્ધિ, મણિસિદ્ધિ, ઔષધિસિદ્ધિ એ બધી તુચ્છ છે, વિઘ્નરૂપ છે, તેથી તે છોડો.

મિમાંસા નિર્ણય–પૂર્વ અને ઉત્તર મિમાંસા–કષ્ટરૂપ કર્મ માનો છો તો શા માટે આત્માને દુઃખી કરો છો? કર્મજડ છે, જન્મ પ્રાધાન્ય (જન્મ આપનારાં) છે. જ્યાં જન્મ છે ત્યાં કર્મ છે. ઉત્તર મિમાંસા મોક્ષ પ્રાધાન્ય છે. તેમાં જ્ઞાન કહ્યું છે, તેથીજ દુઃખ છુટે છે. તેથી ઉત્તર મીમાંસા મુખ્ય છે. જડકર્મથી દુઃખ નિવૃત્તિ ચાહાવ છો તે નહીં બને. સકામકર્મ છે તે તો અશુચિ છે, તેતો વૃથૈવ શ્રમ છે,

ધર્મશાસ્ત્ર નિર્ણય (વિચાર)–નિષ્કામ કર્મથી પ્રત્યવાય નથી; અંતઃકર્ણની શુદ્ધિ છે. પૂજા, ધ્યાન, દાન, વેદાધ્યયન, વિચારાદિમાં મુખ્ય અંતર્વૃત્તિ નિરોધ કરી, હું સચ્ચિદાનંદ બ્રહ્મજ છું, એમજ વિચારવું હંસ: સોઽહં જાણવું. શ્રોતસ્માર્ત નિર્ણય.–શ્રવણ મનન કરવું તે. જે સાંભળેલું તે ભુલવું નહીં. તેને જે યાદ રાખનાર છે તે શ્રોતસ્માર્ત વેત્તા છે.

છ અંગો વિશે.–શિક્ષા, કલ્પ, વ્યાકર્ણ, નિરૂક્ત, છંદ, અને જ્યોતિષ. જનકથી શુકદેવજી શિક્ષિત થયા હતા તેવી શિક્ષા, એટલે અખંડત્વ નહીં પામ્યો તો શું શિખવ્યું કે શું શિખ્યો ?! મુખ્ય કલ્પ તો નિર્વિકલ્પજ છે. સંકલ્પ વિકલ્પ સંસ્કાર નિર્ણયથી શું કરવું ?! જે કલ્પનાથી બ્રહ્માત્મૈક્ય અનુભવ થાય તેવી કલ્પના શિવાયની બધી કલ્પના નકામી છે. તેથી શું ?! વ્યાકર્ણ.–પદની વ્યુત્પત્તિ શા માટે છે? મહાવાક્યને સમજવા માટે. પણ તેજ જો ન સમજ્યા તો, તેથી શૂં?.! જેનાથી આ નામ રૂપ પ્રકટ પ્રતિત

થાય છે તે તત્વને સ્પષ્ટ ન કીધું (તે તત્વને જાણ્યું નહીં) તો વ્યાકર્ણનું શું પ્રયોજન?! વ્યર્થ શ્રમજ છે. નિરૂક્તિ શું કહે છે? ઉક્તિનો અંત જો ન થયો તો પછી નિરૂક્તિની ઉક્તિથી શૂં? અર્થાત્ વાણીનો પ્રવાહ વીરમી નિર્વાણ સ્થિતી ન મેળવી તો નિરૂક્ત ભણવાથી શું? નિરૂક્ત એટલે કોષ.

છંદ—અજ્ઞાનને દુર કરનાર ગુરૂ પરમાત્માનું જો તમે ધ્યાન નહીં કીધું, તો જગણ મગણ ભગણ, એવા છંદોથી શૂં પ્રયોજન છે?

જ્યોતિષ—यस्यभासा सर्वमिदं विभाति ॥ જેના પ્રકાશથી સર્વ પ્રકાશિત થાય છે તેને ન સમજ્યા, તો જ્યોતિષ ભણવાથી શૂં!

વેદ—હે વિશ્વાત્મન્! હમે (જે કાંઇ છઇએ તે) પુજીએ છીએ, હમારા મનોરથ પૂર્ણ કર, અમુક હમારે માટે લાવ. એમ સ્તુતિ કરી, અને ઇશ્વર પ્રસન્ન નહીં થયા તો તે હોતાદિથી શું પ્રયોજન?! લોહિત શુક્લ કૃષ્ણા (લાલ ધોળી કાળી) એવા ગુણ વાળી માયાનો બ્રહ્મરૂપ સત્ર (યજ્ઞ)માં બાધ ન કીધો, તો પછી બીજી ગમે તે ખટપટથી શૂં?! છાંદોગ્ય વાણીથી બ્રહ્મ ન ગાયો તો બીજી વાણીથી શૂં?! જો હૃદયમાં કાંઇ ચમત્કૃતિ ન આવી તો પછી અથર્વવેદ આદિમાં છે તેથી શૂં! જો જ્ઞાનામૃત ન પીધું તો આયુર્વેદથી (વૈદકશાસ્ત્રથી) શૂં?! પ્રણવરૂપ ધનુષ્ય અને પ્રબોધરૂપ શર (બાણ) થી લક્ષ ન ભેદ્યો, તો ધનુર્વેદથી શૂં?! આત્માને મનોહર કંઠથી મધ્યમ સ્વરથી જો ગાયો નહીં, તો ગાંધર્વ વેદથી શૂં?! જેટલા અર્થ છે તે અનર્થ છે. જો પરમાર્થ સિદ્ધ ન થયો તો અર્થશાસ્ત્રથી શૂં?! એ રીતે બપોર પછી વિશ્રાંતિ શયનરૂપ ઉક્ત રીત્યા દીન વીતાવવો. સ્વપ્નવત્ વ્યવહાર. નિર્વિકલ્પ સમાધિમાં સાયં સંધ્યા. પછી રાત્રી થઈ તો નિશ્ચળ મન કરી સુવું, તે પ્રત્યાહાર કરી લઇ શુદ્ધ બોધરૂપ મધુર દુધ પીને સમાધિરૂપ પર્યંક ઉપર સુવું; અને બ્રહ્મવિદ્યા સુંદરી સહવાસથી બ્રહ્માનંદ સુખ ભોગવવું. તાત્પર્ય કે, બ્રહ્મવિત્ જ્ઞાની મહાત્મા એ રીતે તે બ્રહ્મ વિદ્યારૂપ સુંદરી સાથે સમાધિ પલંગપર પોઢી બ્રહ્માનંદ સુખ ભોગવે છે.

જેમ, ચંદ્રિકા (ચાંદરણાં)નું લક્ષણ આતપ (તાપ)માં નથી ઘટતું; સ્ત્રીનું પુરૂષમાં, પુરૂષનું સ્ત્રીમાં નથી ઘટતું, અંધકારનું પ્રકાશમાં, અને પ્રકાશનું અંધકારમાં નથી ઘટતું, સુખનું દુખમાં અને દુખનું સુખમાં નથી, રાત્રીનું દિવસમાં અને દિવસનું રાત્રિમાં નથી ઘટતું, તેમ,—આનંદમાં દુઃખનું અને દુઃખમાં આનંદનું લક્ષણ ઘટતું નથી. જેનો બાધ (રૂપાંતર) નથી થતો એવાં સતમાં અસત્ નથી, અને અસતમાં સત્ લક્ષણ નથી. ચિતનું જડમાં અને જડનું ચિત્માં લક્ષણ નથી. પ્રકાશ્યના વિકાર પ્રકાશકને સ્પર્શ કરતા નથી. ઘટ ગાગેરાદિ કાણાં કુટેલાં હોય તેના વિકાર સૂર્યને સ્પર્શ કરતા નથી. તેમ, દેહ પ્રાણ મન ઇંદ્રિયાદિ જે પ્રકાશ્ય છે તેના વિકારો પ્રકાશક આત્માને સ્પર્શ કરતા નથી. એ ચિત્ અને જડનું વૈલક્ષણ્ય છે.

આનંદનું લક્ષણ શું ? ઉપાધિ વર્જિત, બાધ્યમાન નહિં એવું જે સુખ છે તે નિત્ય આનંદ છે.

આરોગ્ય એટલે શું ? धातु साम्यमरोगता ધાતુઓનું શરીરમાં સમપણું તે અરોગતા છે.

રજ્જુવત્ સત્રૂપ, આદિત્ય વત્ ચિદ્રૂપ અને અમૃતવત્આનંદરૂપ, એવા આત્માને ગુરૂમુખથી જાણે છે તેજ અસંગ, તેજ મુક્ત છે. મન જે છે તે સત્વગુણનું કાર્ય છે તેમાં બીજી બધી ઉપાધિ આવવાથી મલીન થઇ ત્રિગુણાત્મક થાય છે માટે શુદ્ધ એવાં સાત્વિક નિર્મળ મનથીજ આત્મા જાણ્યો જાય છે. જાગ્રદાવસ્થારૂપ નગર છે. તેનો કોટરૂપ સ્વપ્નાવસ્થા છે. તેની ભીતર સુષુપ્તિરૂપ પ્રાસાદ છે. તે ત્રણેના અભિમાનીને જીવ કહે છે. મેહેલમાં આવીને સઘળું છોડી દઇ બુધ્ધિ સ્ત્રી સાથે તદાકાર થાય છે. તે તદાકાર થવારૂપ મોજ [ સુષુપ્તિમાં ] લે છે. [ अहमास्मि માત્રથી ]. ત્યાં નિત્યાનંદનો અનુભવ કરે છે, તે સાક્ષી છે साक्षी चेता केवलो निर्गुणश्च ત્રણે અવસ્થાનો સાક્ષી નિત્ય જ્ઞાનરૂપ—અનુભવરૂપ છે. ચિદાભાસ જે ત્રણ અવસ્થાવાળો મિથ્યાભાસ છે તે તો મિથ્યાજ છે. બિંબભૂત ચેતનનેજ સાક્ષી કહે છે. જીવમાં વિકારિતા હોવાથી સાક્ષી હોઇ શકતો નથી. આત્મા સાક્ષી નિર્વિકાર

છે: હું સુખી દુખી છું, એ રીતે વૃત્તિ સાથે એકતા માનવાથી જીવ વિકારી છે. કૂટસ્થજ સાક્ષી છે. તેજ અંતઃકરણમાં જીવરૂપે પ્રવેશીને જન્મ મરણ પામે છે. જાગે છે, સ્વપ્ન જુવે છે, સુખી દુખી થાય છે તે જીવ છે. ચિદ્રૂપ હુવો જે સર્વને જાણે છે, તે સાક્ષી છે. પોતે કેવો છે તે આરસીમાં મુખ જુવે છે ત્યારે સમજાય છે. તેમ, અંતઃકરણમાં પ્રતિબિંબદ્વારા મુખરૂપ સાક્ષી જાણીએ છીએ. સાક્ષ્યને લઇને સાક્ષી છે. તે સાક્ષ્ય સાક્ષી બેહુ ઉપાધિજ છે. એવો આત્મા કોઇ રીતે જાણ્યો જતો નથી. સ્વયં-પ્રકાશરૂપ છે, અનુભવરૂપ છે. તે બીજાથી અનુભવ કરાય-જોવાય તેમ નથી. પ્રત્યક્ષ પ્રમાણ તો ઇંદ્રિયજન્ય છે. આત્મા કાંઇ ઇંદ્રિનો વિષય નથી. તેથી પ્રત્યક્ષ પ્રમાણથી આત્મા જાણી શકાતો નથી; અને નિરંશ [ અખંડ-પૂર્ણ અંશભાવ રહિત ] હોવાથી અનુમાન પ્રમાણ પણ એમાં બનતું નથી. આપ્તવાક્યરૂપ શબ્દ પ્રમાણ છે. ઇશ્વર યથાર્થ વક્તા છે તે આપ્ત વાક્ય જે ઇશ્વરોક્ત વેદની શ્રુતિ છે તે પ્રમાણરૂપ છે, તેથી સમજી શકાય છે. અહંકારાદિનો જ્યાં સ્પર્શ નથી, એવો ચિન્માત્ર છે તેજ આત્મા છે.

सत्यं ज्ञानमनंत ब्रह्म એ સ્વરૂપ લક્ષણ કહ્યું. કોઇ કોઇ જિજ્ઞાસુ એકજ વિશેષણથી સમજે છે, કોઈ બેથી, કોઇ ત્રણથી, કોઇ ચાર પાંચ અને વધારેથી સમજી શકે છે. સત્, ચિત્, આનંદ, નિષ્કલ, નિષ્ક્રિય, અભેદ્ય, અવ્યય, અરૂપ, નિર્ગુણ, નિરવયવ વગેરે વિશેષણો અધિકાર ભેદથી છે. તેમજ ઉપાસના અને કર્મ પણ અધિકાર ભેદથી છે, અરૂપ અવ્યય નિર્ગુણ બ્રહ્મ હોવાથી ઉપાસકોને શ્રવણ મનનાદિ ઉપાસના વગેરે કરવા સારૂ સગુણની કલ્પના કરી છે. સચ્ચિદાનંદ વગેરે ઘણાં વિશેષણોથી જિજ્ઞાસુને પાકો સુદ્રઢ બોધ થાય છે. यादृशोयक्षस्तादृशो बलि: જેવો યક્ષ તેવો બલિ. તે પ્રમાણે જેવી રૂચિવાળો જેવો ઉપાસક હોય, તેવી તેને માટે ઉપાસનાની કલ્પના છે. એવી સગુણની અનેક પ્રકારની ઉપાસનાની કલ્પના છે. पुरुषान्नपरं किंचित् सा काष्ठा सा परागतिः ॥ એવા પરમ બ્રહ્મનાં ચિંતવન માટે પરંપરા ( ક્રમ-શ્રેણી ) લગાવી છે. इन्द्रियेभ्यो पराह्यर्था: अर्थेभ्यश्च परं मनः ॥ मनसस्तुपरा बुद्धिः बुद्धेरात्मा-

મહાન્પરઃ ॥ એ રીતે એકથી બીજાની શ્રેષ્ઠતા કહી છે. છેવટે આત્માથી શ્રેષ્ઠ કાંઇ નથી–તે અંતિમ પરાગતિ છે. તલમાં તેલ રહેલું છેજ, પણ યુક્તિથી શ્રમ કરી પીલ્યા વગર મળતું નથી. તેમ, સૂક્ષ્મ એકાગ્ર બુદ્ધિ કીધા વગર આત્મા જણાતો નથી. दृश्यते त्वग्रया बुद्दया सूक्ष्मया सूक्ष्मदर्शिभिः॥ એ રીતે રાગ દ્વેષ રહિત બુદ્ધિએ કરીને આપ (આત્મા) જાણી શકાય છે.

अथातो ब्रह्म जिज्ञासा जिज्ञास्यो ब्रह्मकेवलं ॥ બ્રહ્મ વિચાર ઉપનિષદ વાક્યથી કરવો. ઈશ્વર છે તે (જગતનું) અભિન્નનિમિત્તોપાદાન કારણ છે. તે સર્વજ્ઞ છે, એ તટસ્થ લક્ષણ છે. અને, ઈશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ છે, સ્વપ્રકાશ છે, એ સ્વરૂપ લક્ષણ છે. અંતરંગ સાધન એટલે જે સમીપથી સહાયક છે, અને બહિરંગ સાધન છે તે દૂરથી સહાય કરનારાં છે. નિવૃત્તિ માર્ગમાં મુખ્ય વૈરાગ્ય છે. रागो लिंगमबोधस्य રાગ છે તે અજ્ઞાનનું ચિન્હ છે. રાગીમાં વિરાગ નથી. દોષ દ્રષ્ટિથી રાગ જાય છે. તૃપ્ત છે પણ જીજ્ઞાસા છે, એવાને सर्वे खल्विदं ब्रह्म એ ઉપદેશ યોગ્ય છે. સંસારમાં બધું દ્રશ્ય જોઇ ગભરાઇ રહેલો એવાને, नेह नानास्ति किंचन ॥ એ ઉપદેશ સંભવે છે. સત્શાસ્ત્રથી શુદ્ધ બુદ્ધિ થઇ રહેલી છે જેની એવા ધીરને, આકાશ ફલપાતવત્, જીજ્ઞાસા મુખ્ય છે. દોષ દ્રષ્ટિથીજ તીવ્ર વૈરાગ્ય થાય છે, સેહેજ વિરાગ થયો તેને માટે તો કહેવાનુંજ નથી. કોઇનાં અંગમાં એક ભૂત પ્રવેશે છે તેથી તે દુઃખી થાય છે, તો જેનામાં પાંચ ભૂતો ભરાય તે સુખી કયાંથી ?!! નહીં હોય. અર્થાત્ પાંચ ભૂતના દેહમાં હુંપણું–મમત્વ માનનાર શી રીતે સુખી થાય ?! પણ તે દેહાદિથો પોતે અલગ અસંગ (તેનો દ્રષ્ટા સાક્ષી) છે એમ સમજે તો સુખી છેજ.

ઉપાસના કરીને બ્રહ્મલોક જનારને માટે અર્ચિરાદિ એટલે ઉત્તરાયણમાં દેવયાન માર્ગ વ્યવસ્થા છે. જ્ઞાનીને કાંઇ તે નિયમ નથી; કેમકે જ્ઞાનીને કયાંઇ જવું આવવું રહેતું નથી, કારણ કે તેનો લિંગભંગ થઇ ગયો છે. તપેલાં લોખંડ ઉપર જળનું બિંદુ પડતાંજ તેમાં શમાઇ જાય છે તેમ જ્ઞાનીના પ્રાણ બ્રહ્મમાં લીન થઇ જાય છે. રામેશ્વરથી હરદ્વાર ગંગાસ્નાન માટે જનારને સારૂ

માર્ગ છે, પણ સ્થાયિ ગંગાપર પડ્યા રહે છે, તેને જવાનું હોતું નથી. તેમ એક મહાત્મા કહેતા કે, "ન જાના હૈ ન આના હૈ, દિલકા ભરમ મિટાના હૈ". ઉપાસકો માટે માર્ગ ચિંતા છે. ઉત્તરાયણ માર્ગથી સકામ જાય છે તેનોજ બીજા કલ્પમાં જન્મ થાય છે. નિષ્કામ જનારતો ત્યાં જ્ઞાન પામી મુક્ત થાય છે.

રામ, કૃષ્ણ, સનત્કુમારાદિ જ્ઞાની છતાં વારંવાર કેમ અવતરે છે? ગવર્નર અને ગવર્નર જનરલ (Lord) ત્રણ કે પાંચ વરસ માટેજ નોકરીમાં આવે છે, તેમનાથી બીજેજ દહાડે કે વચમાં જઈ શકાતું નથી. તેમ, વસિષ્ઠ, વ્યાસ, સનત્કુમારાદિ જ્ઞાની છતાં પણ લેશાવિદ્યાથી વર્તમાન શરીર છોડી વારંવાર જન્મ ધરે છે.

વસિષ્ઠ વ્યાસાદિ જેવા સમર્થ જ્ઞાની જન્મે છે તો હમારા જેવાને જન્મ નહિંજ થશે, એ કેવી રીતે માની શકાય?

તેમને નોકરીનો અધિકાર મળી ચુકેલો છે. નચિકેતાને યમરાજાએ કહેલું કે, ભાઇ! તું મારા કરતાં બહુ સારો છે. બ્રહ્મવિદ્યા આવી છે, છતાં મ્હારે તો, "એને મારો અને એને નાખો" એવી ખટપટ કરવી પડે છે, એ વૃથા વિક્ષેપ છે. અર્થાત્ એવા પુરૂષો નોકરી બજાવીને વિદેહ કૈવલ્ય પામે છે. વામદેવ એકજ જન્મમાં મુક્ત થયા હતા. અનેક જન્મ–અવતાર લેવારૂપ પ્રારબ્ધ જેટલું લાંબુ હોય તે પણ એક વર્તમાન જન્મવતજ છે. ઈશ્વરાદિને કંઇ આવર્ણ તો નથી, પણ વિક્ષેપ લાગ્યો છે. द्वासुपर्णा सयुजा सखाया समान वृक्षे તથા ऋत पिबंतौ એ બે મંત્રોમાં જ્ઞાનની એકતા છે. એક [જીવ] ને ભોક્તૃત્વ છે, બીજા (ઇશ્વર) ને નથી. બેહુમાં વિદ્યા–જ્ઞાન એકજ છે. અભિન્નરૂપથી બેહુનું કથન કરેલું છે. જીવને લઇને ઇશ્વરને પણ पिबंतौ દ્વિવચન કહી દીધું. ઈશ્વર તો સ્વરૂપ જાણે છે. જીવ પણ સ્વરૂપ જાણતે તો તેમ નહીં કરતે, અર્થાત, કર્તૃત્વ ભોક્તૃત્વનો અભિમાની થઈ બેસતે નહીં.

શ્રવણને સૂક્ષ્મ કરવું તે મનન છે. મનનને સૂક્ષ્મ કરવું તે નિદિધ્યાસન છે. તેને સૂક્ષ્મ કરવું તે સમાધિ છે. તેને સૂક્ષ્મ કરવી તે અપરોક્ષ સાક્ષાત્કાર છે.

ઉત્તમાધિકારીને શ્રવણથીજ દ્રઢ બોધ થઇ જાય છે. दशमस्त्वमसि॥ તું દસમો છે, એમાં શ્રવણ મનન સાથેજ થાય છે, તેમ, સૂક્ષ્મ

બુદ્ધિવાળાને બેહુ સાથેજ થાય છે. અસંભાવના અને વિપરીત ભાવના છે તે, મનન અને નિદિધ્યાસનથી જાય છે. सर्वं खल्विदं ब्रह्म સર્વ બ્રહ્મજ છે, બીજું કાંઈ નથી, જે છે તે બ્રહ્મજ છે. જેમ ભૂષણો સુવર્ણજ છે, નામરૂપ કંઇ છે નહીં. હું અસંગ સચ્ચિદાનંદ બ્રહ્મજ છું. એવા વારંવાર વિચારથી—અભ્યાસથી દ્રઢ થઈ જાય છે. આત્મા જે અખંડ સત્ છે, અર્થાત્ જે "છે" તે, "નથી" જેવું થઈ ગયું છે, અને આ ભ્રાંતિજન્ય જગત, જે વાસ્તવે "નથી," તે "છે" જેવું થઇ રહ્યું છે, એ "માયા."

એક બાદશાહ ભવ્ય મકાનમાં દરબાર ભરી બેઠા છે. ત્યાં એક અવધૂત મહાત્મા નિડરપણે ચાલ્યા આવ્યા. તેને પેહેરેગીરે પુછતાં બોલ્યા કે, એ ધર્મશાળા હેં, તો હમભી થોડી દેર ઇધર ઠેરનેકું આયા. સીપાઈ કહે, કેસી ધર્મશાળા, એ તો દરબાર ભરા હેં, દેખો; ચલે જાવ. બીજા સીપાઇ કહે, ધક્કા મારકેં નિકાલ દો. તે સાંભળી સંત ખૂબ હસ્યા, અને બોલ્યા કે, એ ધર્મશાળાજ હૈ, જાવ પુછો તુમેરા રાજાજીકું. તે સાંભળી સિંહાસને બેઠેલા રાજા બોલ્યા કે, એ ધર્મશાળા નાહીં હેં, દરબાર હેં. સ્વામિ પુછે છે કે, આપ ગાદીપર આયા તે આગળ કૌન રહેતા થા? રાજા કહે, હમેરા બાવા. અચ્છા તેની આગળ કૌન? (રાજા કહે) તેમના બાવા. તે પેહેલાં કોણ હતું? તેના બાવા. વગેરે. સંત કહે એ સબ બાવા કયાં હેં? રાજા કહે, ચલે ગયે. સંત કહે, એ સબ થોડા થોડા રહીકે ચલે ગયે, ઐસા તુમભિ થોડા બોત રહેકેં જાવગે. પીછેં તુમેરા લડકા આયગા. જબ ધર્મશાળા નહિં તો કયા હેં? હમભી એસા થોડીદેર ઠેરકેં જાનેવાલા હું હિ હેં. રાજા બુધ્ધિમાન હતો તે પગે પડયો અને સંતને પ્રેમથી રાખી વૈરાગ્ય અને જ્ઞાન સંપન્ન થતાં ચાલી નિકળ્યો.

એક વિવેકસિંહ રાજા હતા. તેણે ભવ્ય સુંદર મકાન બંધાવી તેમાં સભા ભરી. બધા સભાસદોને પુછયું કે આ નવાં રમ્ય ભુવનમાં જે ગુણદોષ હોય તે કહો. જે ખામી જણાય તે હમણાં સુધારી દેવાડું. બધા લોક તે ભુવનનાં ખૂબ વખાણ કરવા લાગ્યા કે હજુર! આવાં સુંદર મકાનમાં ખામી હોયજ નહીં, પણ આવું

આવું રમ્ય અને ઉત્તમ થયું છે. તે સાંભળી દૂર ઉભેલા એક નિસ્પૃહ વૈરાગ્ય સંપન્ન જ્ઞાની મહાત્મા પંકિત પાત્ર ગૃહસ્થ બોલી ઉઠયા કે, હે રાજન્! આ બધા વખાણ માત્ર કરી તમને સારૂં લગાડી વ્હાલા થાય છે, પણ મોટામાં મોટી બે ખામી એ મકાનમાં છે તે સાંભળો. એક તો એ ખામી છે કે, એક દીન એવો આવશે કે જ્યારે એ મકાન ગિરેગા, ગિરેગા, ઔર ગિરનેકાહિ હૈં. ઔર બીજી ખામી એ છે કે, એ સબ તુમ લોકો ઇધર બેઠે હો, સો સબ મરનેકા, મરેગા, મરેગાહિ સહી. રાજાએ તેને માન આપી, તેની હિમ્મત અને યથાર્થ ઉપદેશ કરવાથી સર્વને થયલી અસર જોઇ તેને ઈનામ આપી પ્રસન્ન કીધો; અને સાથે રાખી તેનો ઉપદેશ રોજ સાંભળી જ્ઞાન થવાથી એકાંત સેવન કરી પ્રભુ ભજી ઉચ્ચ ગતિ પામ્યો.

એક ગૃહસ્થ શ્રીમાન સુખી હતો. તેને પૂર્વ સંસ્કારવશાત સંસારથી વૈરાગ્ય થયો તેથી સ્ત્રીને કહ્યું કે, હું તો હવે વનમાં તીર્થ ક્ષેત્રમાં જઇ સત્સંગ કરીશ. સ્ત્રીએ બહુ સમજાવ્યો કે, નહિં જાવ, પણ માન્યું નહીં, અને તીર્થ ઉપર એકાંતમાં એક મહાત્મા રહેતા હતા ત્યાં જઇ શરણ થઇ સત્ય જ્ઞાનની ઇચ્છા બતાવી. મહાત્માએ કૃપા કરી વેદનાં મહા વાકયનો સારરૂપ ઉપદેશ કીધો કે, तत्त्वमसि ब्रह्मैव सच्चिदानंदः ॥ પેલાએ જોયું કે, આટલુંજ સારરૂપ છે, પણ શું એટલાથીજ હું પાર પડયો કે?! તપ વ્રત દાન ધ્યાન વગેરે કરી જેઓ દેહ તાવી નાખે છે તે શું અમથાજ હશે કે?! જેઓ શાસ્ત્ર વેદ ગીતા ભાગવતાદિ ભણીને વિદ્વાન બને છે તે વ્યર્થજ હશે કે?! એમ તર્ક કરી ત્યાંથી આગળ ચાલ્યો. રસ્તે એક પંડિતજી મળ્યા તેને પગે લાગ્યો અને વિદ્યા ભણવા પ્રાર્થના કરી. પંડિત કહે, મારી પાસે રહી સુખે ભણ. પણ મારા બીજા શિષ્યો અમુક અમુક કામ કરે છે તેવું તારે પણ કરવું પડશે. ગાયોની કોઢ સાફ કરવી, ગાયોને બાંધવી, વગેરે. કબુલ કરી રહ્યો. વ્યાકરણ, ન્યાય, સાંખ્ય, વગેરે ભણ્યો. છેવટે વેદાંત ભણી ઉપનિષદ શિખ્યો તેમાં તેજ સારરૂપ મંત્ર આવ્યા. તે જોઇ વિચાર્યું કે, પ્રથમજ મને તે મહાત્માએ જે તત્ત્વમસિ નો ઉપદેશ કીધોજ હતો, પણ શ્રદ્ધાની ખામીને લીધે

હું આ બધું ભણવાની ખટપટમાં પડયો. શાસ્ત્રોની અને પંડિતજીની સેવા ઉઠાવી. આજ સુધી શ્રમ કષ્ટ વેઠી હેરાન થઇને પણ છેવટ તેજ સારરૂપ સમજાયું. તો આ બધી વ્યર્થ ખટપટ સાથે કષ્ટ વેઠયા પહેલાંજ શ્રધ્ધા રાખતે તો, જે ભણી ગણીને મેળવ્યું તેજ મને મળ્યુંજ હતું. તેમ, ઉત્તમ સંસ્કારથી સદ્દગુરૂ મળે છે તેમનાથી જો પ્રથમજ મહાવાક્ય ઉપદેશ થાય તો તેણે શ્રધ્ધા છોડી તીર્થયાત્રા વ્રત યજ્ઞ જપ તપાદિ કરવા પ્રવૃત્તિ કરવી, તે વ્રથા શ્રમજ છે.

એક શાહુકાર કોઇ આસામી પાસે રૂપીઆ માગતો હતો. તે આસામી કહે, હું તો નથી આપવાનો. શેઠ કહે ૧૦૦ કાંદા ખાય તો રૂપીઆ છોડી દઉં. કબુલ થયો. કાંદા ખાવા શરૂ કીધા. દસબાર ખાતાં તો આંખમાં પાણી પાણી વહેવા લાગ્યું. પછી ૧૦૦ મરચાં ખાવાં કબુલ્યાં અને કાંદા પડતા મુકયા. તે પણ ૧૫–૨૦ ખાતાં તો ડોળા ચઢી ગયા. પછી ૧૦૦ ખાસડાંનો માર ખાય તો રૂા. છોડી દેવા શેઠે કહેવાથી તે કબુલ થયો. પાંચ ખાસડાંજ શેઠના જમાદારે માર્યાં, ત્યાં તો પગે લાગ્યો, કે બાપા! નહીં ખમાય; અને રૂપીઆ આણી આપ્યા. ત્યારે જો કાંદા, મરચાં, ખાસડાંનો માર, એ ખાધા પેહેલાંજ રૂા. આપી દેતે, તો આ બધું દુઃખ શામાટે ભોગવવું પડતે? નહીંજ. તાત્પર્ય કે, ज्ञानादेव हि मुक्ति स्यात् नान्यथा જ્ઞાનથીજ મોક્ષ છે, બીજે કોઇ પ્રકારે નથી, અને તે મનુષ્ય શરીરથીજ પમાય છે. ત્યારે આ ઉત્તમ નરદેહ પામ્યા તો પ્રથમથીજ બનતી યુક્તિએ સત્સંગ સેવી જ્ઞાન સંપાદન કરી બ્રહ્માત્મૈકય અનુભવામૃત પી લઈ મુક્ત થઈ જવાનું છે. તે છતાં વિષયના મોહથી સ્ત્રી પુત્ર ધન ધામમાં અહંમમત્વથી ફસાયા રહી, તે દ્વારા અનેક આધિ વ્યાધિનાં કષ્ટો સહન કરી રડી રવડી પસ્તાઇને વૈરાગ્ય પામી અંતે સત્સંગ શોધવા જવું, અને તેમાં આયુ પુરૂં થઇ જઇ શરીર છુટે તો બીજા જન્મો ધરી તેમાં પણ તરેહવાર દુઃખથી રીબાઇ પાછળથી કર્તવ્ય યાદ કરવું, તે કરતાં, આ દેહે બાળપણથીજ અથવા ચેત્યા તે ક્ષણથીજ તે ઉચ્ચતર કામ કરવા લાગી જવું, એજ સુજ્ઞ વીરનું ભૂષણ છે. કેમકે જ્યારે ત્યારે અથવા ગમે તેટલા જન્મને અંતે પણ સત્સંગ

એવી જ્ઞાન પ્રાપ્ત કીધા વગર તો છુટકો (મોક્ષ) છેજ નહીં, તો પહેલેથીજ શા માટે સમજીને તે નહીં કરવું ? !! કરવૂંજ.

એક વખતે મહાયાત્રાનો મેળો ભરાયલો. ત્યાં મુખ્ય મંદીરમાં જવાને એક પિતા પોતાના ત્રણ પુત્રને લઇને જાય છે. મોટો પુત્ર પાછળ ચાલેછે, તે ધક્કા ખાતો ચાલે, અથડાય છે, અને વખતે વિખુટો પણ પડી જાય છે. બીજો તેનાથી નાનો (વચલો) છે તે બાપની આંગળીએ વળગીને ચાલેછે. ત્રીજો નાનો છે તેને બાપે ખાંધ પર બેસાડયો છે. આંગળીએ વળગાડેલાને કંઇ કંઇ ધક્કા લાગે છે ખરા, પણ આંગળી પકડી રાખેલી રાખવાથી તે છુટો પડતો નથી. છેક નાના બાળકને કંઇ પણ ધક્કો મુક્કો ખાવાનો નથી. સુખથી જોતો જોતો પિતાની ખાંધ પર બેસી ઇષ્ટ સ્થાને પહોંચે છે. તેમ, ઇશ્વિર પિતા છે તે પ્રથમ થયલા જ્યેષ્ટ પુત્ર કર્મ કાંડીને પાછળ લાવે છે. તે કર્તૃત્વ ભોક્તૃત્વ બુદ્ધિને લીધે કર્મ કરી કરીને ધક્કા મુક્કા ખાતો ખાતો અથડાતો કુટાતો પાછળ આવે છે. તે ભુલો પણ પડે, શોધી કાઢી દોડતો પાછો આવી પણ મળે. વચલો ઉપાસક છે તે ઇશ્વરને વળગીને ચાલે છે. તેને થોડા ઘણા સ્હેજ વિક્ષેપ આવર્ણરૂપ ધક્કા લાગે છે તો ખરા, પણ અડગ રહી હાથમાં મનનું બળ રાખી ઇશ્વર પિતાને છોડતો નથી તેથી તે ભેળોજ પોંચે છે. જ્ઞાન તો છેક છેવટે થાય છે. કર્મ ઉપાસના શ્રવણ મનન વગેરે સાધન સંપન્ન થયા પછી પ્રકટે છે. તેથી તે બાળક–છેક નાનો પુત્ર છે. તે જ્ઞાની છે તે તો પિતા (પ્રભુ)ની ખાંધ ઉપર નિર્ભયપણે બેસી સ્વસ્થાને પોંચે છે. ज्ञानित्वात्मैव मे मतं પ્રભુ કહે છે કે, જ્ઞાની તો મારો આત્માજ છે એમ હું માનું છું. (શા માટે ? છેક નાનો બાળક છે ને. નાના છોકરા પર માબાપની વધારે કૃપા પ્રેમ હોય છે એવું સ્વાભાવિક છે એમ જગતમાં પણ દેખાય છે, મનાય છે, અને કહેવાય છેજ.)

સત્સુખ સ્વરૂપ પ્રભુ શ્રીરામ છે. પુરૂષાર્થરૂપ લક્ષ્મણ છે. તમારામાં સત્સુખરૂપ ચિદાત્મા જ્ઞાનમય આત્મા છે તેજ શ્રીરામ છે. લક્ષ્મણે ૧૨ વર્ષ સુધી અન્ન ત્યાગ કરી, પરસ્રીનું મુખ પણ નહીં જોવા વગેરે રૂપ ભારે કઠીણ પુરૂષાર્થ કરેલું તેવા લક્ષ્મણ તમારામાં ક્યાં છે ? પુરૂષાર્થ. ક્રોધરહિત સમપણે શાંતિ રાખવાની

બુદ્ધિરૂપ સીતા તમારામાં છે. ભરતરૂપ સંતોષ છે. શત્રુરૂપ જે પાપ તથા કામક્રોધ લોભાદિ છે તેને હણનાર તમારામાં વિચાર-રૂપ શત્રુઘ્ન છે. બુદ્ધિરૂપી જાનકી સુખરૂપ રામ સાથે રહેતી હતી તેને ભુલી ત્યારે અહંકારરૂપ રાવણ તે બુદ્ધિરૂપ જાનકીને હરી ગયો. કુંભકર્ણરૂપ ક્રોધ છે તે જાગે છે ત્યારે એકદમ સંહાર કરી મુકે છે. મેઘનાદ–ઇંદ્રજીતરૂપ કામ છે, તે જાગે છે–પ્રવર્તે છે ત્યારે બધી ઇંદ્રીઓને જીતી લે છે. મનરૂપ વિભીષણ છે તે, અહંકાર (રાવણ) ને બહુ સમજાવે છે, પણ તે નથી માનતો ત્યારે કુળનો નાશ થાય છે. પરમાર્થરૂપ હનુમાનજી છે. સત્સંગ રૂપ સુગ્રીવ છે. કુસંગરૂપ વાલી છે. તે કુસંગની સામે રહીને નહીં લઢાય, માટે છુપાઇને તાડ ભેદીને વાલિ–કુસંગને હણ્યો. અંગદ-રૂપ વૈરાગ્ય છે. સમુદ્ર ઉપર ત્રણ પ્રકારે (પથરા પર્વતાદિથી રા+મ અક્ષરથી જોડી દઈ) સેતુ બાંધ્યો. તેમ, સંસાર સમુદ્ર તરવાને કર્મ, ઉપાસના, જ્ઞાનકાંડરૂપ સાધન છે, તેનો પુલ બાંધી તરાય છે. અહંકાર (રાવણ) મુવો ત્યારે બુદ્ધિ (સીતા) રામ ભેળી થઈ.

કદાપિ કોઇ એક પ્રતાપી મહાત્માનું એકજ વચન શ્રવણ કરવા માત્રથી કોઇને તીવ્ર વૈરાગ્ય થઇ ગયો, તો જાણવું કે, એ તેનો એક જન્મનો અભ્યાસ નથી, પણ અનેક જન્મનો છે. તેથીજ આ નિમિત્ત લઇને એકદમ સ્ફુરી આવ્યો. પૂર્ણ દ્રઢ વૈરાગ્ય વગર ખરા ભકિતપથની પ્રાપ્ત થતી નથી. સંત મહા-ત્માની વાણી શ્રવણના પ્રતાપ બળથી તત્કાળતો ઘણાની વૃત્તિ સ્થિર થાય છે ખરી, પણ તે ચિરકાળ રહેતી નથી, તેથી તેને સંસારના માયિક પ્રાણી પદાર્થમાંથી મોહને થોડે થોડે (દોષ દ્રષ્ટિ કરતા રહી) હટાવી વૈરાગ્ય દ્રઢાવતા જઇ સ્થિર કરવી.

ભક્તિ અને જ્ઞાન, એવું બીજું કશું નથી, પણ માત્ર ચિત્તની વૃત્તિ વિશેષ છે. ભાવના વિશેષનું નામ ભક્તિ છે, તે કાંઇ કોઇને પ્રત્યક્ષ થતી નથી. મન પણ કોઇને પ્રત્યક્ષ થતું નથી, તો શી રીતે જાણવું કે, ભક્તિ પ્રાપ્ત થઇ? તેને માટે શાંડિલ્ય મુનિએ દશ પ્રકારનાં ચિન્હ કહ્યાં છે. તે બધાં તો કદિ બની શકે નહિં, તો એક પણ સંપાદન કરવું જોઇએ, તે ઉપરથી

જાણી લેવું કે હું પ્રભુનો ભક્ત છું, અથવા આ વ્યક્તિ ભક્ત છે. તે દશ લિંગમાં "સન્માન" છે. अति पारिचया दवज्ञा संतत गमनाभिरादरो भवति એ વાકયથી ઉલટુંજ, શ્રી કૃષ્ણ જ્યારે જ્યારે વારંવાર આવજાવ કરતા, ત્યારે અર્જુન સપ્રેમ ઉભા થઇ અભ્યુત્થાન અર્પી આદર કરતા, પ્રણામ કરતા, પગ ધોવાડતા, અર્ઘ્ય પ્રદાન કરી આસન આપી બેસાડી કુશળ પ્રશ્ન કરતા. બીજી બહુ માનભક્તિ, પ્રીતિ, વિરહ, ઇતરવિચિકિત્સા મહિમ્નખ્યાતિ, તદર્થ પ્રાણ સ્થિતિ, વગેરે ભક્તિ યોગનાં વ્યાખ્યાનમાં સવિસ્તર લખવામાં આવી ગયું છે ત્યાં જોવું. *સંધ્યા પ્રાણાયામ સંયમાદિ કરતાં, માળા ફેરવતાં, ધ્યાન ધારણા સમાધિ સ્મર્ણ જપ વગેરે શ્રેયસ્કર કર્તવ્ય કરતાં મન સ્થિર નહિં રહેતાં ગમે ત્યાં નિકળી જઇ ભમે છે તેનું શું કારણ છે?

પવન જો નહીં આવે તો દીવો હાલ હાલ (ચંચળ) નહિં થાય, સ્થિર રહે છે; તેમ રાજસ તામસ સંસ્કાર જન્ય અથવા બીજા સાત્વિક સંસ્કાર જન્ય સંકલ્પ વિકલ્પ રૂપ પવનને નહીં આવવા દો (એવા સંસ્કારથી થતાં સ્ફુર્ણને રોકો) તો વૃત્તિ સ્થિર રહી શકશેજ.

સર્વત્ર દશે દિશામાં ઉપર નીચે પાણીજ છે એવા મહા સમુદ્રમાં પવનના યોગે લેહેર આવે છે, મોજાં થતાં રહે છે, જુદા જુદા થયા કરે છે, તે લેહેર મોજાં પરપોટા પણ બીજું કશું નથી, જળ—પાણીજ છે. કંડી કડાં સાંકળાં વીંટી વેઢ વગેરે અનેક નામ રૂપની કલ્પનાવાળા અલંકારો છે તે માયિક—કલ્પિત નામ રૂપવાળા બધા ઘાટ મિથ્યા—અનિત્ય છે તે (નામ રૂપ) નો બાધ કરતાં સુવર્ણજ છે. તે અસ્તિ ભાતિ પ્રીયરૂપે અથવા સત્ચિત્ આનંદ રૂપે નિત્ય છે. અનેક નામ રૂપવાળા અલંકાર (આકૃતિ) ને ચોકસી અને સોની લોક જેમ તેને અલંકાર રૂપે નહિં જોતાં સુવર્ણ રૂપેજ

* આવાં ૫ુલથી બીજાં એવાં ફુલની મર્યાદા સુધીનો ઉપદેશ, સં. ૧૯૬૯ વૈશાખ શુદ ૧૨ શનીવારે નર્મદા તટે ગરૂડેશ્વર ક્ષેત્રમાં બપોરે ૨॥ થી ૬॥ વાગ્યા સુધીના ચાર કલાક, સદ્ગુરૂ દત્તાત્રય સ્વરૂપાભિન્ન સ્વામિ શ્રી વાસુદેવાનંદ સરસ્વતિજીનાં શ્રી મુખકમલથી પરમ પાવની અમૃતમય વાણી ગંગાપ્રવાહ રૂપે પ્રાપ્ત થયલો, તેમાંથી સાર માત્રનાં ચિત્રનું દિગ્દર્શન છે.

જુવે છે, તેમ જ્ઞાની રૂપ ચોકસી છે તેની દ્રષ્ટિમાં, અનેક નામ રૂપવાળું ભ્રાંતિ જન્ય પ્રતીત થતું દેહ દ્રશ્ય વગેરે જગત, સચ્ચિદાનંદ બ્રહ્મ વસ્તુરૂપ સુવર્ણજ છે. તેથી તેવા મહાત્માની દ્રષ્ટિથી જોનારને, તે સંસ્કાર જન્ય સ્ફુર્ણ અથવા સંકલ્પ વિકલ્પો હોય તે સંકલ્પ રૂપ નથી જણાતા પણ કેવલ જ્ઞાન ઘન આત્મતત્વજ (સુવર્ણજ) જણાય છે. એવી દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત કરવાને યોગ પૂર્વક જ્ઞાન છે તે વધારે સુખપ્રદ છે. યોગ છે તે વૃત્તિને અંતર મુખ કરે છે. यागश्चित्त वृत्ति निरोधः યોગ એટલે વૃત્તિ નિરોધ. વૃત્તિ અંતર મુખ થઇ એટલે જ્ઞાન થાય. અજ્ઞાનાવર્ણ ખરી જતાં, હું છું (अहमस्मि) તે કેવો છું, કે સત્‌રૂપ, ચિદ્‌ (જ્ઞાન-જ્ઞપ્તિ માત્ર) રૂપ, અને આનંદ રૂપ છું, એમ સમજાય છે.

ईश्वरः सर्व भूतानां हृद्देशेऽर्जुनतिष्ठति ॥ સર્વ પ્રાણી માત્રનાં હ્રદય પ્રદેશમાં ઇશ્વર રહે છે. વર્ણ અને આશ્રમના ધર્મ સપ્રેમ શ્રદ્ધાથી બરાબર પાળીને, શ્રી હરિ ગુરૂ, સદ્‌ગુરૂ સંત; માતા પિતા, શિષ્ટ પૂજ્ય જનો, અતિથી અભ્યાગત મહાત્માની સપ્રેમ સેવા સમાગમ કરવા વગેરે રૂપ વિહિત નિષ્કામ કર્મ કરવાથી પાપ કર્મ નાશ પામશે, તેથી ચિત્ત શુદ્ધ થશે ત્યારે જ્ઞાન થશેજ ज्ञान मुत्पद्यते पुसां क्षयात्पापस्य कर्मणः ॥ પાપ કર્મનો ક્ષય થતાંજ પુરૂષને જ્ઞાન ઉપજે છે. દેહાદિમાં ભ્રાંતિથી જે અહં મમ બુદ્ધિ થઇ રહી છે, તે ભ્રાંતિ દૂર થઇ જઇ, દેહાદિથી જુદોજ અસંગ હું કંઇ જ્ઞાનરૂપ સાક્ષી છું, એમ સમજાતાં દેહાભિમાન ગળી જશે, અને આત્મતત્વનું ભાન થશે. પછી જેમ સર્વત્ર જળામય પૂર્ણ મહોદધિ છે, લેહેર તરંગાદિ જળજ છે, તેમ, દ્રશ્ય અદ્રશ્ય સર્વ કલ્પના માત્ર ( અલંકાર ઘાટ નામરૂપ માત્ર સર્વ જગત ) સત્‌ ચિદેક રસ આનંદઘન બ્રહ્મજ છે, એમ સમજાશે. देहाभिमाने गलिते, विज्ञाते परमात्मनि ॥ यत्रयत्र मनोयाति, तत्र तत्र समाधयः ॥ દેહાભિમાન ગળી જતાં, અને પરમાત્માનું જ્ઞાન થતાં, (પછી) સર્વત્ર હરિમય થઇ રહેલું-બ્રહ્મરૂપ જણાતાં, જ્યાં જ્યાં મન જશે ત્યાં ત્યાં સમાધિજ છે. અર્થાત્‌ મન જ્યાં જશે ત્યાં પરમાત્માજ છે, એવી સ્થિતી થશે.

*लयविक्षेपयोः संधौ तत्रमिषं निरामिषं ॥ स संधिसाधितोयेन, स मुक्तो नाऽत्र संशयः॥ અર્થાત્‌, વૃત્તિનો લય અને ઉદય, એ બેની સંધિમાં

એટલે, વૃત્તિ એક પદાર્થાકાર થઈ અને બીજી વૃત્તિ ઉદય થઈ નથી, તેની સંધિમાં, (મધ્યમાં) અર્થાત્ લય અને વિક્ષેપની સંધિમાં–કે જ્યાં વૃત્તિ નિરિચ્છ (નિઃસંકલ્પ–માનસિક વિચાર શૂન્ય) હોય છે ત્યાં હું છું કે નહિં, તે તપાસી જોવું, તો હું કંઇ જ્ઞાનમય તત્વ છું એવું ભાન થશે તેજ હું સર્વત્ર વ્યાપક તત્વ છું એમ જાણવું. અહંનો વાચ્યાર્થ જે જીવત્વ છે તેનો ત્યાગ કરીને લક્ષ્યાર્થ જોવો. જેમ, બાળકને કોઇ બ્હીવડાવવાને બોલે છે કે, "બાવો આવ્યો" તેથી બાળક ભય પામે છે. તેમ, વેદ, શાસ્ત્રો, પુરાણો વગેરે, ભય પમાડનારાં અનેક ભયાનક વાક્યો કહીને ભય પમાડે છે તેથી તું હવે ચમકી ઉઠતો કે ડરતો નહિં. તને મુક્ત થવાનીજ જો ઇચ્છા છે તો, એકાંતમાં જઇને માત્ર બેસ; અને વાણી તથા માનસિક વિચાર (એટલે વાણીથી બોલવાનું તથા મનથી બોલવાનું) બંધ કર. પછી જો, હું છું કે નહિં. જો હું છું, એમ નિશ્ચય થાય તો, જાણજે કે, તેજ તું બ્રહ્મ છે, તેજ તું અનંત બ્રહ્માંડનો આધાર છે. કાષ્ટમાં રહેલો અગ્નિ સામાન્ય (વ્યાપક) છે, તે વિશેષ રૂપે પ્રકટ થાય ત્યારે કાષ્ટને બાળી નાંખે છે. તેમ, अहमास्मि હું છું; એવું સામાન્ય રૂપે છે તે, अहं ब्रह्मास्मि એવું વિશેષરૂપે જ્ઞાન પ્રકટે છે, તે બ્રહ્માંડને બાળી નાખે છે–એટલે મિથ્યા જુવે છે; અથવા અજ્ઞાન રૂપ કાષ્ટને બાળી નાંખે છે.

કહત કઠિન, સમુઝત કઠિન, સાધન કઠિન વિવેક;
હોઈ ઘુનાક્ષર ન્યાવ જ્યોં, પુનિ પ્રત્યૂહ અનેક.

એ જ્ઞાન કહેવું કઠિન છે, તેના કરતાં સમજવું કઠિન છે; તેનાં સાધન કઠણ છે, અને નિત્યા નિત્યનો વિવેક પણ કઠણ છે. શાહીમાં અક્ષર નથી દેખાતા, પણ બધા અક્ષર, શબ્દ, વાક્યો છે તો શાહીમાંજ. ઘુના નામનો જીવડો લાકડામાં ફરે છે, તેમાં તેના ફરવાથી અક્ષર પડે છે તે કાંઇ નથી, છતાં તેમાં क, ख, ग, घ વગેરે અક્ષરની કલ્પના કરાય છે. છે તો ફક્ત લાકડુંજ, તેમ કલ્પના માત્ર જગત મનોમય છે. વાસ્તવે કાંઇ નથી–સચ્ચિદાનંદ ઘન બ્રહ્મૈવ સ્વયં પ્રકાશ સિદ્ધ અધિષ્ઠાન રૂપે છે. તે ઉપર જગત અધ્યસ્ત (કલ્પિત–મનોમય) છે.

જીવન મુક્તના લક્ષણો:—

लोकानु वर्तनं त्यक्त्वा, त्यक्त्वादेहानुवर्तनं ॥ शास्त्रानु वर्तनं त्यक्त्वा, स्वाध्यासापनयं कुरू ॥१॥वेदांत सिद्धांत निरूक्तरेषा, ब्रह्मैव जीव : सकलं-जगच्च॥ अखंडरूप: स्थितिरेवमोक्षो, ब्रह्माद्वितीयेश्रुतय:प्रमाणं ॥२॥ ब्रह्मानंद रसस्वादा सक्तचित्ततया यते:॥ अंतर्बहिर विज्ञानं जीवन्मुक्तस्य लक्षणं॥३॥ निरस्तरागा विनिरस्तभोगा: शान्ता सुदान्ता यतयो महान्त:॥ विज्ञाय तत्वं परमे तदन्ते प्राप्ता: परां निर्वृतिमात्म योगात् ॥४॥ મોક્ષના ચાર દ્વાર-પાળ છે. શમ, વિચાર, સંતોષ અને સત્સંગ. શાંતિના ચાર ઠામ છે, નિર્વાણ, નિરહંકાર, વાસના ત્યાગ અને ઉપશમ. જીવન્મુક્તનો મિત્ર કોણ ? વિચાર.

अज्ञान सर्प दंष्ट्रस्य, ब्रह्मज्ञानौषधं विना ॥ किमुवेदैश्च शास्त्रैश्च किमुमंत्रै: किमौषधै:॥१॥नास्त्रैर्नशस्त्रैरनिलेन वह्निना, छे-तुं नशक्यो न च कर्म कोटिभि:॥ विवेक विज्ञान महासिना विना, धातु: प्रसादेन सितेन मञ्जुना॥२॥ अहंकार ग्रहान्मुक्त : स्वरूप मुपपद्यते ॥ चंद्रवद्विमल : पूर्ण : सदानंद स्वयं प्रभ : ॥३॥ दुर्लभं विषयत्यागो, दुर्लभं तत्व दर्शनं॥ दुर्लभं सहजावस्था, सद्गुरू करूणा विना ॥४॥ योगस्य प्रथमद्वारं, वाङ्निरोधोऽपरिग्रह:॥ नि-राशा च निरीहाच, नित्यमेकांत शीलता ॥५॥ वदन्तु शास्त्राणि यजंतु देवान् कुर्वन्तु कर्माणि भजन्तु देवता :॥ आत्मैक्य बोधेन विनापिमुक्तिर्न सिध्यति ब्रह्मशतां तरेऽपि ॥६॥ चित्तस्य शुद्धये कर्म, नतु वस्तूपलब्धये ॥ वस्तुसिद्धि विचारेण, नर्किचित् कर्म कोटिभि:॥७॥

લાકડાંનો ભારો લઈ છ માઇલથી વેચવા આવેલા એક શખશને શેહેરમાં કોઇ શેઠે કીંમત પુછી. થાકથી હાંફી રહેલા તેણે જવાબ દીધો કે ચાર આના લઇશ. શેઠે તે કબુલ કરી ભારો નાંખી દેવા કહ્યું, તેથી તરત ધમ લઇને નાખ્યો. શિર ઉપરથી ભાર ઉતરતાં “ હાસ ” કરવા લાગ્યો–શાંતિનું ભાન થયું. તાત્પર્ય કે, કર્તૃત્વ ભોક્તૃત્વનાં અભિમાન રૂપ ભારને માથે ઉપાડી અનેક જન્માંતરોથી ભટકતા ચાલ્યા આવો છો. તે ભાર ફેંકી દેશો ત્યારે નિરૂપાધિ હલકા અસંગ બની જશો ત્યારેજ શાંતિ થશે. પરંતુ હે લોકો ! તે કઠીઆરાનું ભગજ તો બે ચાર કલાકની મજુરીમાં થાકી ગયું અને ભાર નાંખી દેતાં હલકો ફુલ જેવો પોતાને લાગ્યું;

પણ તમે તો બહુ જબરા છો, કે અનેક જન્મોથી એવા કર્મનાં કર્તૃત્વાદિનો ભાર વહેતાજ આવ્યા છો અને ચાલુ જન્મમાં પણ જન્મથીજ વહ્યા કરો છો, પરંતુ તે સંસાર ભારથી થાકતાજ લાગતા નથી, એ ધન્યવાદ છે!

अतिपरिचयादवज्ञा संततगमनात् निरादरोभवति ॥
मलये भिल्ल पुरंध्री चंदन तरु काष्ट इंधनं कुरुते ॥

અતિ પરિચયથી અવજ્ઞા થાય છે અને રોજ કોઇને ઘેર જયા કરવાથી આદર સત્કાર થતો નથી. જેમ, મલયાચલ પર્વત પર ચંદન કાષ્ટ (ઘણાં થાય છે તેથી તે) ને ભીલ લોકોની સ્ત્રી લાકડાં બાળવાગાંજ વાપરે છે. છતાં તમે તો હે બહાદુર લોકો! તે વાતને ખોટી પાડી ઉલટુંજ કરો છો, કે આ સંસાર સાથે તમારે અતિ ગાઢો પરિચય અનેક જન્મોથી થયોજ રહેલો છે અને અનેક સહસો વાર જન્મ લઇને આવ્યાજ કરો છો છતાં તમને એનો અભાવ–અવજ્ઞા કે વૈરાગ થતોજ નથી, એ શું તમારી જેવી તેવી બહાદુરી છે કે ?! ધન્ય છે! પરંતુ ભવાટવિ ભ્રમણથી થાકેલા પાકેલા કંટાળેલા હે સુમુક્ષુઓ! એવી રીતે ભલે ઉલટાવી લાખો, પણ સન્માર્ગે ઉલટાવી જુઓ. અર્થાત્ અતિપરિચયથી ઉલટો પ્રેમ વધે છે. જ્યાં "આવો–આવો" થતું હતું ત્યાં (રોજ જવાથી) છેવટે એટલી બધી ઐક્યતા વધી જાય છે કે, અભેદભાવ થઈ જાય છે ત્યારે કહે છે કે, આવની ચાર–હે પ્રાણાત્મ સ્વરૂપ! વાર કેમ થઈ? 'આવો' ગયું અને એકજ છીએ–ભેદ નથી તેવું થતાં ભાવ ઘણો વધી ગયો તેથી તન્મય થઇ જવાય છે. તેમ, પરમાત્મા ઉપર અતિ પ્રેમથી વારંવાર વૃત્તિ અંતરમુખ થઇ સ્વાત્મગ્રહમાં જવાના અભ્યાસવાળી થઇ રહી હોય તો છેવટે હું પ્રભુનો એમ મનાતું હતું તે વખત જતાં પ્રભુની કૃપા પાત્ર થતાં પ્રભુ તેને વશ થયલા જોઇ કહે છે કે પ્રભુ તો મારા છે; અને પરિણામે ભિન્નભાવ ઉડી જઇ પોતેજ હરિરૂપ બની રહે છે.

**અતિ પરિચયથી અવજ્ઞા, મિથ્યા એ વાક્ય મૂજને ભાસે;**
**અતિ પરિચયે અનાદિ, સંસારે ના અભાવ જો ભાસે.**

**એક સંત કહે છે કે, આ સંસારનો અતિશય પરિચય થઇ**

ગયો છે, તેનો જો અભાવ નહીં થાય, તો પછી " અતિ પરિ-ચયથી અવજ્ઞા" એ વાત ખોટી. ભમરી છે તે કીડાને પોતાના મટોડીનાં દરમાં લાવી મુકે છે અને એક ડંખ મારે છે, ને તરત ઉડી જાય છે. પાંચેક મીનીટ પછી પાછી આવે છે. તે ડંખ એવોતો સખ્ત અસહ્ય હોય છે કે, જો માણુસને તેવો ડંખ થયો હોય તો ત્રાહે ત્રાહે પોકારવી પડે છે. તેવોજ ડંખ આ તુચ્છ બિચારા કીડા ઉપર પડે છે. તે શી રીતે સહન કરતો હશે?! તેથી તે ડંખ મારતાં જો મરી ગયો હોય તો ભમરી પાછી આવી તેને બહાર નાખી દે છે, અને બીજો કીટ લાવી મુકે છે. તેને ડંખ મારી ચાલી જઇ પાછી આવી જીવતો જુવે છે તો તરત બીજો ડંખ મારી ઉડી જાય છે. અને તેથી તે " ઓ આવી-અરે વળી મારશે" એ ચિંત્વન પુર્વક તેનાં ધ્યાનમાં તે કીટ હોય તે ભમરી સ્વરૂપ થઇ રહે છે. ત્રીજી વાર આવી ડંખ મારતાં તે કીટમાંથી બે પાંખ ફુટે છે અને ભમરીરૂપ બની ઉડી જાયછે. તમ, ભમરી રૂપ સદ્ગુરૂ જીવરૂપ કીટને પ્રથમ ડંખ મારે છે. અથાત્ પાસે બેસાડી પ્રથમતો એજ ઉપદેશ કરે છે કે, આ જગત મિથ્યા-નાશવંત છે. અને તેથી વિવેક વૈરાગ્ય સાધન કરવા કહે છે. તે વાત સાંભળતાંજ તે ભડકી ઉઠે છે, કે, હેં !!! એમ આશ્ચર્ય ચકિત થઇ જાય છે. બીજો ચટકો એટલે ઉંપદેશ થાય છે કે, તું આ સ્થૂલ સૂક્ષ્માદિ શરીર સંઘાત નથી, તેમ, એ ત્હારો નથી. એ સર્વ ભ્રાંતિ-થીજ ભાસે છે. એટલે તો વળી મહાવિચારમાં તે ડુબી જાય છે. ત્રીજે ચટકે કહે છે કે, એ સર્વ દ્રશ્યનો દ્રષ્ટા સાક્ષી તું અસંગ બ્રહ્મરૂપ છે. तत्वं असि તે અનંત સચ્ચિદાનંદ બ્રહ્મ તું છે. ત્યારે તો છેક બદલાઇ જાય છે; જીવત્ત્વ જતું રહી શિવ બની જાય છે, અને નિર્ભય બની (ભમરી એટલે) ગુરૂરૂપ થઇ ઉડી જાય છે-અભય પ્રાપ્ત હુવો ચિદાકાશે મોજમાં વિચરે છે.

સ્લેટ ઉપર અથવા કાગળપર ઘોડો ચિતર્યો અને ભુંસી નાખ્યો તે ક્યાં ગયો ?! એવુંજ આ જગત છે. નામરૂપની કલ્પના મનમાંથી થઇ, તે મનમાંજ ગઇ. તે ઘોડો કે અક્ષરો કશું ગયું નથી-દુનીયામાંથી ગયું નથી. પ્રતીત થયું તે વિલાઇ ગયું. નામરૂપ ગયું. અસ્તિભાતિં પ્રીયરૂપે છેજ. બ્રહ્મરૂપે થયો તે સર્વત્ર બ્રહ્મજ

જુવે છે. જીવ બ્રહ્મનો વસ્તુતસ્તુ અભેદ ન હોતે તો મુક્તિનો સંભવ ન હતો. સુવર્ણના મોટા ગઠ્ઠામાં બે તોલા ચાંદી કે ત્રાંબુ ભળે તો, રસરૂપે તો એકતાનો સંભવ ખરો, પણ સ્થિતી ઉતારી નાખે છે–કસ નબળો પડે છે–કિંમત ઘટે છે.

પુરાણોમાં અનેક રૂચિ ઉપજાવનારાં વાકયોથી દ્રષ્ટાંતો આપીને ભક્તિમાં દોરવ્યા છે. સંસારનાં સ્ત્રી પુત્ર ધન ધરા ધામમાં લોકોની રૂચિ હોવાથી તે મળવાની રૂચિ ઉપજાવી ભગવત્સેવા કર્મ ઉપાસના યજ્ઞ દાનાદિમાં પ્રવૃત્તિ કરાવી છે. કેમકે સંસારના વિષયોની રૂચિ તો હોયજ; તે છોડવાનું કહેવા માત્રથી કોઇ છોડે નહીં, તેથી કાયમ રાખીને કહ્યું છે કે, સત્ય નારાયણની પૂજા કથા કરવાથી સ્ત્રી ધન પુત્રાદિ મળશે, વગેરે અમુક અમુક દેવની ઉપાસના યથારૂચિ કરે. એવાં પુરાણનાં રૂચિકર વાકયો પોત પોતાની કક્ષામાં યથા યોગ્ય છે. અને વેદાંતનાં મહાવાકય છે તે આપ્ત વાકય છે, તે તો વ્યાઘ્ર સિંહ જેવા શુરવિર મુમુક્ષુઓજ સાંભળી શકે. બકરાં બિલ્લાં હરણાં જેવાં પ્રાણીઓ તો ગર્જના સાંભળતાંજ ભડકી ન્હાસે. આપ્ત વાકય એટલે રૂચિ ઉપજાવવા બનાવટ નહીં કરે તેવાં વેદનાં મહાવાકયાદિ सत्यंवद,धर्मंचर, सत्यंज्ञान मनंतं ब्रह्म, प्रज्ञानमानदं ब्रह्म, अयमात्मा ब्रह्म, अहं ब्रह्मास्मि तत्त्वमसि सोहं हंस: शिवोहं. વગેરે યથાર્થ સ્પષ્ટ કહી દે છે. તે સિંહની ગર્જના તુલ્ય છે તે પામર વિષયી લોકોરૂપ મૃગલાં બકરાં સાંભળી શકતાં નથી, ભડકીને ન્હાસ ભાગ કરે છે. આપ્ત વાકયમાં કોઇએ કશું ઉમેરવાનુંજ નહીં.

નામ રૂપવાળા ઘાટ કંઠી કડાં વીંટી વેઢ એરીંગ વગેરેમાં ક્ષાર નાખી તેને કુલડીમાં નાખી અગ્નિ ખુબ ધમધમાવી તે પર મુકી ગાળી નાખે છે. તેમ, સત્સંગ રૂપ કુલડીમાં જીવ બ્રહ્મની એકતાનો સંભવ, જ્ઞાનરૂપ અગ્નિ ખૂબ પ્રકટાવ્યાથી, છે. ઇશ્વર ગુરૂની આરાધના રૂપ ક્ષાર નાખવો. જ્યાં સુધી જ્ઞાનાગ્નિનો સખત તાપ લાગે નહીં ત્યાં સુધી રસ બને નહીં. નામરૂપ વાળા ઘાટ સમાતાં સુવર્ણ છેજ, તેમ, જગત ભ્રાંતિ સમતાં બ્રહ્મજ છે. મોતીનો ચારો ચરવા હંસ આવે છે તે મોતી ખાય છે તેને દસ્ત થતો નથી, પણ મોતી છે તે તદાકારતાને પામી હંસની પાંખો શ્વેત પ્રકાશ વાળી થાય છે. તેમ, જીવરૂપ મોતી સંતરૂપ હંસને

શર્ણું જતાં-ગુરૂનો અનુગ્રહ થતાં તદાકારતાને પામે છે. માછલાં અને મોતી બેહુ સમુદ્રમાંજ થાય છે. તેમ પામર વિષયી જીવોરૂપ મચ્છો, અને અધિકારી જીજ્ઞાસુ જીવરૂપ મોતી, બધાં સંસારમાંજ થાય છે. માટે માછલાં ન બનશો. બનો તો કાલુ માછલીવત્ બનો. કેમકે કાલુમાં મોતી પાકે છે, તેમ, અંતરમાં જ્ઞાનપ્રકાશવાળા થાવ. હંસરૂપ સંતો કીનારે આવે છે, તે શરીરના ભોગી નથી, મોતીના ભોગી હોવાથી ખુશીથી તેને ચુંટી લે છે. કાલુ માછલી પણ મહાજળમાં નથી રહેતી, કીનારેજ વસે છે. તેવા અધિકારીરૂપ મોતી લઇને પોતાનાં સ્વરૂપમાં મેળવે છે. જગત અને વિષય વૈભવાદિ જે દ્રશ્ય છે તે વાસ્તવે કંઇ પદાર્થ નથી, તોપછી તેના તરફનો વૈરાગ્ય શૂ ? ! એ જ્ઞાનની સ્થિતી છે. એવી સ્થિતિવાળા આત્મક્રીડ પુરૂષો પ્રારબ્ધ જોતા નથી, ને ભોગવતા પણ નથી. અદ્ધર ઊડે છે. તે ઉડતા હંસ છે, અને બીજા જીવન્મુક્તજનો છે તે સાક્ષીપદે રહે છે; તેમને લોકનાં કલ્યાણાર્થ ઉપદેશ કરવા વગેરેની પ્રવૃત્તિ રહે, પણ પેલા ઉડતા હંસ જેવા આરૂઢ યોગીને તો તે લોકકલ્યાણાર્થ ભાવ પણ હોતો નથી, તે ભાવ પણ તેનો તો ડુબી ગયો હોય છે. શંકરની સ્તુતિ કરી છે ત્યાં કહ્યું છે કે, અચિંત્ય અવ્યક્ત સ્વરૂપમાં રમમાણ છતાં હજી જન સંગ્રહેચ્છા રહી છે કે ? ! તું લોકને શું કહેવાનો છે ! જ્ઞાનીને લોકૈષણા હોવી ન જોઇએ. જ્ઞાની તો સ્તુતિ અને નિંદા બેહુને ફેંકી દઇને પોતાનાં કર્તવ્યમાં જોડાયલા રહે છે. તેમની દ્રષ્ટિમાં જગત છેજ નહિં, તો પછી કોનાં કલ્યાણ માટે શું કહે ? ! તેઓ તો આત્મામાંજ રતસંલગ્ન રહે છે. જે જ્ઞાની મહાત્મા દયાળુ સ્વભાવથી ઉપદેશ પણ કરવા પ્રવૃત્ત થાય છે તે, અધિકારીનેજ કરે છે; અને સભામાં કહે છે તો એક, બે કે અમુક તેવા પાત્રને ઉદ્દેશીને કહે છે. વરસાદ વરસે છે તે રાગદ્વેષરહિત બધેજ વરસે છે. પથરા, નદી, તળાવ, પહાડ, વન, નગરાદિ સર્વત્ર વરસે છે, તેમ સંતની વાણીરૂપ વૃષ્ટિ બધે સરખી વરસે છે. તેમાંથી સૌ પોતપોતાની યોગ્યતા પ્રમાણે ગ્રહણ કરી લે છે. અનધિકારીરૂપ ક્ષેત્રોમાં તે વચનોરૂપ બીજકો પડે છે તો તે, લાંબે કાળે પણ અનુકુળ સાધનસામગ્રી મળી આવતાં અંકુર કાઢે એવો પણ સંભવ કહી શકાય. તમે ૫-૭

વરસના હતા ત્યારે બાપની સાથે કાશી ગયલા તેની કદાપિ તમને ખબર ન રહે, પણ બાપ કહે કે, અમુક મણિકર્ણિકા ઓવારે તને સ્નાન કરાવેલું, વિશ્વનાથને ચંદન, બિલ્વપુષ્પ તારે હાથે ચઢવાવેલાં. તે તમને યાદ ન આવે તો પુખ્ત વયે તમે જાતે જઇ આવો ત્યારે પૂર્વ સંસ્કાર સ્ફુરી આવી વગર શંકાએ બધું કહી જાણી શકો છો. તેમ, સત્સંગ કરતાં છેવટ અનુભવામૃત આસ્વાદન કરવા ભાગ્યશાળી બનો ત્યારે આત્મતત્વ સુખસ્વાદ સમજી શકો છો.

અતિથી અભ્યાગતનો સત્કાર કરવો, અર્થાત, સામાને માન આપવું, એજ જ્ઞાનીનું ભૂષણ છે. અરજુન શ્રીહરિનો ભકત ઘણો પ્રીય હતો તેથી તેના સારથી બની પ્રભુએ અશ્વો હાંકયા. તે ઉપરથી અર્જુનને, "પ્રીય ભકત હુંજ છું" એવું અભિમાન થવાથી તે ગર્વગલિત કરવાના હેતુથી શ્રીકૃષ્ણે વેશ બદલી અર્જુન સાંથે મુરૂધ્વજ પાસે આવી પુત્રનું અર્ધું અંગ રાજારાણી હસ્તે વેહેરીને માગ્યું તે અતિ કઠિણ માગણી પણ કબુલ રાખી. પુત્રને બોલાવી વેહેરવાનું કામ શરૂ કીધું તે જોઇ પાર્થ તો સ્તબધજ–આભોજ બની ગયો. અને વિચારે છે કે, અહાહા ! મારા જેવાથી પણ બની નહીં શકે એવો પરમ ભક્ત મારાથી ઘણો શ્રેષ્ટ આ રાજા છે. અર્જુનની તો સખ્ય ભક્તિ, ને આ રાજાની તો આત્મનિવેદન ભક્તિ, જેમાં દેહ પ્રાણ પુત્રાદિ બધુંજ આપેલું છે. અર્જુન તો તે પ્રેમ, સત્કાર અને ઉદારતા જોઇ તરત દોડીને રાજાને પગે પડયો, અને પોકાર કરી રહ્યો છે કે ધન્ય ધન્ય. પ્રભુ પ્રકટ થઇ દર્શન આપ્યાં. રાજા કહે, હે પરમ ભક્તરાજ અર્જુન ! તમે ખરા ભાગ્યશાળી છો કે નિરંતર પ્રભુ સાથેજ રહો છો. તમારી કૃપા વડે મને તો આજે દર્શન થયાં. અર્જુન ગદગદિત હુવો બોલ્યો કે, હું તમારા આગળ કંઇ નથી. તમે તો પ્રભુને હૃદયમાં, અરે–ચિત્તના પ્રત્યેક પરમાણુમાં પ્રભુને ગોંધી રાખ્યા છે.

બાજુ બદલતાં શિખો. જગતના વિચાર છોડી એકદમ ૐકાર સ્વરૂપ પરમાત્મામાં વૃત્તિને રોકી રાખો. રોમેરોમમાં રામરસ ભરપૂર છે. શરીરરૂપ વાદળમાં પાણી ભરેલું છે. વાદળનાં સ્વરૂપને જાણે છે તે નીચોવીને કાઢે છે. તેમ, શરીર પ્રાણ મન બુદ્ધિ

વગેરેમાં વ્યાપક આત્મ તત્વામૃત રસ છે તેને, બધા ઈંદ્રીઆદિ સંઘાતથી અસંગ જુદો સાક્ષી જ્ઞાનરૂપે, જાણે છે.

શરીર મિથ્યા છે તો જન્મ મરણ પણ મિથ્યા છે, તો જન્મ મર્ણની ભ્રાંતિ થઈ તે પણ મિથ્યાજ છે. નવી નવી વાસના બંધાઇને તે જન્મ મર્ણનાં રૂપ ધરે છે. જુની વાસનાનો ક્ષય કરતાં શિખો, અને નવી વધારો નહીં. તેનું મૂળ અજ્ઞાન છે તે બળે તો અંકુર નિકળી વૃક્ષ થવાનો અસંભવ. સકામ જપ તપાદિ કરવાથી વધારે અંકુરો નિકળે છે. તેથી નિષ્કામ વિહિત કર્તવ્ય કર્મ કરી તેનાથી ચિત્ત શુદ્ધિ થતાં શ્રીહરિગુરૂ શર્ણ પકડાશે ત્યારે શ્રીહરિ કૃપાથી ગુરૂરૂપે પોતેજ આવી જ્ઞાનદીપ હૃદયમંદિરમાં પ્રકટાવશે ત્યારે અજ્ઞાન તમ શોધ્યું જડવાનું નથી.

હીરો પરખનાર ઝવેરીને પુછો કે શી રીતે કિંમત કરી ? તો તે શું કહેશે વારૂ ? ભાઇ ! એ તો આંખમાંજ કિંમત છે. એની કંઈ રૂલ કાનુન નથી. હીરાનાં પાણીની પરીક્ષા કરવાનું તેજ જેને બક્ષાયું હોય તેજ કરે. ઝવેરીના હાથમાં હીરો આવે તોજ પરીક્ષા થાય. તેમ, જ્ઞાનીરૂપ હીરાને સંતરૂપ ઝવેરી મળે છેજ. સુવર્ણને કુંદન, હીરાને ઝવેરી, મોતીને હંસ, તેમ જ્ઞાનીને સંત મળે છે.

પુત્ર થશે તો ઘડપણમાં સુખ આપશે, ચાકરી કરશે; દ્રવ્ય સંગ્રહ કરીશું તો સુખે સ્વતંત્રપણે રહીશું. એ રીતે આ જન્મમાંજ તે ફળનો ઉપભોગ કરી લેવા વિચારીએ છીએ. બીજે જન્મે તે બધું કામ લાગશે એમ નથી માનતા; તો મોક્ષ તો મુવા પછી થશે, એમ શામાટે કહેવું ? ધર્મ અર્થ કામ, આ જન્મેજ લેવાં છે તો મોક્ષ પણ એમાંજ મેળવી લો. અમુક ભાવનામાંથી મુક્ત થવું, તે મોક્ષ છે. જન્માંતરની કેદમાંથી છુટી જવાનું છે. અહંરૂપ દોરડું અને મમત્વરૂપ ગાંઠથી બંધાયલા છો તેમાંથી છુટવું છે. તેને માટે આ મનુષ્ય શરીર વગર બીજો વખત નથી. માટે આ તક મળી છે તો જીવન્મુક્ત થઇ જાવ. તત્વદર્શી અવધુત મહાત્મા કેશવાનંદજી ઉપદેશે છે કેઃ—

આતમ મેં પરમાતમ દરશે, પરમાતમ મેં જાંઇ;
વા ઝાંઈમેં એક ઝાંઈ દરશે, કહત કબીર ગોંસાંઇ.

કબીરજી ગોસાંઇ સંત કહે છે કે, આત્માનો સાક્ષાત્કાર—આત્માનું દર્શન કરતાં તેમાં પરમાત્માજ દેખાય છે; અર્થાત આત્મા જોતાં તેજ પરમાત્મા સમજાય છે. તે પરમાત્માને વિશે જાંઈ (ઝાંહી) એટલે આ સંસારરૂપ જગત પ્રપંચની ઝાંખી થાય છે (દેખાયછે—પ્રતીત થાયછે). તે ઝાંખીમાં એક ઝાંખી થાય છે—દેખાય છે. અર્થાત્—પરમાત્માનીજ ઝાંખી, સત્ ચિદાનંદ રૂપે અથવા અસ્તિભાતિ પ્રીયરૂપે તે જગતમાં ઝાંખી—દર્શન થઇ રહ્યું છે તે, દેખાયછે.

મહાત્મા સંત તો જગતને મિથ્યાજ જાણે છે અને જુવે છે તે છતાં વારંવાર તે પ્રમાણે કહ્યા શામાટે કરે છે—એવી કલ્પના શામાટે કરે છે? મુમુક્ષુ અધિકારી બાળકને સમજાવવાને, અથવા તો પોતાનો તે અભ્યાસ દ્રઢ કરવાને માટે.

મહાત્મા સંતોની મંડળીમાં બધા સંતો રોજ માલપુઆ દુધપાક, લાડુ, શીરોપુરી વગેરે મિષ્ટાન્ન ખાઈ ખાઇને નિરાંતે સુઇ ઘોર નિદ્રા લેછે. તે જોઇને એક રાજાએ કોઇ સુજ્ઞને પુછયું કે, આ બધાને ભજન કરતાં તો જોતો નથી. એ બધા ખાઇ પીને ઉંઘ્યા કરે છે તે ભજન કયારે કરતા હશે? તે મહાશયે જવાબ દીધો કે, એ તો અહર્નિશ ભજન કર્યાજ કરે છે. તેની ખાત્રી કરવા એક દિવસ રાજા આવ્યો. સાધુઓ ખુબ ઘોરે છે—શ્વાસ ચાલે છે તે જોઇ રાજા પેલા મહાશયને કહે, આ તો ખુબ ઘોરે છે. તે શખ્સ બોલ્યો હા,—પણ ભજન કરે છે. અખંડ બ્રહ્માકાર વૃત્તિ લાગેલીજ રહે છે. જુવો—ખાત્રી કરાવું છું. એમ કહી એક સ્વામિને બુમ પાડવા માંડી હલાવ્યા ઢંઢોળ્યા અને સંબોધ્યા કે, હે સ્વામિ! મહારાજ! એટલે તરત જાગતાંજ "હર હર હર હર" "ૐ હરિહર ૐ" એમ બોલી ઉઠયા. રાજાને બતાવ્યું કે જુવો એની વૃત્તિ પ્રભુમાંજ લાગી રહી છે તે અખંડ સંલગ્ન છે, તુટતી નથી. જે અભ્યાસ હોય તેજ સ્ફુર્યા કરે છે. જો ભજન કરતા ન હોય—એજ અભ્યાસ ન હોય તો એવા ઉદગાર નિકળે નહિં—એમ બોલાય નહીં. જે જેનો અભ્યાસ અહર્નિશ હોય છે તેજ તેને સ્ફુરે છે. સંસારમાં ધંધા રોજગારમાં, દ્રવ્ય ભેગુ કરી શ્રીમંત

બનવાના પ્રયત્નમાં, ખાનપાન અને સ્ત્રીઓ સંબંધી વિષયો પ્રાપ્ત કરવામાં જેઓ વિષયાસકત બન્યા રહી તેમાંજ રગડાઇ રહ્યા છે તેઓને તો તેવાજ વિચાર સ્ફુરતા રહી ઉદ્દગાર પણ તેવાજ જાગ્રત સ્વપ્નાદિ અવસ્થામાં નિકળવા સંભવિત છે. પણ જેઓની વૃત્તિ વ્યવહારના યથાપ્રાપ્ત પ્રારબ્ધાનુસાર કાર્ય કરતાં છતાં, રાત દહાડો પરમાત્માને વિશે લાગેલી હોય છે અર્થાત્ પ્રભુજ જેમને પ્રીયતમ સમજાયા છે તેઓના વિચાર તેવાજ સ્ફુરવાના તથા ઉદ્દગાર પણ તત્સંબંધી નિકળતા રહેવાના, એ નિર્વિવાદ છે.

અસ્તિભાતિ પ્રીયરૂપે બ્રહ્મજ વ્યાપક છે, અને નામરૂપે છે તે જગતરૂપ છે, પણ તે નામરૂપ પણ તેજ છે, બીજું નથી. કંઠી એવું નામ અને રૂપ છે તે પણ સુવર્ણજ છે તે પણ છેજ–અસ્તિ, દેખાય છે, અને પ્રીય છે તેથીજ हरिरेव जगत् जगदेव हरिः॥ ઉપલી કબીરની શાખી પણ એજ કહે છે.

### ગઝલ.

હમહી હૈં ખુદ ખુદા પ્યારે, નહિ પેદા હમારી હૈં,
ન Aરોજેસેં ન Bસેહેદેસેં, ન મિલતા દિલ સતાનેસેં,
જો મિલતા દિલ સતાનેસેં, સતાલો જીસકું જી ચાહે. હમી હૈં.
મિલો મુરશદકું જા પેહેલેં, જો તુજકું શૉખ મિલનેકા,
Cવહાંહેં Dચશ્મકી પહેંચાન, લગાલો જીસ્કું જી ચાહે. હમી હૈં.
Eધરે રંગ રંગ કે પ્યાલે, ભયે એક મસ્ત મસ્તીસેં,
તાકત હેં જીસકું અપની, ઉઠાલો જીસકું જી ચાહે. હમી હૈં.
Fમોહન દરીઆવ Gજાતાહેં, ભરા Hવાહદકે પાનીસેં,
Kપ્યાસહેં જીસકું અપની, Lબુજાલો જીસકું જી ચાહે.
હમી હૈં ખુદ ખુદા પ્યારે, નહિં પેદા હમારી હૈં.

---

Aભુખ્યા રહેવાથી. Bબહુ ખાવાથી. Cત્યાંજ. Dઅધિકારી. Eનાના પ્રકારની શ્રુતિ સ્મૃતિરૂપ રંગ રંગનાં પ્યાલા છે. Fહે પ્યારે. Gસંસાર સમુદ્ર. Hઅનેક વિષયોરૂપ જળથી ભરેલો છે–કાળ વ્યતીત થઇ જાય છે. Kપ્રબલ જિજ્ઞાસા આત્મજ્ઞાનની પ્યાસા–તૃષા જેને હોય તે બુઝવી નાખી તૃષાની શાંતિ કરો. Lસ્વરૂપની.

સમુદ્ર મંથનથી ચઉદ રત્નો નિકળેલાં કહેવાય છે, તેવાં તમારાં શરીરમાં ચૌદ રત્નો છે તે મંથન કરી પ્રાપ્ત કરી લો. તે વિશે સંતદાસ નામે એક મહાત્મા છે, તેઓનું કવિત આનીચે જુઓ.

કવિત.

આતમ વિચાર મણી, ભગતી લક્ષમી રંભા,
કીરતી પ્રેમરૂપ મદિરા પિછાનીએ;
રાગદા અલાપ શંખ અમીજલ નામ જાપ,
દ્રઢ વિશવાસ એરાપત પરમાનીએ.

દાનરૂપ શશી સંત-સંગહેં કલપતરૂ,
કામધેનુ શાંતિ સંત-નિંદ વિખ માનીએ;
સતગુરૂ દેવ સત, બોલના ધનુષ્ય જાન,
જ્ઞાન ઉચીશ્રવા ઘોડા, સંતદાસ ઠાનીએ.

ભાવાર્થ-૧ આત્મ વિચારરૂપ કૌસ્તુભમણિ. ૨ ભક્તિરૂપ લક્ષ્મી. ૩ કીર્તિરૂપ રંભા. ૪ પ્રેમરૂપ મદિરા. ૫ રાગદા=રાગકા= રાગનો જે આલાપ ( ધ્વનિ ) તે રૂપ શંખ. ૬ ભગવત નામનો જપ સ્મર્ણરૂપ અમૃત. ૭ દ્રઢ વિશ્વાસરૂપ ઐરાવત હાથી. ૮ દાનરૂપ ચંદ્રમા. ૯ સત્સંગરૂપ કલ્પતરૂ सत्संगतिः किं न करोतिपुंसां ॥ સત્સંગતિ પુરૂષને શું નથી કરતી ? અર્થાત્ ચાહે તે કરી શકે છે, તેમ કલ્પવૃક્ષ છે તે પણ જે ઇચ્છા થાય તે આપે છે. ૧૦ કામધેનુરૂપ શાંતિ. ૧૧ સાધુ સંતની નિંદારૂપ વિષ. શંકર સમર્થ હતા તેમણે તો વિષપાન કીધું, પણ બીજા અસમર્થ લોક પીએ તો મરી જાયજ તેમ, અજ્ઞાનીજનો જો સંતની નિંદા કરે તો તે અવનતિરૂપ મૃત્યુનેજ પામે છે. જ્ઞાનીને કાંઇ પ્રતિબંધક હોતું નથી છતાં તે તો નિંદા કરશેજ નહીં, પણ તે જ્ઞાનીની નિંદા લોક કરે તેને તે જ્ઞાનીરૂપ મહાદેવ પી જાય છે એટલે તેને ગણુકારતો નથી. ૧૨ સદ્ગુરૂરૂપ ધન્વંતરી દેવ. ૧૩ સત્ય બોલવારૂપ સારંગ ધનુષ્ય. ૧૪ જ્ઞાનરૂપ ઉચ્ચૈશ્રવા અશ્વ ( ઘોડો. )

એક શેઠને દરવાજે કુતરો બેસી રહે. એક વખતે રાત્રે બાર વાગે ચોર આવ્યો જોઇ તે ભસવા મંડયો. તે સાંભળી ચકલાનાં બીજાં

કુતરાં પણ ભસવા મંડયાં. શેઠનો કુતરો તો ચોરને જોઇને ભસ્યો; અને તે પોતાનાં ધણીને ઉંઘમાંથી જગાડી ચેતાવવા અને ચોરને નસાડવા ભસ્યો, પણ બીજાં કુતરાં શું જોઇને ભસ્યાં? તેતો ફક્ત દેખાદેખી જાતભાઇનું જોઇનેજ ભસ્યાં; પરંતુ તેથી તે પેલા મુખ્યને સહાય મળી. તે મદદ મળવાથી ચોરને વધુ ફીકર થાય, અને મુખ્યને હિંમત પણ મળી એટલે પોતાના ભસવારૂપ કર્તવ્યમાં બેધડક રહેવા હિંમત આવી. તેમ, વિષય વાસનાજન્ય કામ સંકલ્પરૂપ ચોરને અવિદ્યારૂપ અંધારી અજ્ઞાન રાત્રિમાં પોતાના શેઠના અંતરગ્રહમાં આત્મધનની ચોરી કરવા પ્રવેશ કરતો જોઇ, જાગ્રત રહેનાર વિવેકરૂપ દ્વારરક્ષક બુમ પાડી ઉઠે છે કે, शिवोहं, सोहं, ओमहं, અર્થાત્, હું તો પરમસુખરૂપ શિવ છું, તે પર બ્રહ્મજ હું છું, ત્રિગુણાતીત જ્ઞપ્તિમાત્ર ૐ તત્સત્સ્વરૂપ છું. તે સાંભળી બીજા અજ્ઞાની, જિજ્ઞાસુ, શ્રદ્ધાળુ, વગેરે લોક પણ તે રીતેજ બુમ પાડી મુકે છે તેથી પેલા મહાશયને ટેકો મળે છે, સંસ્કાર દ્રઢ થાય છે, અને ધ્વનિરૂપ હથોડાથી પુષ્ટિ મળે છે. તાત્પર્ય કે અહંગ્રહ ઉપાસનાથી સત્ય સ્વરૂપમાં સ્થિતિ થાય છે.

એક પૃથ્વીપતિ રાજાનાં નગ્રમાં એક ધનપાલશા શેઠ રહેતા હતા. તેઓ પોતાના દેશનો માલ દૂર દેશમાં લઇ જવો, અને તે ત્યાં વેચીને ત્યાંનો માલ પોતાના દેશમાં લાવી વેચવો. એ રીતે વહાણોમાં મુસાફરી કરીને આપ લે કરતો. દરેક ખેપે અમુક કંઇ કંઇ ચીજ લાવી રાજાને ભેટ ધરતો; પણ રાજા કંઈ પ્રસન્ન થયો દીઠો નહીં. રાજાએ શેઠને કહ્યું કે, શેઠ! તમે એવી કંઇ ચીજ લાવો કે હમારૂં મન ખુશ થઇ જાય. રાજા વિષયાસક્ત હોવાથી સુંદર સ્ત્રીનું વદન કમળ જોવાના મોહથી ગ્રસ્ત હતો તેથી તે સંબંધમાં રાજાનો કહેવાનો આશય હતો. શેઠ ઘણા ચતુર હતા તે સમજી ગયા. ફરી જ્યારે માલ ભરી વહાણ લઇ ગયા ત્યારે દૂર દેશાવરમાં તે માલ આપીને ત્યાંથી બીજો ખરીદ કીધો. ત્રણ ચાર દિવસ ત્યાં મુકામ રાખ્યો. તે દરમ્યાન રાજા માટે શું લઇ જવું તે વિચાર કરી તજવીજ કરતાં એક

દિવસ તે રાજાની કન્યા સ્નાન કરી અગાસીમાં બાલ ખંખેરતી હતી તેને જોઈ શેઠ બહુ મોહીત થયા, અને તરત ફોટોગ્રાફનાં કેમેરા વગેરે સાધન પોતાની પાસે હતાં તે લાવી ત્યાં રાખી તે કન્યાનો ફોટો પાડી લીધો. અને તેને સુંદર કીમતી રૂમાલમાં વીંટી તેને સુંદર સુવર્ણની નાની પેટીમાં મુકી સ્વદેશમાં જઇ પોતાના રાજાને ભેટ ધરી કહ્યું કે, હજુર! કોઇ નહીં હોય ત્યારે આપ એને ખોલી જોશો. રાજાએ તો તરત સભા બરખાસ થવા ફરમાવી દીધું. બધા ગયા પછી પેટી ખોલી રૂમાલ ઉકેલી જોયું તો ઘણીજ સૌંદર્ય સંપન્ન રાજકન્યાની તસબીર દીઠી. તે જોતાંજ ખુશ થઇ ગયો. અને શેઠને કહે, માગો ચાહે તે કુચ બી મંગ લો. હમ બહોત ખુશ હૈં. શેઠ કહે, આપકી દયા ચાહીએ. ધન ધાન્ય તો હમારી પાસ બહુત હૈં, તે કાંઇ નથી જોઇતું, ફકત આપકી દયાદ્રષ્ટિ રાખો. રાજા કહે; હાં દયા દ્રષ્ટિ રાખીશું, પણ હવે એ કન્યા મને મળે તેમ કરો. શેઠ કહે, એ મારી શકિત નથી. તે રાજાતો આપના કરતાં અનેક ગણો સમર્થ છે ત્યાં આપ કશા હિસાબમાં નથી, તો મારૂં દસવીસ લાખની પુંજીવાળાનું તે શું ગજું? રાજાએ બહુ કરગરી ઉપાય પુછતાં છેવટે શેઠે એક યુક્તિ બતાવી, કે આપણાં નગરમાં એક ઘણોજ બહાદુર ચોર રહે છે તે વૃદ્ધ થઈ ગયો છે તોપણ જો કંઇ કરી શકે તો તેજ કરી શકે. તરત હુકમ આપી સીપાઇ મોકલી તેને બોલાવ્યો. તેને હકીકત સમજાવતાં તે બોલ્યો કે, હું છેક વૃદ્ધ થઇ ગયો છું. એક રાતમાં ત્રીસ ચાળીસ ગાઉ જઇ ચોરી કરી લાવી પાછો ઘેર આવી સુઇ જતો. પણ હવે મારી તે શક્તિ નથી. રાજાએ બહુ કાલાવાલા કરવાથી પુનઃ બોલ્યો કે, મરવા જેવો તો છુંજ, તેથી મરીશ તો ફીકર નહીં, પણ મારા રાજા છો તેથી હિંમત કરૂં છું, પણ હું કહું તેમ કરો. રાજા કબુલ થયો. તરત બધી ફોજ, ઘોડા હાથી પાયદળ રથ વગેરે તઈઆર કરાવ્યું અને કહ્યું કે મારા હુકમ મુજબજ ચાલે એવી વરદી આપો. રાજાએ સઉને તે પ્રમાણે હુકમ આપ્યો. બે ખચ્ચર ઉપર છાણાં ભરાવી લીધાં. બે ખચ્ચર ઉપર લોઢાંનાં બાણું ભરાવ્યાં બે ખચ્ચરપર નેતર (વેત) ભરી લીધી,

અને ચોરે કંમર બાંધી એક કોથળીમાં ખીલા ભરી લઇ એક હથોડો લઇ લીધો. બધું લશ્કર લઇ તે સાથે નિકળી ગયો. હવે અત્રે કન્યાવાળા રાજાની સભામાં મોટા વિદ્વાન જોશીઓ એવા રહેતા હતાં કે રોજ પચીસ ગાઉ સુધીમાં કોઇ ચોર વગેરે ભય આવે કે તરત સભામાં કહી દેતા. તેથી પેલા બહાદુર ચોરે ત્રીસ ગાઉ છેટે મુકામ કીધો. ત્યાં આઠ દસ માસ અથવા અમુક કાળ સુધી સાધન સિદ્ધ કરીને પછી છાણાં સળગાવી દીધાં તેમાં પેલાં લોઢાંનાં બાણુ મુકી દીધાં. પછી લશ્કરને હુકમ કીધો કે આ બાણો ગરમ–લાલચોળ બની જાય કે, બધાએ મારાં આખાં શરીરપર પગથી માથાં સુધી એ બધાં હથીઆર (બાણુ) ડામવાં–લગાવવાં. ઘણે દહાડે–આઠ દસ મહીને આવી રીતે હુકમ થયો તેથી બધાં લશ્કરીએ પેલા ચોરને આખાં શરીરે ડામી નાખતાં તે તો બળીને કોયલો થઇ મુવો પડયો છે. બીજે દહાડે સવારમાં તો તે મૃતક શરીરમાંથી જુવાન સુંદર પુરૂષ ૧૯ વર્ષની વયનો બની તે વીર ચોરજ નિકળ્યો. પોછો હુકમ કીધો કે આ નેતરથી બધાએ મને ખૂબ મારવો. તે રીતે કરવામાં આવ્યું તથી મુડદું થઈ પડેલો તે ચોર, પાછો તેવોજ નવ યુવક શરીર ધરી તે મુડદાંમાંથી નિકળ્યો અને હુકમ કીધોકે હવે બધું લશ્કર તૈયાર થાવ. પણ હું કહું કે એકદમ બધાએ ન્હાસવાજ માડવું તે તમારે દેશ ન્હાસીજ જવું. કોઇ રહી જશે તો મરશે, તેનો જવાબદાર હું નહીં. સાંજે ચાર વાગે કુચ કીધો. પચીસ ગાઉની હદમાં આવ્યો કે જોશીએ રાજાને કહ્યું કે, રાજા! આપણી હદમાં ચોર આવે છે તે લશ્કર સાથે છે. રાજાએ અગાસીમાં ચઢી જોયું તો તેને માલમ પડયું કે ખરી વાત છે. તરત લશ્કર તૈયાર કરાવી સેનાપતિ સાથે મોકલ્યું. ચોરે તે તર્ક અનુમાનથી જોઇ જાણી લઇને તરત પોતાનાં લશ્કરને હુકમ આપ્યો કે, બસ, ન્હાસી જાવ, એકદમ ભાગી જાવ. ધુળ ખૂબ ઉડી રહી છે તે તકમાં એક આંકડાનાં ઝાડની બખોલમાં ચોર છુપાઇ ગયો. લશ્કર ભાગી ગયું. અને આ કન્યાવાળા રાજાનું લશ્કર આવ્યું. બધા ભાગી ગયલા જોઈ તે બધું લશ્કર પાછું ગયું. પછી ચોર શેહેરમાં ગયો. જોશીઓ કહે, ચોર શેહેરમાં આવ્યો છે. રાત્રે તે ચોર રાજકન્યાના મેહેલ આગળ આવી ભીંતમાં

બીલ્લા ઠોકતો ઠોકતો તેની મદદે ઉપર ચઢી અગાસીમાં ગયો. બારી ખુલ્લી છે. કન્યા સુતી છે. વિચાર્યું કે એને જગાડવાથી હું પકડાઈ જઇશ. લઇ જવી ફાવે તેમ નથી; તેથી તે કન્યાનાં હીરામાણેકનાં આભૂષણુની પેટી લઇ નીચે ઉતરી પડી, પાણી ભરેલું તળાવ હતું તેમાં દાટી; કેમકે પાણીમાં જોશનું જોર ચાલતું નથી. સવારે જોશીએ કહ્યું કે, રાજા! ચોરી થઇ છે. તરત તજવીજ કરાવી ચોરને પકડયો. તેને રાજા પાસે આણ્યો. રાજા પુછેછે તેને કાંઈજ જવાબ નથી આપતો, આંધળા જેવો બની ગયો. હુકમ કીધો કે એને ગાડાંની તળે છુંદાવી નાખો. હુકમ મુજબ છુંદાવી નાખતાં તે મુડદાંથી પાછો તેવો જુવાન રૂપેજ નિકળ્યો. જોશી કહે, ચોર જીવતો થયો. પાછો પકડાવી સુવાડીને તેનાં શરીર પરથી ગાડાંઓ ચલાવી લોઢાંનું રોલ (*Roller*) ફેરવ્યું. વળી પાછો સવારે તેવોજ જુવાન તે સબમાંથી નિકળ્યો. જોશી કહે, ચોર જીવતો થયો. ત્રીજીવાર તેમજ કરીને તેના હાથ પગના કકડા ભેગા કરી રાજાની સભામાં ટેબલ પર લાવી ઢાંકી મુકયા. સવારે પાછો જુવાન બની તેમાંથી નિકળ્યો. તે જોઇ મહદાશ્ચર્ય ચકિત બની રાજાએ પુછ્યું કે, અહો !!! આટલું બધું સામર્થ્ય છે એવા તમારે શું જોઇએ છે તે કહો. ચોર કહે, તમારી કન્યા. રાજા વિચાર કરે તેટલેજ ચોર બોલી ઉઠયો કે, હજુર! મારે માટે નથી જોઇતી, મારા રાજાને માટે માગું છું. રાજા ખુશ થઈ બોલ્યો કે, ભલા માણસ! પહેલેથીજ કેમ નહીં બોલ્યો. રાજાની કન્યા રાજાનેજ માટે જોઇએ તો પછી આ બધો શ્રમ શા માટે કીધો? ચોર કહે, હમારા હિંદુસ્તાનના રાજાને તમે કદી આપો કે ન આપો તેથી. રાજાએ તેને પોશાક આપ્યા, ખુબ માન આપી પાસે રાખી તરત કંકોત્રી લખાવી મોકલી. વરરાજા તે કંકોત્રી વાંચી પ્રસન્ન થઇ શેઠ અને ચોરને અત્યંત ધન્યવાદની વૃષ્ટિથી વધાવી લેતો લશ્કર સહિત જાન તઇયાર કરાવી ત્યાં આવી પોંચ્યો. અને ખુબ ધામધુમથી પોતાની ઇષ્ટ વસ્તુ તે બ્રહ્મવિદ્યારૂપ કન્યા પરણી પરમ આનંદરૂપ નિત્ય પ્રાપ્તને પામ્યો.

તાત્પર્ય કે, બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવામાં આવાં સાધનો (શમ દમાદિ) કરવાં પડે છે. ખુબ તાપ, તાઢ, માર, તોફાન, મૃતકવત્ સ્થિતી, વગેરે કષ્ટ સહન કરી તેમાંથી પસાર થવું પડે છે. તેમાં

વિજયી થવું પડે છે. પછી સદ્દગુરૂ પ્રસન્ન થઇ કૃપા કરે છે કે ઝટવારમાં તે આપણીજ થઇ જાય છે. તે આપણને મળે છે. ત્યારે પરમ શાંતિ થાય છે.*

---

*શરીરરૂપ પૃથ્વિનો પતિરૂપ અભિમાની જીવ (ચિદાભાસ) રાજાનાં નગરમાં સુષ્ઠુ વિચારરૂપ શેઠ, દૈવિ સંપત્તિરૂપ પ્રાપ્ત ધનનું રક્ષણપૂર્વક વધારે મેળવવાને માયાના શુભ પ્રદેશમાં મુસાફરી કરી અર્થાત્ મનુસ્મૃતિ, પારાશર-સ્મૃતિ શ્રીમદ્દભગવદ્દગીતા, ભાગવત, ભારત વગેરે કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગનાં રહસ્યરૂપ ધનથી પૂર્ણ સ્થાનોમાં વિદ્વાનોની સંગતિ કરીને ભટકી રઝળી અનેક પ્રકારનાં શુભ સંસ્કારોરૂપ ધનસંગ્રહ કરનારા હતા. તે માયિક પદાર્થોરૂપ સુશોભિત અનેક ચમત્કૃતિવાળી મનોહર ચીજોરૂપ કર્મ ભક્તિ જ્ઞાનાદિના સંસ્કારરૂપ વાતો પોતાના રાજા સમીપ લાવી ધરતા, પણ શાશ્વતિ શાંતિરૂપ પરમ આનંદ તે રાજાને થતો નહીં. બ્રહ્મવિદ્યારૂપ કન્યા દૂર પ્રદેશમાં ગુપ્ત રહેલી તેનું દર્શન તે શ્રેષ્ઠરૂપ સુવિચારને થયું તેનું ચિત્ર (છબી) રાજા આગળ રજુ કરતાં પ્રસન્નતાનું ભાન રાજાને થયું. પણ તે કન્યા હવે પોતાની પત્નિરૂપે ભવતારક થવી જોઇએ તેથી શેઠને વિનવતાં શેઠે તે પ્રાપ્ત કરવા સુદૃઢ પુરૂષાર્થરૂપ બહાદૂર ચોરને તે કામ સોંપવા યુક્તિ બતાવી. તેથી જો કે રાજવૈભવ અથવા વિષયાદિભોગથી પુરૂષાર્થ મંદ થઇ ગયેલ હતું છતાં દૃઢ નિશ્ચયથી તેને બળ પ્રાપ્ત કરી આગળ મોકલ્યું; અર્થાત્ શમ દમ ઉપરતિ વગેરે સાધનો અને સંયમ સિદ્ધ કરવા કમ્મર કસી. બ્રહ્મવિદ્યા જેવી ભવાબ્ધિ ભ્રમણથી મુક્ત કરનારી વસ્તુ કંઇ સેહેલમાંજ મળી શકતી નથી. તેથી પુરૂષાર્થ બહાદુરે પોતાનો નાશ થવાની દરકાર ન કરતાં હિંમત રાખી નિશ્ચય કરી તે મેળવવા પ્રયત્ન આરંભ્યું. શમ દમ સંયમાદિ સાધન કરી પરિપકવ સિદ્ધ થયો. પરંતુ જેમ ઘણા એવા પુરૂષાર્થ પણ કરનારા હઠયોગ વગેરે સાધનથી અનેક સિદ્ધિઓરૂપ લાલચ આવી મળતાં તેમાં લલચાઇને રઝળો રોળો ધુળ મેળવી ફસાઇ પડીને પાછા ધન સ્ત્રી વગેરેમાં ભ્રષ્ટ થઇ પડે છે, તે રીતે ન થવા પામે માટે પોતાની પરિક્ષા-કસોટી પોતેજ કરી જોવાની જરૂર છે. જગતનું મિથ્યાત્વ જાણ્યું ક્યારે કહી શકાય કે પ્રીય સ્ત્રી, પુત્ર, ધન, ધામ, ગામ વગેરેના વિયોગથી વૃત્તિમાં જરા ખેદ નહીં પ્રતીત થાય, તેમ અનેક રંભા ઉરવશી જેવી સ્ત્રીઓ અને અખૂટ ધનસંપત્તિ મળે છતાં તેનાથી વૃત્તિમાં હર્ષ ન થાય, શત્રુમિત્રમાં સમાનભાવ રહે, માયિક પ્રાણી પદાર્થનો મોહ જ્યારે લલચાવી તોડી પાડવા સમર્થ થવા ન પામે, ત્યારે જાણવું કે જગત અને સ્વદેહાદિ દૃશ્યને યથાર્થ મિથ્યા જાણ્યું છે. અને તે પ્રમાણે પોતે થયો છે કે નહીં તેની કસોટી પોતેજ લઇ શકે છે. તેથી કેહ-

એક રાજાએ પોતાના પ્રધાનને કહ્યું કે, એક વાઘ અને એક બકરો લાવ. તે બેહુનું વજન કરો પછી બેહુને ખુબ પૌષ્ટિક ખોરાક ખવાડવા માંડો. અને જે દહાડે હું માગું ત્યારે બેહુને મારીપાસે લાવી રજુ કરો, અને તોલ કરાવો ત્યારે આજે જે વજન થયું તેટલુંજ થવું જોઈએ. જરા પણ વધે નહીં કે ઘટે નહીં. જો ફેર

---

માંથી અહં મમત્વભાવ અને મોહ ગયા છે કે નહીં તે જોવાને પ્રથમ સાધન અજમાવ્યું. અને તેમાં નિર્મોહ અને નિર્ભય રહ્યો છું એમ વૃત્તિનું અથવા મનનું નહિંવત્ થઈ જઇ પુનઃ જેવીની તેવી સ્થિતિમાં છે એવું અનુભવ્યું, બલ્કે દિવ્યરૂપે વૃત્તિ પ્રતીત થઇ ત્યારે બીજા પ્રકારે પરીક્ષા લીધી. તેમાં પણ અડગ રહ્યો અને પ્રસન્ન મુખમુદ્રાપૂર્વક વૃત્તિ પ્રકટી નિકળી ત્યારે આગળ પ્રયાસ શરૂ કીધો. પોતે નિર્ભય થયાથી સ્વબળ નિશ્ચય ઉપર રહી સહાયની જરૂર ન રહી જોઇ બહારનાં લશ્કરને રજા આપી–બહિરંગ સાધનોને વિદાય કીધાં. બ્રહ્મવિદ્યાનું દાનદાતા સમર્થ મહારાજા સદ્‌ગુરૂની સભામાં વિદ્વાન ભવિષ્યવેત્તા અથવા જ્ઞાતા હોયજ. સ્વરૂપ નિમગ્ન સદ્‌ગુરૂને શિષ્ય અથવા આશ્રિતરૂપે રહેલા સુજ્ઞજનોએ ફરજ બજાવી ચોરની ખબર આપ્યા કરી પણ સદ્‌ગુરૂ પૂરા અભય પ્રાપ્તજ હતા. પુરૂષાર્થ વીરે કન્યાનાં અલંકારની પેટી ચોરી આણી. ક્ષમા, શાંતિ, પ્રસન્નતા, નિર્ભયતા, જ્ઞાન, વગેરે બ્રહ્મવિદ્યાના આભૂષણની તે પેટી ચિત્તરૂપ જળમાં છુપાવી. પછી જ્ઞાતા સભાસદ જોશીના કહેવાથી તે જાણીને ગુરૂએ તે પુરૂષાર્થને પકડી સમીપ આણ્યો. તેણે તેની પરીક્ષા કરી જોઈ. દેહ દ્રવ્યાદિમાંથી અહંમમત્વ કાડી નાખેલું છે એવી ખાત્રી થતાં અધિકારી જાણી પુછ્યું કે શું જોઇએ છે. તેણે બ્રહ્મવિદ્યાની માગણી પોતાના અભિમાની રાજા (જીવ) માટે કરી. તરત પ્રસન્ન થઇ કબુલ થયા અને જીવરાજાને (સબળ પુરૂષાર્થી વીર અધિકારીને) સમીપ તેડાવી વિધિપૂર્વક બ્રહ્મવિદ્યાનું દાન આપી પ્રસન્ન કરી ભવ ભયથી મુક્ત કીધો. ત્યારે સ્વરૂપાનંદનો નિરંતર અનુભવ કરતો રહી જીવન્મુક્ત સ્થિતીમાં પ્રારબ્ધાંત પર્યંત વિચરતો રહી અંતે સમ સર્વત્ર વ્યાપક સચ્ચિદાનંદ પરબ્રહ્માત્મૈકય તત્વમાં સમાઇ અભેદભાવને પામ્યો.

આ દ્રષ્ટાંતનું સિદ્ધાંત તાત્પર્ય પ્રકારાંતરે બીજી અમુક રીતે પણ બુદ્ધિ સામર્થ્યથી કહી શકવા શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ મહા પુરૂષો સમર્થ છે. પરંતુ રહસ્ય સમજવાને ઉપલું તાત્પર્ય જે કે સં. ૧૯૭૫ અશ્વિન સુદ ૧૦ શનીએ રાત્રિમાં અંતર્યામિ સદ્‌ગુરૂમાંથી ઝરણરૂપે વહી લેખકરૂપ ફોનોગ્રાફની લેખિનીદ્વારા અત્રે લખાયું છે તે બસ–પુરતું છે એમ વિચારી એ વિશે અત્રેજ વિશ્રામ છે.

પડશે તો ગામ બહાર કાઢી મુકીશ. પ્રધાનને ફીકર લાગી કે, માંસ મલીદા વગેરે પૌષ્ટિક ખોરાક ખવાડવાથી તો બમણું વજન થઈ જશે અને રાજાને તો એટલુંજ તોલ આપવું તે કેમ બનશે. મુઝાયો ત્યારે એક મહાત્મા પાસે જઇ પુછ્યું કે ગુરો! હવે શું કરવું. સંત કહે, એમાં શું, સ્હેજ વાત છે. બે પીંજરાં બનવાવ. બેઉ પ્રાણીને એક એક પીંજરામાં ઘાલ. વજન કરી નોંધી લે. પછી બેઉ પીંજરાં સામ સામે નજીક રાખવાં. તેમાં ખુબ ચાહે તેટલો પૌષ્ટિક ખોરાક ખવાડયા કર. રાજા જ્યારે માગે ત્યારે વજન કરશે તો આજે કરશે તેટલુંજ રહેશે. વજીરે તે પ્રમાણે કીધું. ગમે તેટલો ઉત્તમ ખોરાક ખાય, પણ વાઘનું ભક્ષ તે બકરો સામે જોઇ બરાડયા કરે પણ કેદ પડેલો શું કરે. તેજ રીતે બકરો તે વાઘની બુમ ગર્જના સાંભળી ભયભીત બની ગભરાયા કરે. તેથી પુષ્ટિ વધે તેટલી બેહુની બળતી ગળતી રહે અને હોય તેટલીજ કાયમ રહે છે. ઘણે દહાડે રાજાએ મગાવી તોલ કરાવતાં વજનમાં ફેર પડયો નહીં. તેનું કારણ પીંજરાંમાં સામસામે રાખેલાં જોઇ પુછ્યું કે, આ અક્કલ ક્યાંથી લાવ્યા? કેમકે એ તમારી બુદ્ધિ ન હતી. પ્રધાને કહ્યું કે સંત મહાત્માથી એ યુક્તિ મળી. તાત્પર્ય કે–ચિદાભાસ જીવ–અભિમાની–રાજાસ્થાને છે. બુદ્ધિ પ્રધાન સ્થાને છે. દેહમાં અહંભાવરૂપ વાઘ છે. અને સ્રી પુત્ર ધન વગેરે સહીત સ્વદેહને વિશે મમત્વ ભાવરૂપ બકરો છે. અથવા અહંકાર રૂપ વાઘ અને મમતા રૂપ બકરી છે. તેમને યથેષ્ટ મિષ્ટ પૌષ્ટિક ભોજન રૂપ ધન સ્ત્રી વાડી ગાડી લાડી વગેરે રૂપ વિષયો આપ્યા કરી ત્રપ્ત કર્યાજ કરો; પણ તૃષ્ણા અને મર્ણ વગેરેનો ભય–ચિંતા છે તે બધી પુષ્ટિને બાળી ગાળી નાખે છે.

બીજી રીતે કહીએ તો, સંસારનાં જન્મ મર્ણનાં બંધનવાળાં પીંજરામાં કેદ પડેલા દેહાત્મ ભાવ વાળાને વિષયો મેળવવાની તૃષ્ણા કાયમ રહે ત્યાં સુધી ગમે તેટલું તેને મળતાં છતાં શાંતિરૂપ પુષ્ટિ થતી નથી. તેમ, મારૂં મારૂં કરીને તેમાં આસક્ત રહેવારૂપ મમતા હોય છે ત્યાં સુધી (આ દેહ મારો–આ સ્ત્રી પુત્રાદિ મારાં એવું મમત્વ હોય છે ત્યાં સુધી) તે જતાં રહેવાની–લુટાઇ જવાની કે વિયોગ થવાની ચિંતા તેની કાયમજ રહે છે.

चिता चिंता तयोर्मध्ये ।चिंताएव गरीयसि ॥

चिता दहतिमृत देहं चिंता दहति जीवितं ॥

જેને દેહમાં અહંભાવ નથી તથા મમત્વ નથી તેને તૃષ્ણા, ભય, કે ચિંતા નથી. અખંડ એકરસ પૂર્ણ આત્માજ પોતાને જાણ્યો, પછી તેને ભય શાનો ?! અને ઇચ્છા-તૃષ્ણા શાની કરે?! अभयं वै प्राप्तोसिजनक ॥ द्वितीयाद्वै भयं भवति ॥ एकमेवाद्वितीयं तत्र कोमोह: क: शोक: एकत्व मनुपश्यत:॥

એક બાદશાહ હતો, તેણે વિચાર્યું કે મારે ઘણા પુત્રો છે તેમાં બાદશાહી કોને આપવી. પુત્રોને એક પછી એકને બોલાવી પુછતાં દરેકે એમજ કહ્યું કે, મને આપો. એક સેવક જે નિરંતર રાજાની સેવામાંજ રહેતો હતો તેના ઉપર બાદશાહની ઘણી પ્રીતિ હતી. હવે રાજ્ય કોને આપવું તે નિશ્ચય કરવા એક યુક્તિ રાજાને સુઝી. એક ચોરસ નાનું તળાવ ખોદાવ્યું, તેમાં પાણી ભરાવ્યું. સમીપમાં કીમતી પોશાક રખાવ્યો તથા એક સુળી દટાવી હુકમ કીધો કે આ પાંચ પોશાક પેહેરીને આ તળાવના પાણીમાં પડે-જાય અને તેનું વસ્ત્ર જરા પણ ભીંજાય નહીં એવો રહી બહાર નિકળે તેને બાદશાહી આપવી; પણ જો વસ્ત્ર ભીંજાય તો આ સુળીએ ચઢાવવો, પછી કદાપિ તે મારો પુત્ર હોય તોપણ શું થયું. એ હુકમ સાંભળી બધા કહે કે એમ બની શકેજ નહીં, પોશાક કંઇ પાણીમાં કદી ભીંજાયા વગર રહેજ નહીં; અને ભીંજાય એટલે સુળીપર પ્રાણ જાય. તેથી બધાએ ના કહી. રાજાએ છેવટ પેલા સેવકને કહ્યું કે, કેમ ? આ પોશાક પેહેરી પડશો ? તે કહે, જેમ બાદશાહનો હુકમ. રાજા કહે, તો પેહેરો. સેવક કહે, જેમ બાદશાહનો હુકમ. પછી પેહેર્યો. રાજા કહે, હવે પડો; ભીંજાશે તો સુળી મળશે અને નહીં તો બાદશાહી. સેવક કહે, જેમ હજુરનો હુકમ. પડ્યો, તો ભીંજાઇને ગચકાબોળ થયો. તે બહાર નિકળ્યો. રાજા કહે, સુળીએ ચઢવું પડશે. સેવક કહે, જેમ બાદશાહનો હુકમ. હવે રાજાએ વિચાર્યું કે, એને સુળીએ પણ કેમ ચડાવાય. એણે કંઇ શરત કરી નથી તેમ એની ખુશીથી પોશાક પેહેરી જળમાં ગયો નથી. એણે તો મેં કહ્યું તેમ કર્યા કીધું છે. તેમ, એને ગાદી પણ કઇ [illegible] મુજબ અપાય. વસ્ત્ર પલળ્યાં તેથી

ડી મુકયો અને કોરાં બીજાં પેહેરાવ્યાં. વિચાર્યું કે ગાદીને લાયક
એજ છે પણ કાચો છે, તેથી કહ્યું કે જાવ, પાઠશાળામાં
ણો. હુકમ પ્રમાણે જઇ ત્રણ ચાર વર્ષ ભણ્યો. પછી પાછો
ચાર કરી બધા પુત્રને બોલાવી પુછતાં બધાજ કહે છે કે ગાદી
ને આપો. ત્યારે બીજી યુક્તિ કરવા વિચાર્યું. વજીરને પુછ્યું
ખજાનામાં ઝવેરાત કેટલું છે ? વજીર કહે, બહુ છે, મહારાજ. ઠીક.
કમ કીધો કે તમામ ઝવેરાતનાં ગાડાં ભરાવી પાંચ કોસપર
માવો. સુવર્ણ મોહોરનાં ગાડાં ચાર કોસપર, રૂપીઆનાં ભરાવી
ણ કોસ ઉપર, પૈસાનાં ગાડાં બે કોસપર, અને કોડીનાં ગાડાં
રાવી એક કોસપર રખાવો. એ રીતે એક એક કોસને છેટે
માવો. વજીરે હુકમ પ્રમાણે તજવીજ કરી. પછી ખુદ બાદશાહ
કળ્યા. કોડીનાં ગાડાં આગળ આવી પુછયું કે આમાં શું છે.
જીર કહે, કોડી છે. હુકમ થયો કે, અછાં લુટ લો. તે ગરીબ
કોએ રૂ. ૨) થી રૂ. ૧૦) સુધીની જેટલી કોડી લેવાઇ તેટલી
ધી. આગળ ચાલ્યા, અને પૈસાના ગાડાં પાસે આવી તેજ રીતે
છયું અને હુકમ આપી લુટાવ્યાં. તે સીપાઇ લોકો વગેરેએ
ટલા જેનાથી લેવાયા તેટલા રૂ. ૫-૨૫ કે ૫૦) સુધીના પૈસા
ઈ લીધા. ત્યાંથી આગળ ગયા તો રૂપીઆના ગાડાં વિશે પણ
જ રીતે વ્યવસ્થા થઇ ત્યાં નોકર ચાકર વગેરે લોકે હજાર બેહ-
ર અથવા વધારે જેટલા લેવાયા તેટલા લઇ લીધા. તેમાં તે
દશાહના પુત્રે પણ લેવાયા તેટલા લઇ, સામું પાછી સલામ
ણ નહીં કરતાં મુખ છુપાવી ચાલવા માંડયું. આગળ જતાં
હોરનાં ગાડાં પણ તેજ રીતે હુકમ આપી લુટાવ્યાં, તેમાં મોટા
મલદાર ઓધ્ધેદારોએ વિચાર્યું કે એક હજાર લઇશું તો પંદર
જાર રૂપીઆ થશે. એમ જેનાથી જેટલી લેવાઇ તેટલી લીધી,
ચાલ્યા. તેમાં રાજાનો એક છોકરો પણ બેચાર હજાર લઇને
ડાં પાછળથી ચાલતો થયો. રાજા તે જોઈ રહ્યોજ હતો. છેવટ
વેરાત આગળ જઇ એજ રીતે કરતાં વજીરે વિચાર્યું કે રાજા
ડો થઇ ગયો-ફકીર થયો. હવે આ એક હીરા રત્નાદિથી છોક-
નાં છોકરાં ખાશે એવું છે તેથી લઇ શકયા તેટલું લઇ તે પણ
ઇ ખસી ગયા. આ સર્વ સ્થળે પેલો સેવક બાદશાહની સાથેજ

છે પણ તે કશુંજ લેતો નથી, જોયાજ કરેછે. તેને બાદશાહ કહે ભાઈ! તું કેમ લેતો નથી, જોઇએ તેટલું લઇ લે, આ ઝવેરાત છે. તે સેવક કહે, સાહેબ! એને હું શું કરૂં. આપ એ બધાંથી નિસ્પૃહ રહીને જેની ત્રાપ્તથી આપ ત્રપ્ત છો—જેની ત્રપ્તિથી આપ બધું લુટાવો છો તે ત્રાપ્ત જો આપોતો આપો. રાજા કહે, ત્રાપ્ત તો મને બાદશાહીની છે તો તેજ તારે જોઇએ છે, તો ઠીક છે. ઘેર સભામાં આવ્યા. સીપાઇ મોકલી વજીરને તેડાવી સભા કરી. સભા આગળ ત્રણ સુળી દટાવીને હુકમ ફેરવ્યો કે જેટલા લોક જે જે કંઈ જેટલું લુટી ગયા છે તે તમામ લાવી ઢગ કરો. જરાપણ છુપાવેલું માલમ પડશે તો તેને માટે સુળી તૈયાર છે. એ સાંભળી સઘળા પ્રાણ ભયથી પોતાનાં ઘરનું પણ હશે તે ભેળું ભેળું કરી નાખી ગયા. રાજાના છોકરાઓએ પણ લઇ ગયલા તે સાથે ભયના માર્યા પાસે હતું તે પણ લાવી નાખ્યું. તે વખતે બાદશાહે પુત્રોને ત્યાંજ બોલાવી પુછયું કે, બાદશાહી કોને આપવી? દરેક કહે મને આપો. ત્યારે બાદશાહ કહે છે કે, ભાઇ! ચોરને બાદશાહી કંઇ હોય?! રૂપીઆ બે હજાર લઇને મારી સામું પણ નહીં આવતાં છુપાતો ગાડાં પાછળથી જતો રહેલો એવો તું ચોર છે. ચોરને ગાદી અપાય નહીં, જાવ. બીજા પુત્રને કહે, તું પેલા તારા ભાઇ કરતાં મોટો ચોર છે. મોહોર લઈ ગુપચુપ ચાલતો થયલો તેજ તું ચોર છે. એ રીતે બધા પુત્રને ત્યાંજ બોલાવી નિરાકરણ કરી દીધું. પછી બાદશાહે પેલા સેવકને અત્યંત ધન્યવાદ આપી તેની સેવા, તેના દ્રઢ નિશ્ચય, નિસ્પૃહતા, આજ્ઞા પાલકપણાંનો ઉત્તમ સદ્ગુણ, અને શ્રધ્ધાપૂર્વક અંતિમ ઉચ્ચ અભિલાષાનું વર્ણન કરી બતાવ્યું અને કહ્યું કે આ પુરૂષને મેં લુટવાનું ઘણું પણ કહ્યું છતાં નિસ્પૃહ રહી શાંતિથી, જે તૃપ્તિથી હું લુટાવતા હતો તે તૃપ્તિની ઈચ્છા બતાવી. પ્રજાજનો! તમે સમજો છો કે તે તૃપ્તિ તેજ આ બાદશાહી છે. તેથી એને તો એજ મ્હાશય લાયક છે. વજીર પણ નીચું મુખ રાખી બેઠેલો તેણે સર્વ પ્રજાની સંમતિ ભેળી કબુલાત આપી અને તેજ વખતે ધામધુમથી વાદ્યઘોષ ગર્જનાપૂર્વક કર્તવ્ય ક્રિયા કરી તેને તે બાદશાહી—ગાદીપર સ્થાપન કીધો.

તાત્પર્ય સિદ્ધાન્ત અથવા દાર્ષ્ટાન્ત એ છે કે,–કીમતી–અમૂલ્ય
ાંચ પોશાકરૂપ પંચભૌતિક મનુષ્યદેહ છે. તળાવ–સરોવરરૂપ આ
ંસાર છે. તેમાં શબ્દ સ્પર્શ રૂપરસ ગંધ એવાં પંચ વિષયોરૂપ
ળ ભર્યું છે. અભિમાન કરીને, અહંકર્તા અહં ભોકતા માનીને
મે સરોવરમાં–સંસારમાં પડે છે તે ભીંજાય તો ખરોજ અને તે
ાપથી સુળીરૂપ જન્મમર્ણ સહન કરવું પડે છે, તેજ નર્ક દુઃખ
મજો (ગર્ભરૂપ નર્કમાં રહેવુંજ પડે છે.) પણ આજ્ઞાંકિત સાચો
ુરૂ ભક્ત રહી તે સેવકની માફક કર્તૃત્વાદિ અભિમાન રહિત રહી,
ુરૂ આજ્ઞાથી સંસારમાં પડી સંસારભાર (પ્રારબ્ધ પર્યંત) વહી
ૂટે છે તે ભીંજાય તો ખરો અર્થાત્ સુખ દુઃખાદિથી તેવો સુખી
ઃખી પ્રતીત થાય ખરો પણ અભિમાન રહિત હોવાથી બંધન પામતો
થી, છુટી જાય છે; પણ સ્વરૂપ જ્ઞાન થયું નથી હોતું. તેથી
ાઠશાળારૂપ સત્સમાગમ કરી ત્યાં બ્રહ્મવિદ્યા શિખવાની રહે છે.
છી શમદમાદિરૂપ પુરૂષાર્થ કરી બ્રહ્મ લોક સુધીના ભોગને કાક
ેષ્ટાતુલ્ય જાણી વૈરાગ્ય વિવેકથી નિસ્પૃહ રહે છે ત્યારે સ્વારાજ્ય
માત્મસુખનો અધિકાર આવે છે. કોડીઓરૂપ સ્ત્રી પુત્ર ધનધામ
ારા વગેરે અલ્પ સુખમાંજ સંતોષ માની તેમાંજ તૃપ્તિ સમજ-
ારા, પૈસારૂપ રાજ્યાદિ મળ્યું તેમાંજ અલંબુદ્ધિ કરનારા,
પીઆરૂપ અષ્ટસિદ્ધિ મેળવ્યાથીજ કૃતકૃત્ય માનનારા યોગી લોક
ગેરે, સુવર્ણ મોહોરોરૂપ સ્વર્ગાદિ લોકનાં સુખમાં સંતોષ માનનારા;
વેરાતરૂપ બ્રહ્મલોકનાં સુખની ઇચ્છાવાળાં, એ બધામાં નિસ્પૃહતા
હી, તે સર્વમાયિક વૈભવથી પર જે બ્રહ્માત્મૈક્ય જ્ઞાનરૂપ બાદશાહી
તેમાંજ માત્ર સ્પૃહા પ્રકટે છે. એ બાદશાહીના અવાંતરમાં તે
ધોજ ખજાનો હોય છે. એવા વિવેક વૈરાગ્ય સંપન્ન સાચા
દ્ધાળુ ગુરૂ ભકતનેજ સદ્ગુરૂ પરમાત્મારૂપ મહાસમર્થ બાદશાહ
ોતાનું સ્થાન આપે છે–અભેદપણે પોતાનાં અનંત સચ્ચિદાનંદ
્રહ્મસ્વરૂપમાં સ્થિતી આપે છે.

એક ગૃહસ્થ શ્રદ્ધાળુ હોવાથી જે સાધુ સન્યાસી મહાત્મા
ાવે તેની શ્રદ્ધા પ્રેમથી સેવા બરદાસ કરતો, તેમને ભોજનાદિ
ાપતો, અને સંતોષ પમાડતો હતો. એક વાર એક સન્યાસી

આવ્યા તેની સેવા ચાકરી કરી ભોજન માટે કહેતાં તે સ્વામિ બોલ્યા કે, મેરા શિષ્ય હોતા હેં ઇસકા મેં ભોજન ભિક્ષા સ્વિકારતા હું. તે સેવક કહે, મેં આપકા દાસ–શિષ્યજ હું. મંત્રોપદેશ દીજીએ પછી ઉપદેશ કીધો. ત્યાર પછી જમ્યા અને વિદાય થયા. થોડા કોશ ગયા ત્યાં એક બીજા સન્યાસી આગળ તેની વાત કરી કે હમ તો શિષ્ય કીયે બિના કીસીકા ભોજનહિ લીયા નહીં. તે શ્રોતા સન્યાસી કહે, હા અમુક દેશમાં તે અમુક નામવાળો અચ્છો છે તેણે મને છ માસ રાખ્યો હતો અને તેતો મારો શિષ્ય થયો છે. વક્તા સ્વામિ કહે, તે તો મારો શિષ્ય થયો છે. તકરાર કરતા બેહુ ત્યાંથી નિકળી તે ગ્રહસ્થને મુકામે આવ્યા. જુદા જુદા છેટે ઉતર્યા. ખબર થઈ તેવો તે પતાસાંની થાળ પુષ્પમાળા ચંદન શ્રીફળાદિ લઇને ગયો. બેહુની પૂજા કરી પગે લાગ્યો, અને હું કૃતાર્થ થયો કહી સંતોષ આપી જમાડયા. પછી એકે પુછયું કે, તુમ કિસકા શિષ્ય ? કહ્યું કે, આપનો. એજ રીતે બીજા સ્વામિએ એકઠા થઇ પુછયું તે વખતે બોલ્યો કે કાલે કહીશ. સ્ત્રીને ઘરમાં સમજાવી મુકી કે આજે હું કથા શ્રવણમાં જાઉં ત્યાં અવશ્ય બુમ પાડવા આવજે, કહેજેકે ચાલો જલદી, વખત થઇ છે. તે સંકેત પ્રમાણે કથામાં બીજે દહાડે સવારે ગયો તે પછી સ્ત્રી આવીને બોલી કે જલદી ચાલો. તેજ વખત તે ગ્રહસ્થે બેહુ સ્વામિ સામું જોઇ કહ્યું કે, મહારાજ ! આપ હમકું પુછતેથે; સો અબ દેખો, યો ખડી હેં સો મેરી ગુરૂ હેં. એ જો કહે તોજ આપની સેવા બજાવાય. ઇસકે અંગપર હજારોકે જરીઆન હેં એહિ ઇસકી પૂજા હેં, આપની સેવામાં તો એ બાઇ (ગુરૂ) મને રૂ ૫) આપે તોજ તેટલાની સેવા બજાવું. અબ સો આઇ હેં બોલાનેકું, તો ચલના પડતા હેં. ઇસ લીયે એ મેરા ગુરૂ હેં. ઇસકી આજ્ઞામેં રહેના પડતા હેં. ઇસકું હજારો રૂપીયાની સેવા, ઔર આપકી તો એ પાંચ રૂપીયા દેવે તો હોય. એ દેખ્યા મેરા ગુરૂ ? તે સાંભળી બેહુ સ્વામિએ નીચું જોયું.

તાત્પર્ય કે, જીજ્ઞાસુ જને તો સર્વ સંત સાધુ મહાત્માની શ્રદ્ધા પ્રેમથી યથાશક્તિ સેવા કરતા રહી તેમને અન્ન પાનાદિથી સંતોષી તેમનાથી જે સાર મેળવી શકાય તેજ ગ્રહણ કરવો.

જેનાથી જે ગુણ લેવાય તે ગુરૂરૂપ છેજ. ગુરૂદત્તાત્રિએ જેનાથી જે ગુણ લીધો તે બાબત તેને ગુરૂ માન્યાં છેજ. પરંતુ ગુરૂપદનાં અભિમાનની નિવૃત્તિ માટે અને પરસ્પરનો ટંટો સમાવી દેવા અહસ્થે ત્રીજો ગુરૂ ત્રીને બતાવવામાં બુદ્ધિ ચાતુર્ય વાપર્યું છે.

એક મહાત્મા હતા તેની પરમેશ્વર ઉપર ઘણીજ પ્રીતિ હતી, તેવી પ્રભુની પણ તેના ઉપર હતી, તેથી તે સિદ્ધિને પામ્યા હતા; પણ પ્રારબ્ધ દોષથી શરીરે કુષ્ટ થયલો હતો. તેનાં દરશન માટે એક ફકીર સાધુ પાંચ કોસ દૂરથી આવે છે. રસ્તે દાઢમનું ઝાડ જોઇ ખાવાની ઇચ્છાથી એક દાઢમ તોડયું અને ચાખ્યું તો ખાટું લાગ્યું. આગળ જતાં બીજા ઝાડે મોટાં દાઢમ દીઠાં તે લેવાની ઇચ્છાથી જતાં તેનાથી સારાં દાઢમનાં ઝાડ આગળ જોયાં. તેમાં સરસ દાઢમ હશે તે લઇશું એવી ત્રષ્ણાથી આગળ ચાલ્યો. એમ ઘણાં વૃક્ષ આવતાં ચાલ્યા જતાં તો મહાત્માનો આશ્રમ આવ્યો. તેથી હવે લેવું ઠીક નથી; એમ વિચારી જે હાથમાં લીધેલું હતું તે ફેંકી દઇ જઇને ઉભો. તેને જોઇ પેલા સુતેલા મહાત્માએ કહ્યુંકે, આવરે અમુકના પુત્ર તું અમુકરામ. તેણે પુછયું કે, મેરા બાપકું આપે જોયા સાંભળ્યા છે? સંત કહે, ના ભાઇ. ત્યારે પુછયું કે તો શી રીતે મારૂં તથા મારા બાપનું નામ જાણ્યું? સંત કહે, પ્રભુ કૃપાથી. ત્યારે બોલ્યો કે, તો એ કુષ્ટભી પ્રભુકું વિનતી કરકે મિટાદો. એ કાહેકું રખા હે? સંત મહાત્મા ઉત્તર આપે છે કે, દેખભાઈ! તેરેકું મનકે વિષે કુષ્ટ હુવાહે, મેરેકું તનકે વિષે હે. તેરે કુષ્ટસેં મેરા બહોત અચ્છા હે. તેરેકું દાઢમકી જો બઢતી બઢતી ત્રષ્ણા હો રહીથી, ઓ કુષ્ટ બડા નઠારા હે. તેથી એવી વાસના–ત્રષ્ણા જતી રહેવાને તુમભી પ્રભુકી સ્તુતિ કરો. પોતાની મનની દાઢમની વાત પણ જાણે છે તે જોઈ ચુપ થઇ ગયો. ત્યારે સંત વળી ફરી આગળ બોલ્યા કે દેખ, જો સંત ગુફામેં રહેતા હેં, તેને કોઇ સંસારી લોક આવીને હેરાન કરે નહીં તેટલા માટે ગુફાનાં દ્વાર ઉપર સીપાઇ પેહેરો રાખે છે. તેવો સીપાઇ હમે પણ આ કુષ્ટરૂપથી રાખ્યો છે. જેને જોઈ હમારાં ધ્યાનમાં કોઈ વિક્ષેપ કરવા પામતું નથી–એ સીપાઇને જોઇ બધા દૂર ચાલી જાય છે. અર્થાત્ એ કુષ્ટની બંધથીજ બધા

ભાગી જાય છે. ઔર તેરેકું તો હમેરેસેં ઉલટા હૈં. જેમ કોઇ વેશ્યા છે તેનાં દ્વારપર સીપાઇ રાખ્યો છે, તે બધાને અંદર આવવા બોલાવી રહ્યો છે, કે તુમ આવ, તુમભિ આજાવ, ચલેઆવ, સબ આવ. એસા કુષ્ટ તેરે કું હૈં. વળી ભાઈ તું કહે છે કે એ રોગ મટાવી દો. પણ સદાવ્રત ચાલતું હોય તે બંધ શું કામ કરવું જોઇએ. અનેક માખીઓ જીવો તૃપ્ત થાય છે. એ હમેરા સદાવ્રત હિ હૈં. ઇસલિયે એ હમારા કુષ્ટ બહોત અચ્છા હૈં. તેરા મનકી વાસના રૂપ કુષ્ટ દૂર હોજાય, એવી તું પ્રભુની પ્રાર્થના કર. વાસના ક્ષય થશે તો સુખી થશે. એજ તાત્પર્ય સ્પષ્ટ છે. કેમકે શરીર ક્ષણભંગુર હોવાથી વાસના ક્ષય કરી પરમાર્થ સિદ્ધિ પ્રાપ્ત કરવામાં આલસ્ય પ્રમાદ અથવા વિલંબ કરવો ઉચિત નથી.

પ્રશ્ન–શરીરનું નામ ગમે તે કલ્પે છે. તે ભૌતિક શરીર નાશ પામે છે પણ તેનું કલ્પિત નામ ઘણાકાળ સુધી ચાલ્યા કરે છે જેમ, નરસિંહ મેહેતા, તુલસીદાસ, રામદાસસ્વામિ, જ્ઞાનેશ્વર, વગેરે, તેનું કેમ?

ઉત્તર–જેમ સર્પ ચાલ્યો જાય છે તેનો લીસોટો તેવોજ પડી રહે છે. તેમ શરીર નાશ પામ્યા પછી પણ શુભાશુભ કર્મની યાદી પ્રમાણે નામ રહે છે. વળી, જેમ ખાતાંમાં જમે ઉધાર લખાયું છે તે ખાતું માડી વળાયા છતાં પણ લખાણ રહે છે.

એક રાજાનો વજીર ગુરૂમુખી જ્ઞાની હતો. તે નગરમાં એક વેશ્યા રહેતી હતી તેણે સભા કરીને પોતાની પ્રતિજ્ઞા જાહેર કરી કે સવાકરોડ રૂપીઆ આપે તેની સામું હું જોઉં છું. તે વેશ્યાને રાત્રે સ્વપ્ન થયું કે, વજીર સાહેબ ચાર દીવસ મારી સાથે રહ્યા રંગસોગ વિલાસ કીધો અને પાંચમે દહાડે ઘેર ગયા. તેથી બીજે દિવસે રાજાની સભામાં જઈ ઉભી રહી વજીરને કહે ચારેસવાપાંચ કરોડ લાવો. વજીર કહે શાના? વેશ્યા કહે, ચાર દીવસ મારી સાથે રહ્યા તેના. લોકો આશ્ચર્ય પામ્યા. વેશ્યા કહે, જુઠું બોલું તો રામદુવાઈ. (હવે વાત પણ તેની ખરી). વજીર કહે, હું વળી ત્હારે ત્યાં ક્યારે આવ્યો અને એ શું!! તકરાર ચાલી રહી. વજીરે ગુરૂને તેડાવ્યા. ગુરૂ કહે, બેટા! શું છે? વેશ્યા કહે, વજીર મારી સાથે ચાર દીન રહ્યા તેના પાંચ કરોડ માગું છું. વજીર

કહે પાંચને બદલે છ કરોડ આપું પણ હું એને ત્યાં ગયોજ નથી. ગુરૂ પુછેછેકે, બેટા ! સ્વપ્નામેં (વજીર) આયાથા ? વેશ્યા કહે, હા, મહારાજ. અચ્છા. ગુરૂ કહે, બેટા વજીર ! લાવ રૂપીઆ પાંચ કરોડનો ઢગલોવાળ. તરત મગાવી ઢગ વાળ્યો. એક મોટો તકતો મંગાવ્યો તે આડો મુકયો. પછી વેશ્યાને કહે, જો–દેખલે રૂપીઆ પાંચ કરોડ દેખાય છે ? ઓછા હોયતો બોલી દે. વેશ્યા કહે, બરાબર છે. ગુરૂ કહે, અબ જો તકતામાં દીખતા હે સો ઉઠા લે. વેશ્યા કહે, કાચમાં દેખાય તે લેવાય શી રીતે ?! ગુરૂ કહે કે, તો હૈયું શું ફુટી ગયું છે ? સ્વપ્નામાં દીઠું તે જાગ્રતમાં (પ્રત્યક્ષમાં) રૂપીઆ મંગાય પણ કેવી રીતે ? સમાધાન થયું. વેશ્યા નીચું મુખ કરી ચાલી ગઇ. વજીર આરોપથી મુક્ત થયોઃ–તાત્પર્ય કેઃ– સ્વપ્નનું દ્રશ્ય જાગ્રતમાં મિથ્યા છે, તેવુંજ જાગ્રતનું સ્વપ્નમાં મિથ્યા છે. દ્રષ્ટા સાક્ષી ચિદાત્માજ અસંગ જ્ઞાનરૂપ સત્ય છે.

સમષ્ટિ બ્રહ્માંડમાં ૧૪ લોક છે તેના નાથ શ્રીહરિ પરમાત્માને ૧૪ લોકના નાથ કહીએ છીએ. તેજ પ્રભુ આ દ્રશ્ય વિશ્વમાં અનેક વ્યકિત વ્યષ્ટિરૂપે બની રહ્યા છે. તે સમષ્ટિનુંજ પ્રતિબિંબરૂપ–નકલરૂપ પ્રત્યેક વ્યષ્ટિ છે. તેથી વિચાર કરીને જોતાં આપણે તે પ્રભુથી પ્રથક્ શોધવા જતાં નિકળતાજ નથી. *

*આપણું બ્રહ્માંડ–બ્રહ્મરંધ્રરૂપ એક દ્વાર–૧ લોક. બે નેત્ર, બે કાન, નાકનાં બે છિદ્ર, મુખ, ગુદા, શિષ્ણનાં બે છિદ્ર ( એક મૂત્રનું તથા એક વીર્ય પતનનું, ) નાભી, બે તરફનાં બે પાંસળાં, મળી ૧૪ લોકને આત્માએ નાથી લીધા અથવા એમાં પોતે નથાઈ રહ્યો છે માટે આત્મરૂપે હૂંજ એ ૧૪ લોકનો નાથ છું.

કેડની નીચેનો ભાગ, વચલું ધડ, અને ડોકું, એ ત્રણ લોકોનો હું ચૈતન્ય છું તે નાથ છું. બે હાથના ચાર કકડા ( ઉપલા નીચલા, ) પગ બેના ચાર, અને બાકીનું ધડ વગેરે શરીર મળી નવખંડ પૃથ્વીનો હું ચૈતન્ય અધિપતિ છું.

આપણે છીએ તેવા આપણા બાપ, તેવા દાદા, પ્રદાદા, હતા. એજ રીતે કર્તાપુરૂષ પણ–મૂળ પુરૂષ પણ આપણા જેવાજ છે એમ સૂક્ષ્મ વિચારથી જોવું.

પાતાળરૂપ જળ–પગ છે તે ઉપર પૃથ્વી–કેડ છે. તે ઉપર નાભી–પવન છે. તે ઉપર નેત્ર–અગ્નિ, તે ઉપર બ્રહ્માંડ–આકાશ છે. એ સર્વનો સાક્ષી સર્વથી નોખો હું છું. તે સર્વથી અલિપ્ત છું. પિંડે સોઇ બ્રહ્માંડે.

**સકામી કામ લુબ્ધાશ્ચ નિષ્કામી મોક્ષ લોભિનઃ ॥**
**ભગવાન ભાવ લુબ્ધાશ્ચ નિર્લોભી અતિ દુર્લભઃ ॥**

**સંકલ્પોનું વારંવાર સ્ફુર્યા કરવું, એજ અંતઃકરણની મલીનતા છે અને તે સંકલ્પથી શાંત થવું—નિઃસંકલ્પ થવું, એજ નિર્મળતા છે. એવા નિરમળ થવાથી તે સ્થિતીમાં સ્વરૂપનું ભાન થવાનો સંભવ છે.**

---

માયા સાચી છે એવું પણ અધિકારી પરત્વે કહેવામાં આવે છે. જુવો કે, જ્ઞાની શિવ, બ્રહ્મા, વિષ્ણુ, વસિષ્ટ, વગેરેના પેહેલાંની એજ માયાનું નામ સત્યા—સાચી છે, તોજ રહે છે. ઉમામહેશ્વર, લક્ષ્મીનારાયણ, રાધાકૃષ્ણ, સીતારામ, એ રીતે મોટાની પણ પેહેલાં એ માયા શક્તિનુંજ સ્મર્ણ થાય છે. કોઇ એમ નથી બોલતા કે, નારાયણ લક્ષ્મી, મહેશ્વર ઉમા, વગેરે. કેમકે એ માયાનો પ્રદેશ પ્રથમ વટાવવો—ઓળંગવો—કાપવો પડે છે. પછી માયા પતિનાં પરમ ધામની હદમાં પ્રવેશ થાય છે.

આપણાથી કાંઈ થતું નથી—કરતા નથી. બોલીએ, ચાલીએ, ખાઇએ, ખવાડીએ, ભણીએ, ભણાવીએ, કમાઇએ, રમીએ, ભમીએ, અનેક પ્રકારના સંકલ્પો કરીએ, એ સર્વ પ્રારબ્ધથી થાય છે. સંકલ્પ ઉઠે છે તે પણ પ્રારબ્ધ કર્મથીજ ઉઠે છે.

પીતળના ઘડામાં દુધ હોય અગર સુવર્ણ, ચાંદીના ત્રાંબાનાં કે મૃત્તિકાના ઘડામાં દુધ ભરેલું હોય તો, તે ઘડા શાના છે તે આપણે જોવાનું નથી. દુધ માત્ર સાથે કામ છે તો તે ખુશીથી લઇશુંજ. તેમ, બ્રાહ્મણ ક્ષત્રી, વૈશાદિ શરીર રૂપ ઘડામાં અથવા વિદ્વાન પંડિત શાસ્ત્રીમાં, સંસ્કૃત ભણેલામાં અગર વગર ભણેલામાં જે વ્યક્તિરુપ ઘડામાં જ્ઞાન હોય તે જ્ઞાન સાથે કામ છે, તે જ્ઞાન લેવાની જરુર છે. તે જ્ઞાન ખુશીથી લેવું.

બદ્રીપુરી શાકભાજી ભાતદાળ વગેરેનું પોટલું બાંધી માથે ભાર ઉપાડીને અશ્વિનીકુમાર જઇએ અથવા ભમતા ફરીએ, તો તે ભાર માથે ઉપાડી બોજો સહન કર્યા કરવારૂપ કલેશ છે. જ્યાં સુધી ભિન્ન દ્વૈત રાખ્યું છે ત્યાં સુધી કલેશ છેજ. પણ તે બધું જમી લઇને ચાલે—ફરેહરે મોજ કરતો રહે તો કશું દુઃખ નથી. કંઇ ભાર નથી—અને કશો ભય નથી. તેમ, ભણ્યા ગણ્યા સત્સંગ સેવ્યો અને વિદ્યા મેળવી તેથી વિદ્યાનાં જ્ઞાનરૂપ પોટલું લઈ, મોટા વિદ્વાન પંડિત બન્યાનું અભિમાન ધારણ કરી ફર્યા કરે તો તેના શિરપર એ કષ્ટપ્રદ બોજો લઇનેજ ફરે છે. પરંતુ તે જ્ઞાનને ગળે ઉતારે—યથાર્થ સમજી વિચારી મનન નિદિધ્યાસન કરી અનુભવ કરે એટલે અભેદ સાક્ષાત્કાર અનુભવ કરી લે (જમી લે) તો અભય પ્રાપ્ત થઇ પ્રસન્નતાથી મોજ કરતો રહી પ્રારબ્ધ શેષ સુધી ભવ પ્રવાસ એકી સ્વરૂપે રમે.

મૃગ તૃષ્ણાનાં જળ જોઈને સ્નાન પાન કરી લેવાના સંકલ્પ કરતો મલકાતો હુવો એક પ્રવાસી ચાલ્યો જાય છે. સામે આવતા એક સુજ્ઞ મહાશયે પુછ્યું કે, ભાઈ! શું મલકાવ છો? પ્રવાસી બોલ્યો કે, ત્રષા લાગી છે તેથી જળપાન કરીશું, સ્નાન કરીશું અને સંધ્યા કરી પરવારી લઈશું, એ વિચારથી ખુશી થતો ચાલું છું. તે સાંભળતાંજ તે સુજ્ઞે ડોકું ધુણાવ્યું. ત્યારે પુછ્યું કે, કેમ? સુજ્ઞ કહે કે, તમારી મુર્ખાઇ જોઇને. એ મૃગ ત્રષ્ણાનાં જળ છે, માત્ર કહેવા અને જોવાનેજ માટે, વાસ્તવે એ જળ કાંઇજ નથી. તે છતાં તેમાં સુખ ઇચ્છી ત્રપ્તિ મેળવવા સંકલ્પની જાળ ગુંથી રહ્યા છો તે જોઇને મેં ડોકું ધુણાવ્યું. એ ભાસે છે એટલુંજ, પણ છે કશું નહીં. પ્રવાસી કહે, શું બોલો છો?! પ્રત્યક્ષ દેખાય છેને? સુજ્ઞ કહે, ભ્રાંતિ છે. જાવ, ન માનો તો ખાત્રી થશે, દોડયા જાવ. પ્રવાસી દૂરથી દૂર ચાલ્યોજ જાય છે. તે સાચાં જળ જેવું દેખાયાજ કરે છે પણ કશું નથી. પાછો ફરી જુવે તો તેવીજ જમીન જે થોડી મુકતો આવ્યો તે પણ જળ દીઠું. વિચારે છે કે, આ કેવું આશ્ચર્ય છે. એ તો પાછળ મુકતા ચાલી આવ્યા પણ તે કાંઈ નથી, છતાં આગળ દેખાય છે તેવું જળ ભાસી રહ્યું છે; તો આગળ ગમે તેટલા દોડી મરશું અને થાકીશું તે નકામો શ્રમજ છે એ તો મિથ્યા છે, એમ વિચારથી ધ્યાનમાં આવ્યું.

તેમ,– એજ પ્રમાણે વગર વિચારે જગત આવુંને આવુંજ દેખાય છે. ક્ષાર જમીન સાથે સૂર્યનાં કીરણનો યોગ થવાથી સાચાં જળ પ્રતીત થયાં તેવી રીતે માયાના ત્રણ ગુણ સાથે ચેતન સત્તાના યોગે જગત સાચું હોય તેવું દેખાયા કરે છે. એમાં સ્ત્રી પુત્ર ધન ઘર ધામ વગેરે મેળવી સુખી થશું, એવી તૃપ્તરૂપ સુખની ઇચ્છા વ્યર્થજ છે–ખરી મૂર્ખાઇ છે. પાછળ જળ દેખાયા કરતું સાચું જાણી તે મુકીને આવ્યા પણ તે મળ્યું નહીં, તેજ રીતે આપણા બાપ ગયા, દાદા ગયા, પ્રદાદા ગયા વગેરે કાંઇ નથી. તે પ્રમાણે આગળ આપણે જશું, પુત્રો જશે, પૌત્રો જશે, વગેરે, પણ વાસ્તવે કાંઇ નથી. એવી મિથ્યા ભ્રાંતિથી કામના લોભી થવું, એથી વડી મૂર્ખાઇ બીજી નથી.

दैवी ह्येषा गुणमयी मममाया दुरत्यया ॥ જે કામી–લોભી–સંસારી લોક છે તે એટલો અરધોજ શ્લોક બોલી આડું આડું ધરી કહ્યા કરે છે. એટલે એ દેવી ત્રિગુણમયી મારી માયા તરવી બહુ કઠણ છે એમ પ્રભુજ કહે છે. શું કરીએ ભાઇ, પણ પાછલું અર્ધ બોલતો નથી, કે मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥ એટલે હું એવું ભિન્ન કાંઇ છેજ નહીં, પરમાત્માજ આ જગતરૂપે પ્રતીત થઇ રહ્યા છે, તે જગતમાં હું પણ આવ્યો. દરેક વ્યક્તિમાં હું હું રૂપે તે પ્રભુજ છે તો મારામાં પણ હુંરૂપે તે શ્રીહરિજ છે. અર્થાત્ હું બ્રહ્મરૂપ છું, એમ જાણીને જેઓ મારે શર્ણ થાય છે તેઓ એ માયાને તરી જાય છે.

પ્રશ્ન–શ્રી કૃષ્ણે એ રીતે કહ્યું. ત્યાં અર્જુન તો તેમની સમીપમાં શરણે હતાજ, પણ આપણે–હમે તે કૃષ્ણને શરણે શી રીતે જઇએ ?

ઉત્તર–अहमात्मा गुडाकेश હે નિદ્રા જીતનાર અર્જુન ! દરેક પ્રાણીમાં હુંજ આત્મા રૂપે રહેલો છું. सर्वस्यचाहं हृदि सन्नि विष्टो સર્વના હૃદયમાં હું રહેલો છું. એ રીતે તેજ શ્રીકૃષ્ણે કહ્યું છે તો મિથ્યા ભિન્ન અહંમમત્વ છોડીને પોતાનું સત્ય સ્વરૂપ જાણી ब्रह्मैवाहम् દ્રઢ નિશ્ચયથી જે જ્ઞાની રહે છે, તેજ મારે શર્ણ થયો છે. તે પ્રત્યેકનો પ્રત્યગાત્મા છે તેજ સચ્ચિદાનંદ કૃષ્ણ પરમાત્મા છે.

તેલ રૂપ સ્નેહ કાયમ હોય ત્યાં સુધી બત્તી બળ્યા કરે છે. તે તેલ ખપી ગયેથી બત્તી બુઝાઇ જઇ દીપ પોતાનાં વ્યાપક અગ્નિ સ્વરૂપમાં સમત્વને પામી જાય છે તેથી તેને લોક કહે છે કે, દીવો ઘેર ગયો. તેમ, કર્મ–અવિદ્યા–વાસના રૂપ સ્નેહ (તેલ) કાયમ હશે ત્યાં સુધી, ગુણ એટલે દોરી–દિવેટ બત્તીરૂપ શરીર ઉભું રહેશે; તે ગુણ (બત્તી) સાથે સ્નેહ (તેલ) રહેશે ત્યાં સુધી જન્મ મર્ણ થયા કરશે. પરંતુ ગુણ સાથેનો સ્નેહ છુટશે એટલે કર્મ–વાસના ક્ષય થઇ જશે કે સમબ્રહ્મરૂપે થશે.

જે કર્મ કરવું તે ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરવું, તો તેથી તેનું નાશવંત ફળ નહીં મળે, પણ ચિત્ત શુદ્ધિ રૂપ ફળ થાય છે; અથવા એમ કહેવું અને માનવું કે હું કર્તા નથી, પણ ઇશ્વરજ કર્તા ભોકતા છે, તો તેથી તે કર્મનો સ્પર્શ નહીં થવાથી તે

સંબંધી કોઈ પણ પ્રતિબંધ નડશે નહીં. हरिर्दाता हरिर्भोक्ता हरिरन्नं प्रजापतिः ॥ हरिर्विप्र शरीरस्तु भुंक्ते भोजयिते हरिः ॥ एवंज्ञात्वा तया भुंक्ते अन्नदोषो नविद्यते ॥

પ્રશ્ન.– કર્મ કરીને ઇશ્વરને અપણ તો કરીએ, પણ ઇશ્વર તે ગ્રહણ નહીં કરે તો, પછી તે આપણીજ પાસે રહેશે. અને તેમ થાયતો તે ભોગવવાને જન્મ મરણતો કાયમ રહ્યું. એ ઇશ્વિર અંતર્યામિ રૂપે નિર્લેપ અકર્તા અભોક્તા છે, એટલે સાક્ષી દ્રષ્ટા આત્મા રૂપ ઇશ્વર કાંઇ કરતો નથી, ત્યારે કર્મનાં ફળ ભોગની નિવૃત્તિ શાથી થાય? ઉત્તર–તત્વ જ્ઞાનથી. હું અસંગ સચ્ચિદાનંદ બ્રહ્મરૂપછું, એવાં જ્ઞાનથી થાયછે. ज्ञानाग्निः सर्व कर्माणि भस्मसात् कुरुते.

*સકામ કર્મથી વારંવાર જન્મ મર્ણ અને નિષ્કામ કર્મ કરવાથી ચિત્ત શુધ્ધ થઇને જ્ઞાન થાય છે, તે જ્ઞાનથી મોક્ષ થાય છે. તેને માટે અનુભવસિધ્ધ અભેદ બ્રહ્માત્મૈકય જ્ઞાન થવું જોઇએ. शास्त्रजन्यं ज्ञानं अनुभव सिद्धं विज्ञानं.

---

* દીતિ અને અદીતિ બેહુ કસ્યપની સ્ત્રી હતી. તેમાં દૈત્યોની માતા દીતિએ મુનિ કસ્યપની ખૂબ સેવા કરી પ્રસન્ન કર્યા. તેથી કસ્યપે વર માગવાનું કહેવાથી માગ્યું કે, ઇંદ્ર મરે એવો પુત્ર થાય, એવું વરદાન આપો. મુનિએ વિચાર્યું કે, માસી થઇને શું માગે છે? પણ બોલી ચુકયા એટલે શું કરે. કહ્યું કે બાર માસ વ્રત રાખશે તો થશે. તે એવું કે, જુઠું ન બોલવું, દીવસે અને સંધ્યા કાળે સુવું નહીં, પગ ધોયા વગર સુઇ ન જવું, વગેરે. દીતિ તે પ્રમાણે વ્રત પાળે છે. તે વાત ઇંદ્રના જાણવામાં આવી, તેથી તે બીજું રૂપ ધરી ચાકર થઇને રહ્યો. રીતસર સેવા કરે છે. એક વખત દીતિ સાંજ વખતે ઊંઘી ગઇ. તે પણ પગ ધોયા શિવાય ઊંઘી ગઇ. તે ચુકભુલની તક મળવાથી ઇંદ્રે તેના પેટમાં પ્રવેશ કરી ગર્ભના સાત કટકા કરીને તે દરેક (સાત)ના સાત સાત કટકા કીધા. તે ૭ × ૭ = ૪૯ વાયુ થયા. તેથી ઇંદ્રને મરાયો નહીં. તેથી સકામ કર્મમાં અનેક કલેશ સહન કરવા પડે છે. તે સાથે ભુલચુક થાય તો કંઇને બદલે કંઈ થઇ જાય છે ત્યારે દુઃખી થવું પડે છે, અને ધારેલું ન થવાથી શ્રમ તથા ખર્ચ કીધો હોય તો તે નિષ્ફળ જાય છે. પગાર આપીને નોકર રાખ્યો હોય તેનાથી દીવો સળગાવતાં હાંડી ભાંગી જાય, તો તેના પર ક્રોધ કરાય છે, પગારમાંથી તે હાંડી વગેરે જે હોય તેની કીંમત કાપી લેવાય છે; પણ વગર પગારે ખુસીથી નોકરી કરતો હોય તો આપણે એમ કહીશું કે ફીકર નહીં, ચિંતા નહીં, ગભરાતો નહીં.

નાશકમાં એક બ્રાહ્મણને પુત્ર થયો. તે બ્રાહ્મણે તપ કરીને વિષ્ણુને પ્રસન્ન કરેલા તેનાં વરદાનથી તે પુત્ર તો થયો પણ અંધ. એવો તે જન્મથી આંધળો જન્મેલો ખરો, પણ ઉત્તમ સંસ્કારથી સત્પુરૂષોનો સમાગમ થતો રહ્યો તે સાથે મનન અને વિચારથી બ્રહ્મનિષ્ઠ થયો. તે પુત્રે એક દીવસ પિતાને પુછ્યું કે, હે તાત! હું જન્મથી આંધળો કેમ? બાપે કહ્યું કે, તેં કોઇનાં રત્ન ચોર્યાં હશે, તેથી તું આંધળો છે. પુત્ર બોલ્યો કે, જેના પ્રકાશ વડે સૂર્ય, ચંદ્ર, અગ્નિ, તારા અને સર્વ પ્રકાશે છે. તે પ્રકાશક તત્વને જે નથી જાણતું તેનેજ શાસ્ત્રો ઉપનિષદો, સત્પુરૂષો, અને શ્રી ભગવાન પણ આંધળો કહે છે. પિતાજી! મને ક્ષમા કરશો, તેઓના ડિંડિમથી કહેવા પ્રમાણે ખરા અંધ તમે છો; તમે જન્મ વૃથા ગુમાવ્યો. શ્રોતવ્ય તે એકજ પરમ તત્વને સાંભળ્યું નહીં, જ્ઞાતવ્ય તે સદ્દવસ્તુને જાણી એટલે આત્મ રૂપે અનુભવી નહીં અથવા પ્રાપ્તવ્ય તે અભેદ જ્ઞાન પ્રાપ્ત કીધું નહી. હું અંધ નથી. મારાં નાશવંત તુચ્છ ભૌતિક સ્થૂળ શરીરને શું જોઇ રહ્યા છો, એતો એનું જેવું પ્રારબ્ધ હશે તેવું હશે, તેમાં મને કંઇ સ્પર્શ નથી-સંબંધ નથી. હું તો સાક્ષી દ્રષ્ટા છું. नर्कात् त्रायतीतिपुत्रः નર્કથી રક્ષણ કરે તે પુત્ર કહેવાય. તમારો હું પુત્ર છું, એમ કહેવાય અને મનાય છે, તો મારે મારી ફરજ-મારો પુત્ર ધર્મ બજાવવો-પાળવોજ જોઇએ, તેથી તમને એ ઉપદેશ રૂપ કહેવું સંભવે છે. આ મેં મારી ફરજ બજાવી છે. માટે હે પિતાજી! તમે તે સદ્દવસ્તુ આત્મ તત્વને જાણો. જ્ઞાન ચક્ષુ બંધ છે તેને, તે નેત્ર પરથી અજ્ઞાનાવર્ણરૂપ પડળ ખસેડી નાખી તે, ખોલીને જુવો. સર્વત્ર સર્વરૂપ જ્ઞાનરૂપે તમે પોતે સદ્દગુરૂ પરમાત્માજ પૂર્ણ સિદ્ધ છે. नेहनानास्ति किंचन ॥ આ દ્રસ્ય અનેક નાનારૂપે ભાસતું કાંઇજ નથી. તમેજ સચ્ચિદાનંદઘન એક પૂર્ણ છો. ભ્રાંતિથી મિથ્યા ક્લેશમાં શા માટે વહ્યા જાવ છો. હું બ્રહ્મરૂપછું, એમ જાણો તો મુક્તજ છો. જેમ, ગંગા ગોદાવરી મોક્ષ આપનારી પાસેજ છે, એમ સાંભળ્યા છતા અને જાણ્યા છતાં લોક તેને છોડીને બીજા અનેક તીર્થો ઉપર જઇ ભમતા ફરેછે, પણ પાસે છે તે જાણતા નથી, તેમ તે મોક્ષરૂપ આત્મા તમે પોતે છતાં જડને બાઝી રહી કલેશ સહોછો તે હવે વિચાર કરી તેમ ન કરતાં, હું દેહાદિ દ્રશ્ય નથી પણ બધાંનો સાક્ષી જ્ઞાન સ્વરૂપ છું એમ જાણો, તો મુક્તજ છો. એવા જ્ઞાનચક્ષુ સંપન્ન થઇ તમે યથાર્થ જોનારા થાવ, એજ મારી નમ્રભાવે પ્રાર્થના છે.

જ્ઞાનની વાતમાં જેને રસ લાગે-આનંદ રૂચિ-પ્રેમ) લાગે, તેને પણ જ્ઞાની જાણવો. જેમ, સઉથી સારો સંગીત કુશળ ગવૈઓ હોય તેનાં ગાયનની ખુબીને જાણનાર સભામાં કોઇકજ હોય છે તો તેનેજ

ખરો રસ પડેછે—તેનેજ ખરો પ્રેમ પ્રકટે છે. બીજા બધાને રસ સ્વાદ જણાતો નથી. અને તાયફો નરઘાં સારંગી બજાવે છે તેમાં બધા લોક વાહવાહ કરી ખુશ થાય છે, પણ તેને વિશે પેલો શ્રેષ્ટ ગવૈઆનાં ગાયનની ખુબી જાણનાર એમ કહેછે કે, મારે ત્યાં એક ગાય છે તેની વાછરડી આઆઆઆ કરીને એમજ બરાડે છે. મતલબ કે પૂર્વ સંસ્કારથી જ્ઞાનની વાત પ્રીય લાગવાથી જેને તેમાં રસ પડે છે તે પણ જ્ઞાની જાણવો.

જ્ઞાનીઓ સર્વનો અનુભવ એકજ હોય છે. આનંદમાં ન્યૂનાધિકતા હોયછે. વધારે ઉપાધિવાળાને તેટલો આનંદ ઓછો હોય છે. જેટલી ઉપાધિ ઓછી તેટલો આનંદ વધારે; પણ અનુભવતો તે સર્વનો એક સરખોજ. માત્ર સ્થિતીમાં ફેર હોયછે. વધારે વ્યવહાર ભોગવનારાની સ્થતી કાચી, પણ તે કાચા છતાં અનુભવ એકજછે.

પ્રશ્ન—કાચી સ્થિતીવાળો જ્ઞાની વધારે વ્યવહાર હોવાથી ભ્રષ્ટ થવાનો સંભવ છે. તેથી તે કદિ ભ્રષ્ટ થાય તો તેને જન્મ મરણ રૂપ પુનરાવૃત્તિ થાય કે નહીં?

ઉત્તર—વધારે વ્યવહારથી ભ્રષ્ટ થાય તો પણ, જો તે જ્ઞાની હોય તો, નહીં થાય. કાચી સ્થિતી વાળો અગર પરિપકવ સ્થિતી: વાળો જ્ઞાની હોય તો, નહીં થાય. કાચી સ્થિતીવાળો અગર પરિપકવ સ્થિતીવાળો જ્ઞાની હોય તેને જગતતો કાંઇને કાંઇ પણ કહેશેજ. જેમ, મહાભારતમાં યુદ્ધ પ્રસંગ સાંભળીને શુરવિરને સુર ચઢે છે, અને અભિમન્યુને માર્યાની વાત સાંભળી બાળક રડે છે. તેમ, જે જ્ઞાની હશે તેતો જ્ઞાનની વાતથીજ રાજી થશે, તેમાંજ તેને રસ—સ્વાદ લાગશે. જેમ રામાયણની કથા ચાલતી હતી તેમાં આવ્યું કે, રાવણ આવ્યો અને તે સીતા માતાને ઉપાડી ચાલ્યો. તે સાંભળી એક સાચો શુરવિર ઉઠયો, અને કયાં છે રાવણ, એમ કહીને તરવાર લઇ દોડે છે. તેને કોઇએ કહ્યું કે આ તરફ લંકામાં ગયો. તેવો તરત દોડતો દરીઆમાં ચાલી જઇ તેમાં ડુબી મુવો. તેવુંજ જ્ઞાની વિશે જાણવું. ખરો સંસ્કારી પુરૂષાર્થી વીર જ્ઞાની હશે તેતો જ્ઞાનની વાત સાંભળી વિવેક વૈરાગ્યરૂપ તરવાર પકડી વેગથી મનન વિચાર

અભ્યાસરૂપ માર્ગે દોડતો જઇ બ્રહ્માત્મૈક્યના અનુભવ રૂપ બ્રહ્મ સમુદ્રમાં વહ્યો જઇ અભેદરૂપે થઇ રહેશે.

સારંગરામમાં વિષ્ણુ બુદ્ધ કરે છે, તે પાષાણુ કંઇ વિષ્ણુ બનતે નથી, પણ તેવી ઉચ્ચ ભાવનાપૂર્વક તેમાં વૃત્તિ ઠરાવતાં ઠરાવતાં ચિત્ત સ્થિર થાય છે. તેમ, જ્ઞાનની વાતમાં પ્રેમ લાગે તો તે યોગ્ય સાધન કરતાં, કરતાં જ્ઞાની થઇ શકે છે.

ખૂબ મદ્ય પીધો હોય તને દુનીઆનું ભાન નથી રહેતું. નિયમથી (થોડો) પીનાર છે તેને કેફ તો ચઢેલી છે, તે તેના રંગ–ખુમારીમાં છે પણ વાતચીત કામકાજ કરવારૂપ વ્યવહાર કરતો જણાય છે, પરંતુ રંગ ત્યાં છે. દારૂ તો બેહુએ પીધો છે, પણ એક જણુ વ્યવહાર કરેછે, અને બીજો નથી કરતો. ત્રીજાએ અલ્પ દારૂ પીધો છે, તેણે પણ દારૂ તો પીધો છે, પણ વ્યવહાર વધારે કરે છે. તેને સુરખી–લેહેર માત્ર રહે છે. એ બે જણા તો દારૂનો સ્વાદ કહેશે, પણ જેણે ખૂબ પીધો છે અને તેથી જેને જગતનું ભાન નથી, તે સ્વાદ શું કહેવાનો છે? કહી શકે તેવી સ્થિતીમાં નથી. તેમજ જેણે દારૂ સમુળગો પી જાણ્યોજ નથી તે પણ કહી શકવાનો નથી કે દારૂનો સ્વાદ આવો છે. પેલા વચલા બે કહી શકશે. તેમ, ઉપલી ભૂમિકાને જાણે છે અને નીચલીને પણ જે જાણે છે તેજ ઉપદેશ કરવાના કામના છે–કરી શકશે. સમાધિનિષ્ટ ઉચ્ચ ભૂમિકા પદારૂઢ તથા અજ્ઞાની, એ બેતો કાંઇ કહી કે કરી શકવાના નથી. જેમ, મુખમાં લાડુ ઘાલ્યો છે તેને પુછીએ કે, ભાઇ? લાડુનો સ્વાદ કેવો છે? તો તેનાથી કહી શકશે નહીં. તે લાડુ ખાઇ જાય અગર પાછો બહાર કાઢી નાખે તો કહી શકે. અને જેણે સમુળગો લાડુ ચાખ્યોજ નથી ત પણ કહી શકવાનો નથી.

પ્રારબ્ધ બે પ્રકારનાં છે. ભોગ પ્રારબ્ધ, અને યોગ પ્રારબ્ધ. ભોગ પ્રારબ્ધમાં યોગ પ્રારબ્ધ રહેલું છે, અને યોગ પ્રારબ્ધમાં ભોગ પ્રારબ્ધ રહેલું છે. ભગવાન કૃષ્ણ ભોગ પ્રધાન પ્રારબ્ધવાળા હતા તેમાં ગૌણ પક્ષે યોગ પ્રારબ્ધ હતું. અને રામચંદ્ર, જનક, શુકદેવ વગેરે યોગ પ્રારબ્ધ પ્રધાન હતા, તેમાં ગૌણપણે ભોગ પ્રારબ્ધ હતું. (યોગ કરતાં ભોગ ભાગ થોડા આવ્યો.)

વ્યવહારમાં ભલે જ્ઞાનીનો અવિવેક હોય, પણ જ્ઞાનમાં તો વિવેક રહે છે. શુકદેવ આવ્યા ત્યારે પાણીમાં [illegible]

નાખતાં હતાં તેઓ સાથે હસતા રમતા આવ્યા તેવા તરત વ્યાસ વસિષ્ટ પરાશર વગેરે મુનીઓએ ઉભા થઇ સત્કાર કરીને બેસાડ્યા. તે જોઈ છોકરાંઓ ન્હાસી ગયાં. તે વખતે રાજા પરીક્ષિતે વ્યાસ વગેરે પ્રત્યે પ્રશ્ન કીધો કે, મહારાજ! આપ તો એ શુકદેવજીના વૃદ્ધ વડીલો છતાં ઉત્થાનરૂપ સત્કાર શામાટે કીધો? ત્યારે ઉત્તર આપ્યો કે, ભાઇ! હમારે વિશે ભોગ વાસના વધારે છે અને એ છોકરા શુકમાં ભોગની વાસના ઓછી—ઘણી થોડી છે માટેજ એ સત્કારને પાત્ર છે.

કોઇને સહજ સિદ્ધ જ્ઞાન થાય છે, અને કેટલાકને સાધન સિધ્ધ જ્ઞાન થાય છે. જેને સહજ સિધ્ધ જ્ઞાન થાય છે તેને કદાપિ વૈરાગ્ય નથી પણ હોતો, માત્ર જ્ઞાન થાય છે; અને જેને ચતુષ્ટય સાધનથી જ્ઞાન થાય છે તેને વૈરાગ્ય હોય છે. કેટલાક જ્ઞાન કહે છે પણ તે જાતે તેવા વિવેક વૈરાગ્યાદિ સંપન્ન નથી હોતા, તો ભલે, તેમાં આપણે શું! મેહેતાજી હિસાબ ભણાવે છે તે પોતાને ઘેર હિસાબ ભણતો નથી, પણ જે ભણનાર છે તેણે કંઇ તે જોવાનું નથી; તેણે તો તે સદ્‌ગુણ, વિવેક, જ્ઞાન, જે હોય તેજ તે મહેતાજીમાંથી ગ્રહણ કરી લેવાનું છે. ગુણ ગ્રાહકે દોષ શોધવાની કે દોષ તરફ નજર કરવાની જરૂર નથી.

અનાગ્રહ, એ જ્ઞાનનું ફળ છે; અને સમજવું—ખુશ રહેવું, એ વેદાંતનું સર્વનું એક સિદ્ધાંત છે.

પ્રશ્ન—જ્ઞાનીઓ સર્વનું લક્ષણ એકજ હોય છે કે જુદાં જુદાં હોયછે?

ઉત્તર—પારમાર્થિક લક્ષણ એકજ હોય છે, પણ વ્યવહાર ભિન્ન ભિન્ન હોય છે. જેમ, શહેરમાં ધનાઢ્ય શાહુકાર ઘણા છે, પણ કોઇનાં ઘરમાં કંઇ વ્યવહાર ચાલી રહેલો હોય તો કોઇના ઘરમાં તેનાથી વિલક્ષણ—જુદોજ ચાલતો હોય, તેથી કંઇ તે દરિદ્રી નથી, છે તો ધનવાનજ.

કોઇ મોટા શાહુકારની પેઢી ચાલેછે. ત્યાં હિસાબ થાય છે તેને કેટલાક સમજે છે, અને બીજા જે નથી સમજતા તેઓ કંઇ જાણતા નથી કે હિસાબ શી રીતે અને કેવા થાયછે. એ નહીં સમજનારા અને સમજનારા બેહુ પક્ષના માણસોથી તે પેઢીના અધિપતિ શેઠને તે, સમજવું અને નહીં સમજવું, એ બેમાંનુ

કશું નથી. તેમ, વેદાંત જ્ઞાનને જે બીલકુલ સમજતા નથી તે બધા કરતાં (હિસાબ સમજનારાની માફક) વેદાંત જ્ઞાન કથ્યા કરતો હોય—જાણુતો હોય છે તે સારો છે. અને તે બેહુ કરતાં, જે સમજી જાણીને બ્રહ્મરૂપ થઇ રહ્યો છે તથા જેની અભિન્નાદ્વૈત દ્રષ્ટિ થઇ રહી છે, તે શ્રેષ્ઠ છે. હિસાબ સમજનારો કોઇ દહાડો શેઠ થઇ શકવા સંભવ છે, તેમ, વેદાંત—જ્ઞાન કહ્યા કરનારો અથવા પોતે જ્ઞાની હોવાનું અભિમાન રાખનારો પણ કોઈ દિવસ યથાર્થ અનુભવી થઇ નિરભિમાન બ્રહ્મરૂપ થઇ જવાનો સંભવ છે. માટે અજ્ઞાની મૂઢ મનુષ્યો કરતાં કથનારો અથવા "જ્ઞાની છું" એવું અભિમાન રાખનારો શ્રેષ્ઠ—સારો છે. એવા પાસેથી સત્સુખેચ્છક સત્ય શોધકે માત્ર ગુણ ગ્રહણ કરી લેવો, તેના દોષ તરફ નજર કરવી નહીં.*

*એક રજપુત ગુરૂભક્ત હતો, તે વૃદ્ધ થઇ જવાથી શરીરે અશક્ત થયો હતો. એકવાર તેનાં ખેતરમા ચાર લોક પેઠા, એવી બુમ સાભળતાજ તેનામાં શૂર આવ્યું. પાસે તરવાર પડેલી હતી તે લઈ દોડયો. શૌર્ય આવવાથી શરીર પણ ફુલી ગયું હોય તેવો બની બળવાન થઇ ગયો અને દોડયો. તેનો એજ નિશ્ચય હતો કે જે આવે તે બધાને મારી નાખવા. ખેતરમાં બધે ઘુમ્યા કરે છે, ત્યાં કોઇ મળ્યું નહીં, તેમ કોઇ તેની પાસે જઇ પણ શકતું નથી. આવું જોઈ કોઇએ યુક્તિ બતાવી કે, દૂર ઉભા રહી બુમ પાડો કે દિક્ષિતજી [તે રજપુતના ગુરૂ] ગુજરી ગયા. તે પ્રમાણે એક જણે દૂરથી બુમ પાડી કહ્યું. તે સાંભળતાંજ "હેં! દિક્ષીતજી ગુરૂ મરી ગયા!" એમ બોલી તરવાર નાખી દઈ પડયો, તે સાથેજ શૌર્ય જે વ્યાપેલું તે બધું શાંત થઇ ગયું. તાત્પર્ય કે, શૌર્યના સંસ્કાર હતા તો તે નિકળી આવ્યા; અને ભક્ત હતો તેથી ગુરુભક્તિના સંસ્કાર પણ [તેવી સાધન સામગ્રી રૂપ બુમ સાંભળતાંજ] સ્ફુરી આવ્યા. એ રીતે જ્ઞાનીના વ્યવહાર ભિન્ન ભિન્ન હોય છે તેથી પ્રારબ્ધ યોગે વ્યવહાર કરતો દેખાય છે. અને તે જ્ઞાની છે તેથી જ્યારે વ્યવહાર નથી કરતો ત્યારે જ્ઞાન ચર્ચા, ધ્યાન, ભજન સત્સંગ, વગેરે કરે છે. નાદાન બાળક છે તે 'બાપા—બાપા" કરે છે અને પાછળથી મુકી મારે છે કે ચોટલી તાણે છે, તે માત્ર "બાપા" બોલી જાણે છે, પણ બાપા શબ્દનો શું અર્થ તથા કોને કહું છું, તે સમજતો નથી; પણ મોટો થશે એટલે સ્ત્રી પુત્રાદિ થયેથી બરાબર સમજશે કે બાપા શબ્દનો આવી રીતે અર્થ છે તથા પુત્રનો પિતા પ્રત્યે અમુક આવો ધર્મ છે. તેમ જ્ઞાન—વેદાંત કથ્યા કરનાર બાળક પણ પરિપકવ થતો જશે તેમ તેમ જે બોલે કથે છે તેનું રહસ્ય સમજશે. યથાર્થ સમજાયા પછી શાંત માન સ્વીકારશે.

પ્રશ્ન—તમને મરતાં આવડે છે ? આ પ્રશ્નનો ઉત્તર આપવા એક સુજ્ઞને પુછતાં તેણે એક મહાત્મા પાસે જઇ ખુલાસો માગ્યો ત્યાં ઉત્તર આપ્યો કે, ભાઇ ! મરતી વખતે સર્વ વિષયની વાસના દૂર થઈ જાય છે, જન્મ વખતે હતો તેવો નિર્વાસનિક ચિદાકાશરૂપ બની રહે છે, તેને મરતાં આવડે છે. યુધિષ્ઠિરે ૩૬ વર્ષ રાજ કીધું. આરસીમાં જોયું તો બાલ ધ્લેત જોયા. વિચાર્યું કે, બધું કરી લીધું, હવે પારમાર્થિક કર્તવ્ય માટે નિકળવુંજ જોઇએ. તેથી સર્વ છોડી તપ કરી મુક્ત થવાને અથવા મરવાનેજ માટે જાય છે. મૃત્યુ તેની સામું નથી આવતું, પણ તે મૃત્યુની સામા જાય છે. કોઇના રૂ. ૧૦૦) લીધા, તે પાછા નહીં આપવાની બદદાનતથી મુખ છુપાવ્યા કરો, તો ફરીઆદ થઇ, વારંટથી પકડાઇને આપો છો. તેમ, પરમાત્મા શાહુકાર છે તેને વખતસર અહંભાવ આપી દેવા તૈયાર રહીએ તો, શાહુકાર જેમ બીજા રૂ. ૧૦૦૦) આપતાં વાર નથી લગાડતો તેમ, પ્રભુ પણ આશ્રય આપી છેવટ સ્વપદ આપવા કૃપાળુ થાય છે. એવા પરોપકારી જ્ઞાનીને મરતાં આવડે છે. પોતાનો સ્વાર્થ છોડીને બીજાનો સ્વાર્થ સિદ્ધ કરી આપે છે તે સત્પુરૂષ, તથા પોતાનો સ્વાર્થ કરીને બીજાનો કરે છે તે સામાન્ય, પણ પોતાના સ્વાર્થ માટે .બીજાનું બગાડે છે તે માનુષ રાક્ષસ છે. અને પોતાને લાભ નહિં છતાં જે બીજાનું બગાડે છે તેને શું ઉપમા દેવી તે ખબર નથી.

परद्रव्येषुयेत्वंधाः परस्त्रीषुनपुंसकाः।। परापवादेयेमूकाः तेषां गंगा पदेपदे।।

પારકાં દ્રવ્યમાં જે આંધળા છે, પરસ્ત્રીમાં જે નપુંસક છે, પર નિંદામાં જે મુગા છે તેને પગલે પગલે ગંગા છે. હમારૂ દ્રવ્ય જે સ્વાત્મ તત્વરૂપ ધન છે તે હમને જણાતું નથી. જો પોતાનું તે ધન જણાય તો સઘળું દારિદ્રજ ચાલ્યું જાય; પણ પર એટલે માયા, તે પર દ્રવ્ય (માયાનાં દ્રવ્યનાં) તેજથી અંધત્વ પ્રાપ્ત થાય છે. તુકારામ કહે કે, એવા પરસ્રીમાં નપુંસક છે તેને રાખ ચોળવાની જરૂર નથી, તે શિવરૂપ સાધુ સન્યાસીજ છે. જેણે આત્માનુભવ માટે માર્ગ શુદ્ધ કીધો છે એવા તેને માથે જટા હોઇ તો શું, અને ન હોઇ તો શું ? !

એક મોટો ભુજંગ બાજીગરે કંડીઆમાં ઘાલ્યો તેનું ઢાકણુ જરા ઉચું રહેલું. એક દીવસ તેને ખાવાનું આપ્યું નહીં અને કંડીઓ ખુણે મુકેલો. ઉંદરે તે કંડીઓ કરડયો તેજ જગ્યાએ સર્પનું મુખ હતું, તેથી તેનાં મુખમાં તે ઉંદર ગયો તેથી ધરાયો અને માર્ગ થયો તેથી તેમાં રહી ચાલવા માડયું. તે ઉંદરે કરેલો માર્ગ બહાર જવાને કારણીભૂત થયો. તાત્પર્ય કે, દૈવજ વૃદ્ધિક્ષયમાં કારણીભૂત છે. જેમ રથનો ભાર અશ્વ ઉપર, તેમ, આપણો ભાર પરમાત્માપર નાખી દો. અહં મમત્વ રહિત થઇ આસક્તિ ઉપાડી લઇ અસંગ આત્મપદે સ્થિતી કરી સુખરૂપે રહો, આશય છે.

જંગલમાં એક સિંહને એક સૂકર મળ્યું, ત્યારે ગભરાઇને હિંમતથી સિંહ પાસે જઇ કહે છે કે, दश व्याघ्रजितापूर्वं सप्तसिंहात्र-योगजाः॥ મેં દસ વાઘ જીત્યા, સાત સિંહ અને ત્રણ હાથી પૂર્વે જીત્યા છે, અને આઠમા તમને આવતા જોઇ આવ્યો છું, સિંહ હસીને બોલ્યો કે, વાહ, ધન્ય છે. गच्छसूकरभद्रत्वं, ब्रूहिसिंह मया जितः॥ पंडिता एवजानंति सिंहसूकरयोर्बलं॥ હે સૂકર! તું સુખે ચાલ્યો જા, અને કહેજે કે મેં સિંહ જીત્યો છે. વિદ્વાનો તો સિંહ સુકરનું બળ જાણેજ છે. તેમ, દશ વાઘ તે પ્રાણ, પંચજ્ઞાનેંદ્રિ સહિત મન બુદ્ધિ મળી સાત સિંહ, અને સત્વ રજ તમ, એ ત્રણ હાથી જાણો. એ બધાં જીતવાને અસમર્થ એવો વિષયાસક્ત મનુષ્યરૂપ સૂકર, મહારાજા સર્વજ્ઞ સ્વરૂપે અડગ વૃત્તિવાળા સ્થિતપ્રજ્ઞરૂપ સિંહ આગળ પોતાની ખોટી બડાઇ–ડંફાસ હાંકે ત્યાં તે સંત હસીને શું કહેશે કે, વાહ, ધન્ય છે. સુજ્ઞ બુદ્ધિમાન પંડિતો તારા જેવા વિષયકીટને અને બ્રહ્માનંદામૃત ભોક્તા મહાત્માને લક્ષણાદિથી ઓળખેજ છે.

वित्तं चित्त भ्रमकरं जिज्ञासो मास्म संग्रही ॥ वित्तस्यतस्यवित् त्यागे ज्ञान मेवावशिष्यते॥ વિત્ત છે તે ચિત્તને ભ્રમાવનારૂં છે, માટે હે જિજ્ઞાસો! એનો સંગ્રહ નહીં કર. વિત્તમાંહેલા ત નો ત્યાગ કરવાથી વિત્ એટલે જ્ઞાનજ અવશેષ રહે છે. એટલે વિત્તનું દાન કરવાથી વિત્ એટલે જ્ઞાન (અતઃ શુદ્ધિદ્વારા) પ્રાપ્ત થાય છે.

प्रमदा मदिरा लक्ष्मी विज्ञेया त्रिविधा सुरा ॥ दृष्ट्वै वोन्मादकर्त्री स्यादुः पीत्वाच संचयात् तथा ॥ ત્રણ પ્રકારની કેફ–મદિરા એક સ્ત્રી

**દારૂ, અને લક્ષ્મી. સ્રીને તો જોતાંજ કેફ ચઢે છે, મદિરાને પીવાથી અને લક્ષ્મીનો સંચય કરવાથી કેફ-મદ ચઢે છે. માટે દ્રવ્યનો સદ્‌વ્યય કરવામાં એટલે પરોપકારમાં ઉપયોગ કરી કૃતાર્થતા પ્રાપ્ત કરવી. જ્ઞાનીનું ભૂષણ શું ? ક્ષમા *ज्ञानिनां भूषणं क्षमा ॥**

*ભોજરાજાની સભામાં ૧૪૦૦ પંડિતો હતા તેમાં મુખ્ય કાલિદાસ હતા. તે સમર્થ પંડિત હોવાથી તેના આગળ બધા નિસ્તેજ હતા. કોઇનું બળ ચાલતું નહીં. તેથી બધા મળી વિચાર્યું કે કોઇ યુક્તિ એવી કરવી કે કાળીદાસને ધારા નગરી બહાર કાઢી મુકે. એ વાતની ખબર કાલિદાસને પડી: તેથી એક દીવસ ગંગાસ્નાન કરી માછી પાસે મચ્છ ખરીદી શાલમાં વીંટી બગલમાં મારી જાય છે. તે એક જણે જોઈ તરત રાજાને ખબર આપી. રાજાએ બધી સભામાં ઠરાવ કીધો હતો કે જો તમે ૧૪૦૦ જૂઠા પડશો તો બધાને ગધેડે બેસાડી ગામ બહાર કાઢીશ. રાજાએ કાલિદાસને તેવાજ વેશે સભામાં બોલાવ્યા, અને પુછયું **कक्षेकिं** ? બગલમાં શું છે ? કાલિદાસ કહે **मम पुस्तकं** મારૂં પુસ્તક છે. રાજા કહે, પાણી કેમ ટપકે છે ? કાવ્ય સાર રસ ટપકેછે. ગંધ કેમ આવે છે ? રામ રાવણનાં યુદ્ધમાં બહુ નાશ થયલો તે રાક્ષસાદિનાં શબ લોહી વગેરે સડી જવાથી તેની ગંધ આવે છે. રાજા-જીવ છે તે શું ? કાલિદાસ-સંજીવન પુસ્તક લખ્યું તેથી જીવ છે. પુચ્છ દેખાય છે તે શું ? કાલિદાસ-તાળપત્ર. તરત રાજાભોજે હાથેવતી ખેંચી કાઢતાંજ બધાં તાળપત્રો નિકળી પડયાં, જે પુસ્તક રૂપેજ હતાં. નાહક સમર્થ અને પ્રીય પંડિતની આબરૂ લેવા બધા પંડિતોએ આગ્રહ કરેલો તેથી ઠરાવ પ્રમાણે ગધેડા ૧૪૦૦ મગાવ્યા. હુકમ કીધો કે સબકૂં નિકાલદો. પછી કાલિદાસે કહ્યું કે વૃક્ષપર હંસ બેસે છે તેમ કાગડા પણ આશ્રય લે છે. મારા ઉપર આપ પ્રસન્ન હો, તો એ બધાના અપરાધ ક્ષમા કરો. એ રીતે ક્ષમા રાખી બધાને બે આબરૂ થતા બચાવ્યા. એજ જ્ઞાનીનું ભૂષણ છે. તેથી કવિ કાલિદાસની કીર્તિ વધુ ફેલાઇ.

જયદેવસ્વામિ હતા. તેમને ત્યાં ૧૦૦ મહાત્મા સંત આવી ચડયા તેમને સરબત પીવાની સવડ કરી આપીને બાર વરસે ગામમાં જવા નિકળ્યા. દરવાજામાંજ એક શાહુકાર રૂ. ૨૦૦૦) લઇ જતો મળ્યો. અહો પ્રભુ ! કહીને તે થેલી પટકી પગે લાગ્યો. સ્વામિએ સંતો પધાર્યાની વાત કહેતાં થેલી આપી દીધી. તે ત્રણ ઠગ ચોરે જોઇ. તે સાધુ બનીને આવ્યા. એક કહે દામોદર એટલે ખુબ દામ છે. બીજો કહે, હરિહર એટલે છીનવી લો. ત્રીજો કહે, નારાયણ એટલે નદી નાળું આવવા દો. સ્વામિ કહે, આવો મહારાજ. ૧૦૦ આયા હે, તુમ ભી ચલો. લો, એ થેલી, કહીને રૂ. ૨૦૦૦)

પ્રશ્ન–મોટા જ્ઞાનીઓને પાપ કરવાની ઇચ્છા હોવી સંભવતી નથી, છતાં જો કદાચિત (પ્રારબ્ધાનુસાર) થાય છે તો તે શાથી?

ઉત્તર–પ્રારબ્ધ કર્મ સંસ્કાર વેગથી થાય છે. જેમ, કોઇ રાજાની આજ્ઞા, તાબાના અમલદાર–કારકુન કે સીપાઇને થઈ કે, આ રીતે કરો. હવે તે કરવાની ઇચ્છા તો તે કોઇને નથી, છતાં રાજાની આજ્ઞા બળાત્કારે કરાવે છે. તેમ કામ થકી પ્રેરાયાથીજ ક્રિયા થાય છે. अकामस्य क्रिया क्वचित् અકામને ક્રિયા સંભવતી નથી. અને ક્રોધ છે તે કામનુજ રૂપાંતર છે. કામ છે તે જળરૂપ છે, અને ક્રોધ છે તે કાદવરૂપ છે. જળને આધાર કર્દમ છે. જળનું સ્વરૂપ કર્દમમય

---

આપી દીધા. એક કહે, મારી નાખો, બીજો કહે, નહીં–હાથ પગ કાપી કુવામાં નાખો. પછી સ્વામિને હાથ પગ કાપી કુવામાં નાખ્યા. સ્વામિ કુવામાં રામ, રામ હરિ ૐ કર્યા કરે છે. ત્યાંથી રાજા જતો હતો તેણે ઉપર ખૂબ પ્રકાશ જોઇ કુવા પાસે આવ્યો ત્યાં અવાજ સંભળાયો. જુવે તો સ્વામિ છે. તરત બહાર કઢાવ્યા, અને પુછ્યું ત્યારે સ્વામિ કહે હમ આયાથા સો ગિરગયા–કૂચ નહીં. પેલા ૧૦૦ સંતને રામેશ્વર જવાની સવડ બધી કરાવી આપી મોકલી દીધા. રાજાએ પગે લાગી પુછ્યું કે, ગુરૂજી! હુકમ ફરમાવો. સ્વામિએ કહ્યું તે પ્રમાણે ચાર ધર્મશાળા કરાવી. ત્યાં જે આવે તે જમે, અને જાય ત્યારે તેને રૂ. ૧) આપવો, એમ ઠરાવ્યું. આવું મફતનું ખાવાનું સાંભળી ઘણે દહાડે પેલા ત્રણ ઠગ સાધુ બની આવ્યા. સ્વામિને જોઈ ભડક્યા. સ્વામિએ બોલાવ્યા અને રાજાને કહેવાડયું કે એને મેહેલમાં રાખો. એ તો મોટા સંત છે. તેથી મેહેલમાં રાખ્યા. રોજ મિષ્ટાન્ન ખાવા મળે છે છતાં સુકાતા જાય છે. કેમકે ભય છે કે હવે શું કરશે. ૨૦-૨૫ દહાડે રજા માગી. સ્વામિને પુછાવ્યું. તેમણે આજ્ઞા કરી કે એની સાથે ત્રણ ગાડી ભરી રૂપીઆ આપો. તે મુજબ આપી સાથે પોલીસ વગેરે આપ્યા. એક ચકોર પોલીસઅમલદારે રસ્તે પુછ્યું. તેને ઠગ કહે છે કે, એ સ્વામિ તો અમુક રાજાની રાણી સાથે ફસાએલા હતા તે બધું હમે જાણીએ છીએ તેથી હમને બહુ માનઆપ્યું. આટલું બોલતાંની સાથેજ કરડડડડ કરીને જમીન ફાટી, તેમાં ત્રણે ઠગ સમાઈ પાતાળે જઇ પડયા. તે ખબર રાજાને થઇ. સ્વામિને ખબર થતાં હાથ પગ ભોંય સાથે ઘસવા લાગ્યા, એટલે તે નવા ફુટી નિકળ્યા. રાજાને ગુરૂ કહે છે કે બ્રહ્મ મહારાજાની શકિતમાં હમ ફસ ગયા થા. તેણે કહેલું તે ખરૂં છે. જુવો, કેટલી ભારે ક્ષમા! અપકાર બદલે ઉપકાર કરીને પણ ક્ષમા બેહદ રાખી–ધન્ય છે.

થાય છે. તેમ, વિષયાદિમાં કામ ચલાયમાન થાય છે તે, નીચેની રજ-ધુળને પોતામય કરે છે. કામ જો વિષયો માટે ચલાયમાન નહીં થાય તો પરમાત્માને માટેજ કામ ધરીશું તો નિર્મળ જળવત્ કાયમ રહેશે. ભક્તિ રૂપી કુઠાર (કુહાડો) લઇ તેને કામાદિરૂપ કાષ્ટનો દંડો ઘાલી તે વડે સંસાર વનને છેદી નાખવું. પરમાત્મા વિષયક કામથી રજોગુણ નાશ થાય છે. પાણી સુકાય તો કાદવ સુકાઇ જાય છે તેમ કામ સુકાય તો રજોગુણ નાશ થાય છે. એકલા કામને હિરણ્ય વ્રીહી વગેરે ગમે તે અર્પણ કરો, છતાં ત્રપ્ત થતો નથી. અગ્નિમાં ઘી હોમવાથી વધે છે તેમ કામ પણ વધે છે. કામ ક્રોધ લોભ એ ત્રણ મોટા શત્રુ છે, તેને યુક્તિથી વશ કરવા. *

---

* દ્રષ્ટાંત-એક ગૃહસ્થ ભારે શ્રીમાન હતો પણ બહુ કૃપણ હતો. તેનું કોઈ સગું ન હતું. ઘરમાં પુરોહિત આવતા તે, એક વિશ્વાસુ નોકર, અને એક હજામ એ ત્રણ ઉપર ભરોસો હોવાથી તેઓ આવતા જતા હતા. પુરોહિતે જોયું કે દાન ધર્મ કંઇ કરતો નથી. મરશે તો સરકાર ખાઇ જશે. આપણને કોઇ આપવાનું નથી. તેથી શેઠનો ઘાટ ઘડવાનો વિચાર કીધો. નોકરને સમજાવ્યો કે આમ છે માટે એને ઠેકાણે કરી વહેંચી લઇશું. નોકર કહે, મેં એનું અંન ખાધું છે તેથી હું જાતે એને મારીશ નહીં, તમારે જોઇએ તેમ કરો, હું અનુકુળ છું. ત્યારે હજામને સમજાવી હાથ પર લીધો. એક દીવસ ઠરાવ્યો, તે રાત્રે નાપિક અને પુરોહિત બે આવ્યા. નોકરે બારણાં ઉઘાડયાં. બેહુ અંદર ગયા, ત્રણે જણા ધીમે ધીમે વાત કરે છે. માળે શેઠ સુતા છે તે વૃદ્ધ હોવાથી નિદ્રાનો થોડીજ હોય, તેણે ગરબડ સાંભળી, ગણુ મુખ પર ધોતયું ઓઢી સુઇ રહ્યો, તેમાંથી જુવે છે. ત્રણે જણ માળ ઉપર આવ્યા. શેઠ તરત ચેતી ગયો, એટલે તરત ઉઠી બેઠો, અને બોલ્યો. બહુ સારૂં થયું તમે આવ્યા તો. ચાર દીવસથી મને વિચાર થાય છે કે લોકો ખાઇ જશે, માટે સવારમાં તમને સોંપી દેવાનું નકી કીધું, એટલે તમે આવ્યા. કેમકે તમે તો પુરોહિતજ છો (દાન કરવાને), આ ખાસ મારો નોકર, અને આતો અસલ દાદા વખતથી હજામ ઘરનોજ છે, હવે હું આ ઘર ઉપર તુલસી પત્ર મુકી ચાલ્યો, તમે ત્રણે વેંહેંચી લેજો. જાવ તુલસી લાવો. તે લેવા નોકર વાડીમાં ગયો. ત્યાં બે રહ્યા તેને સમજાવ્યા કે એ લુચ્ચો છે. એવાએ ચાકરડા ઠગને સાથે ભેળીને મોટી રકમ શું કામ ગુમાવો છો, તમે બે વેંહેંચી લો. લોભને વશ બની જઇ સમજ્યા કે ઠીક છે. તેથી પાછળનું દ્વાર હજામ બંધ કરી આવ્યો. શેઠ કહે તુલસીનું શું કામ છે, ઠાકોરમાં

**રામેશ્વરને ગંગોત્રીની કાવડ (ગંગાજળ) પ્રીય છે તેમ, ભગવાનને પોતાના કરતાં પોતાના ભકતના યશ ગાય તે વધારે પ્રીય છે.**

---

કલસ છે તે લાવો, પાણી મુકુ છું તે બસ છે. પુરોહિત પાણી લેવા ગયા, એટલે હજામને કહ્યું કે મારે તો બધું તને આપવું છે. બ્રાહ્મણ ઠગ છે, માટે જા, દેવમંદિરનું દ્વાર બંધ કરી આવ. હજામે તેમ કીધું. શેઠે કૂંચી હતી તે તરત હજામને સોંપી દીધી. દ્રવ્ય બતાવ્યું. છેવટે તેને ત્રીજોરીની ઓરડીમાં લાવી તેની પાસે પેટારામાંથી થેલીઓ કઢાવી બતાવી અને મુકાવી. તે હજામ નીચો વળીને થેલી નાખે છે. તક જોઇ તે નીચો વળ્યો કે તરત પેટારો દઇ તાળું મારી ઓરડી દીધી, ને વિચાર્યું કે સવારે રાજદરબારે વરઘોડો ચઢાવાશે. પેલો એક તો બારણેથી અને એક ઓરડીમાંથી બુમ પાડતા રહ્યા અને નીરાંતે સુતો. એ રીતે યુક્તિ વાપરી વશ કીધા ત્યારે શેઠ મરતા બચ્યા. શેઠ એકલા અને ફાંસીઆ ઠગ ત્રણ હતા તેથી બળથી કશું થતે નહીં, કળથી જીત્યો. માટે પરમાત્માનો અશ્રય કરવાથી કામરૂપ જળ સુકાઈ જાય છે અને વિવેકપૂર્વક યુક્તિથી કામ ક્રોધ લોભ એ ત્રણે ફાંસીઆ જાતેજ ફસાઈ જઇ વશ થાય છે.

દુષ્ટ દુર્યોધને, ધર્મરાજાએ ધર્મથી સંપાદન કરેલી પૃથ્વી જે ધર્માચરણ કરવાને હતી, તે છળ કપટથી છીનવી લીધેલી, તેનું રહસ્ય એ છે કે.—આ શરીરરૂપ પૃથ્વી ધર્મે સંપાદન કરેલી ધર્માચરણ માટે છે. તે આસુરી સંપત્તિના કામ ક્રોધ લોભ અહંકારાદિએ અક્ષક્રીડાથી એટલે ઇંદ્રીઓના વિષયલોભથી છીનવી લીધી અને ધર્માચરણ કરતા નથી. તે પાછા ધર્મને [પાંડવને—દૈવી સંપત્તિને] સોંપી દો, નહીં તો નાશ થશો. તાત્પર્ય કે, મનુષ્ય શરીર છે તે, દૈવી સંપત્તિથી જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ માટે છે તે છતાં વિષયાસક્તથી વ્યર્થ ગુમાવી દઇએ તો છેવટે ભવાટવિ ભ્રમણરૂપ માર સહેવા પડે છે. અથવા પંચભૂતનું શરીર છે તેમાં અહંમમત્વ કરી ખોટા માલીક થઈ પચાવી પડીએ તો, ખરા માલીકો મારમારી કાળદ્વારા પાછી લઇ લે છે. અને અનેક જન્મોમાં ભ્રમણ થયા કરવારૂપ સજા થાય છે. માટે આસક્ત રહિત થઈ અસંગ દ્રષ્ટાપદે સ્થિતી કરવાનું જ્ઞાન મેળવી મુક્ત થવું.

કામ વૃત્તિ થઇ કે તે વખતે વિવેક ઉત્પન્ન કરીને કામને હઠાવવો. અભ્યાસથી તે મરી રહેશે, એજ ત્યાગ છે. વાત પિત્ત કફ એત્રણ દોષ—વ્યાધિનાં શમનથી સુખ થાય છે. શેહેરમાં રહેવાને ત્રણ વાત છોડવી જોઇએ. ચાડી ચુગલી, ચોરી, અને વ્યભિચાર. એ છોડે તો સુખેથી વસી શકે. અધ્યાત્માદિ ત્રણ તાપનાં શમનથી જેવું અંતર શાંત થાય છે, તેવું કામ ક્રોધ લોભ, એ ત્રણ જણ આપણું અંતર છોડીને જવાથી થાયછે. પછી સત્સંગ મળે છે ત્યારે ઉપદેશનો પ્રકાશ પડે છે અને જન્મ મરણરૂપ અરણ્ય છેદાઈ જાયછે.

सर्व भूतेषु यः पश्येत् भगवद्भावमात्मनः ॥ भूतेषु भगवत्यात्मन् एषतेभागवोत्तमः ॥ પ્રાણી માત્ર સર્વમાં હુંજ રહેલો છું—હુંજ બ્રહ્મ છું, એમ જોનાર છે તેજ ઉત્તમ ભક્ત છે. ઇશ્વરમાંજ પ્રેમ છે, અજ્ઞાની લોક ઉપર કૃપા છે, ભક્તજનો પર મિત્રભાવ, અને શત્રુની ઉપેક્ષા છે, એવા છે તે મધ્યમ ભક્ત છે. દેવની મૂર્તિમાંજ જેમને ઇશ્વરભાવ છે, તે કનિષ્ટ છે.

નરસિંહ મેહેતા જુનાગઢના રહેવાસી હતા. ઉત્તમ ભક્ત છે તે જુનાગઢના એટલે સહસ્ર દળ કમળ જે બ્રહ્મરંધ્રરૂપ ગઢ(કિલ્લો) છે તેમાંજ રહે છે, કે જ્યાં કાળની ગતિ નથી અને જુદાજુદા જે કાંઇ દેખીએ છીએ—ભેદભાવના છે તે નવો ગઢ છે; તેમાં તે નથી વસતા. પુત્રો પુત્રીઓનાં સાંકેતિક નામ જે દેવો અને દેવીઓનાં નામથી

---

એકનાથ મહારાજ તીર્થ ઉપર સ્નાન કરવા જાય ત્યારે સ્ત્રીઓ લુગડાં ધુવે તેથી ગુસ્સે થઇને એક માઇલ પર એકાંતમાં સ્નાન કરવા માંડયું. ત્યાં એક પથર પર સંધ્યા કરતા બેસે. ગુરૂ દત્તાત્રિએ તેનાં અંતરની પરીક્ષા લેવા વિચાર્યું. કેમકે તેની કૃપા હતી તેથી પ્રભુએ વિચાર્યું કે એનું અંતર કામ ક્રોધથી મુક્ત થયું નથી તે યોગ્ય નથી. તેથી ચાંડાલ બની તે સંધ્યા કરવાના પથરા પર લુગડાં ધોવા બેઠા. એકનાથે તે જોઇ ક્રોધ કરી તેને અડકીને માર મારી કાઢવા માંડ્યો, તોપણ કહે છે કે, આટલાં બાકી છે તે ધોઇને જાઉ છું. એકનાથ કહે, ચાંડાલ તું છે? તો કેમ અહીં આવ્યો? તે કહે, ક્ષમા કરો, બાપજી, જાઉં છું. છતાં બેસી રહેલો જોઇ તેને ખેંચી કાઢયો. તે પ્રભુ તો દૂરથી જઇ બેઠા. ચાંડાલનો સ્પર્શ થયો તેથી મૃત્તિકા ગોમય ચોળીને એકનાથ સ્નાન કરે છે. તેનીજ માફક પેલા દત્તગુરૂ (ચાંડાલ વેશે) પણ ચોળે છે અને ન્હાય છે. એકનાથ કહે, કયું રે, તું કેમ એમ કરે છે!? મને તો ચાંડાલનો સ્પર્શ થયો તેથી હું તો ચોળું છું. ચાંડાલ કહે, મને પણ ઢેડાનો સ્પર્શ થયો તેથી હું કરૂં છું. એકનાથ કહે, બ્રાહ્મણને અડવાથી તને શું છે! ચાંડાલ કહે, તમારામાં ક્રોધ ઢેડો આવ્યો તેનો સ્પર્શ મને થયો. તરત ચડક્યા—ચેત્યા કે એ ચાંડાલ નથી. ચાંડાલ કહે, ઉપરથી સ્નાન કરવાથી શું!! જેના અંતરમાં ચાંડાલ છે તેનો સંગ સ્પર્શ થવાથી તેને તેજ જાતનો જાણવો. પગે લાગ્યા અને કહ્યું, પ્રભો! વાસ્તવરૂપ બતાવો. પછી દત્તરૂપે પ્રગટ થયા, અને કહ્યું કે પરીક્ષા માટેજ આવ્યો છું. તને કામ ક્રોધ છે ત્યાં સુધી મોક્ષાધિકાર નથી તેથી તેનો સંગ છોડી દે.

રાખવામાં આવે છે તેનો હેતુ એજ છે કે, પરમાત્માનાં દૈવી કલ્યાણકારક નામ વારંવાર બોલાયા કરે. ભગવાન નૃસિંહે પ્રલ્હાદની રક્ષા કરવાને હિરણ્યકશિપુનો નાશ કીધો. એવા નરસિંહ એટલે નરશ્રેષ્ઠ તે ઉત્તમ ભક્ત છે. જ્ઞાનનો પ્રતિબંધક કામ છે તેને હિરણ્યકશિપુ જાણો. પ્રકાશરૂપ અગ્નિને ધૂમ આવૃત કરે છે, આરસાને ધૂળ ઢાંકી દેછે, અને ઓરથી ગર્ભ (બાળક) આવૃત રહે છે–સચેતન બાળક છતાં જડ તેને ઢાંકે છે; તેમ, જ્ઞાન જે પ્રકાશરૂપ છે તેને કામ આવૃત કરે છે. धूमेनाव्रीयते वन्हि र्यथादर्शो मलेनच ॥ यथोल्बेनावृतो गर्भ स्तथातेनेदमावृतं ॥ એવો જે કામ છે તે રજોગુણથી ઉત્પન્ન થયો તે રજોરૂપજ છે, તે ગમે તેટલું મળે છતાં પૂર્ણ થતો નથી. कामरूपेण कौंतेय दुष्पूरेणानलेनच ॥ એવો કામ છે તે જ્ઞાનીનો શત્રુ છે. ज्ञानिनो नित्य वैरिणा ॥ તોપછી અજ્ઞાનીનો વૈરી હોય તેમાં નવાઈ નથી. એવો દુષ્પૂર અને અગ્નિ જેવો કામ છે તે હિરણ્યકશિપુ જેવો દુઃખ દેનાર છે તેને જેણે માર્યો છે તે નરસિંહ છે. શા માટે માર્યો? જ્ઞાનપ્રાપ્તિને માટે.

બાલ્યાવસ્થામાં માતા મરી જાય, યુવામાં ભાર્યા જાય, વૃદ્ધામાં પુત્રો જાય, તો એથી મોટું પાપ શું?! માટે એવાં કર્મ કરાવનાર કામને હણવાથી તેવાં પાપરૂપ ફળ નહીં મળે. તે નરસિંહરૂપ ધરીને હણો, તો પ્રલ્હાદની રક્ષા થશે, એટલે આલ્હાદ–આનંદ સચવાશે.

તે જ્ઞાન કયાંથી અને શી રીતે મળે? तद्विद्धिप्रणिपातेन. (ગીતા) प्र+निपात સાષ્ટાંગ દંડવત્ તે સદ્‌ગુરૂનાં ચરણોમાં પડીને તથા પછી હું કોણ છું; આ જગત શું છે, આ ભવારણ્યથી મારો મોક્ષ શી રીતે થાય, એવા પ્રશ્નો પુછવાથી ગુરૂ તેના ઉત્તર આપશે. કદાપિ ઉપદેશ નહીં કરે તો રોજ તન મન ધનથી ખુબ સેવા કરી પ્રસન્ન કરવાથી, તે તત્ત્વમસ્યાદિ મહાવાક્યથી જ્ઞાનનો ઉપદેશ કરવા કૃપા કરશે. ઉક્તશ્લોકમાં પણ શ્રીભગવાને "હું ઉપદેશ કરૂં છું" એમ નહીં કહ્યું. શા માટે? સદ્‌ગુરૂનું મહાત્મ્ય કહેવા સારૂ. તત્ જે પ્રથમજ કહેલું છે તે તત્ બ્રહ્મનુંજ નામ છે. તેનો જે ભાવ છે, તે તત્વ, એટલે બ્રહ્મનું જે યથાર્થ સ્વરૂપ તે. તેને અવલોકન–અનુભવ કરવાના સ્વભાવવાળા જે જ્ઞાની છે તે તત્વદર્શી છે, તેઓ તે જ્ઞાનનો ઉપદેશ કરશે.

દંડવત્-લાકડી જેવો જડવત્ પગે પડે છે તેમાં હેતુ એવો કે, હું જડ જેવો છું. જાતે દંડ કાંઇ ઊઠી શકતો નથી, સચેતન કોઇ ઉઠાડે તો ઉઠે છે. તેથી સચેતન ગુરૂ કૃપા હસ્ત સ્પર્શ કરી ઉઠાડે ત્યાં સુધી પડી રહેવું, પછી પુછવું. અજીર્ણવાળાને ખાવાની રૂચિ નથી થતી. ખરી ભૂખવાળોજ ખાવાને ઈન્તેજાર હોય છે. તેમ, ભવ ભયથી જે ત્રાસેલો છે એવો જિજ્ઞાસાવાળોજ ગુરૂની ગમે તેવી કઠણ પણ સેવા ઉઠાવે છે.

किंतद्‌ब्रह्म किमध्यात्मं એવા પ્રશ્ન અર્જુને ગીતા અ. ૮માં પુછ્યા છે; ત્યાં પ્રભુએ ઉત્તર આપ્યા છે. અનેક શાસ્ત્ર ભણેલાનાં શાસ્ત્ર-જ્ઞાનની પરીક્ષા થાય, પણ આત્મ સાક્ષાત્કારવાળાની શી રીતે થાય? આંધળો છે તે વૈદ પાસે જાય અને તે દવા આંજી આવર્ણ-પડળ ખસેડી નાંખી દેખતો કરે ત્યારે જોઇ શકે છે. તેમ જ્યારે તેના જેવી આત્મદ્રષ્ટિ પોતાને પ્રાપ્ત થાય ત્યારે જોઇ શકે છે-સમજે છે. તે તો ગુરૂ ઉપદેશથી થાય છે. આ સ્થૂળ શરીર માબાપથી મળેલું છે તે આધિવ્યાધિવાળું છે. અને ગુરૂ પિતા તો બ્રહ્મ સાક્ષાત્કાર કરવા-રૂપ જન્મ આપે છે, તે જન્મ નિત્ય છે-નાશ થતો નથી. તેથી લૌકીક માબાપ કરતાં સદ્‌ગુરૂ માબાપ શ્રેષ્ઠ છે. ગુરૂથી દત્ત જાતિ અજરામર છે. સ્ત્રી છે તે દ્રવ્ય તથા જીવનની સ્વાર્થી છે, તેનાથી ગુરૂ જેવું કલ્યાણ થતું નથી. પુત્ર તો ત્રણેનું હરણ કરે છે. નાન-પણથી ઉછેરતાં, ભણાવતાં, પરણાવતાં, વગેરેમાં ખરચ કરાવે છે તે રૂપે દ્રવ્યનું, પુત્ર થયાથી સ્ત્રીનું યૌવન હરાય છે તેનું, તથા પોતાનું બળરૂપ આયુ-જીવન-પ્રાણ પણ હરે છે, તેથી કહે છે કે नास्ति पुत्र समोरिपुः પુત્રજેવો શત્રુ બીજો નથી. ખરા હિત કર્તા તો સદ્‌ગુરૂજ છે.

सर्वस्य चाहं हृदि संनिविष्टो. ગુરૂ કોણ? પરમાત્માજ ગુરૂ છે. પ્રભુ કહે છે કે, બધાંનાં હૃદયમાં હું રહેલો છું, તેથી સર્વને પર-માત્મારૂપ જાણી ઉપાસે છે તેને પોતાનાં નિજસ્વરૂપની સ્મૃતિ -યાદી-ભાન-જ્ઞાન હું આપું છું-મારી કૃપાથી થાય છે. તે એવું કે હું અને આ સર્વ બ્રહ્મરૂપ છે, એવું જ્ઞાન થાય છે. વેદવિત્ એટલે બ્રહ્મવેત્તા ગુરૂ હુંજ છું. આત્મા છે તે સર્વ ઈંદ્રિઓને અગોચર છે તેથી કોઇ ઇંદ્રીથી તે જાણી શકાતો નથી, તો તેને

શી રીતે જાણે? તેને ગુરૂ ઉપદેશથી જાણી શકાય છે. ગુરૂનાં વચનમાં દ્રઢ શ્રદ્ધા (વિશ્વાસ) હશે તો તે શ્રદ્ધાજ સાક્ષાત્કાર કરાવશે.

ચોર લોકે એક જણના હાથ પગ બાંધી તથા આંખે પાટા બાંધી વિકટ વનમાં મુકી દીધો, અને તેનું ધન લુંટી લીધું. તેથી તે જંગલમાં એકલો બંધાઇ ગયેલો પડી દુઃખી થઇ ટવળે છે, અને કોઇ છોડાવો એવો પોકાર કરે છે. ત્યાં દયાળુ સંત આવી ચઢે છે તેની પ્રાર્થના કરવાથી બંધનો તોડી નાખે છે, અને આંખ પરનું-દ્રષ્ટિ પરનું આવર્ણ-પાટો ખસેડી નાખે છે. પછી દેશ તરફ જવાનો માર્ગ બતાવે છે કે આ દિશાએ સીધો જશે તો પોંચશે. હવે રસ્તે જતાં બીજા ફસાવનારા ઠગ મળે તેનું કહેવું નહીં માનતાં ગુરૂ સંતનાજ વચનમાં દ્રઢ વિશ્વાસ રાખી બતાવેલે માર્ગે ચાલ્યો જાય તો જરૂર તે સ્વદેશ પોંહોંચી વિશ્રાંતિ મેળવશેજ. તેમ, કામ ક્રોધાદિ ચોર લોકોએ આત્મ ધન હરી લઇને જકડ બંધ બાંધી મોહઆસક્તિથી ટાઇટ કરી, તથા અજ્ઞાન રૂપ વસ્ત્રથી આંખે પાટો બાંધી સંસાર વનમાં છોડી દીધો (આત્મરૂપ નિજ દેશથી લાવીને ભવારણ્યમાં ઝીકી માર્યો) તેને સ્વદેશ જવાની ઇચ્છા તો છે, છતાં જઇ શકતો નથી. જ્યારે સદ્‌ગુરૂ તેનાં બંધન છોડે છે, પાટો કાઢી નાખે છે, અર્થાત વાસના દોરી તોડી નાખે છે અને દ્રષ્ટિ પરથી અજ્ઞાનરૂપ આવર્ણ કાઢી નાખે છે (તત્વમસ્યાદિ ઉપદેશરૂપ પોતાના હાથેવતી બંધનો કાઢી નાખે છે) ત્યારે તે ઉપદેશ પ્રમાણે શ્રદ્ધાથી ચાલ્યો જતાં આત્મસાક્ષાત્કાર થાય છે-સ્વદેશ પ્હોંચે છે.

બાદશાહે બિરબલને પુછ્યું કે, જગતમાં આંધળાની સંખ્યા વધારે છે કે દેખતાની વધારે? બિરબલે જવાબ આપ્યો કે, હજુર! આંધળાની સંખ્યા ઘણી મોટી છે. બાદશાહ આશ્ચર્ય પામ્યો. તેથી ખાત્રી કરી આપવા બિરબલ પોતાની સાથે બાદશાહને લઇ નિકળ્યો. રસ્તે એક દરજી સીવે છે તેની પાસે કોઇ એકે આવી પુછ્યું કે, કેમ શું કરો છો? તરત બિરબલે બાદશાહને તે બતાવી કહ્યું કે, જોઇ લો. એ પ્રત્યક્ષ નજરે જુવે છે કે સીવે છે, છતાં શું પુછે છે? એવા બધા આંધળા ઘણા છે. તેમ, અજ્ઞાની ઘણા છે. તેઓ આંખે પાટા બાંધી ભવારણ્યમાં ભટકતા રહે છે. જ્ઞાની તો કોઇકજ હોય

ત્રોત્રનો શ્રોત્ર, ચક્ષુનો ચક્ષુ, વગેરે, એવો પરમાત્મા જ્ઞાનરૂપ તેને, અવિદ્યાનું આવર્ણ દૂર કાઢીને, સદ્‌ગુરૂજ બતાવે છે.*

* ઉષ્ણકાળમાં જ્યારે ખૂબ તાપ–ગરમી પડે છે ત્યારે બાગબગીચામાં શાન્તિ લેવા જાય છે. તેમ, અધ્યાત્મ અધિભૂતાદિ ત્રણ તાપથી અકળાય ા, એવા ક્યા બગીચા–આરામ બાગમાં શાંતિ માટે જાય, કે જ્યાં જવાથી રૂપ સ્થિતી થાય? તે આત્મારામ છે, એટલે આત્મ તત્વરૂપ આરામ ા) માં જવાથી શાંતિ મેળવી શકશે. सत् આનંદસ્વરૂપ सत् છે તેજ મ–બગીચો છે. અત્રે કહેવાતા લૌકિક બાગમાં વૃક્ષો હોય છે તેની ી છાયાં હોય છે તથા સુંદર મિષ્ટ ફળો અને ચિત્તાકર્ષક મધુર સુગં-ાં રમણિક શોભાયમાન સુમનસ–પુષ્પો, પત્રો વગેરે હોય છે. તે વૃક્ષો શુક, હંસ, ચકલી, વગેરે પક્ષીઓ હોય છે. તેવી રીતનાં આ અપરોક્ષ આત્મ બગીચામાં વેદ, શાસ્ત્રો, પુરાણો, સ્મૃતિઓ. ગીતા, ઉપનિષદો, સૂત્ર–શારીરિક ભાષ્ય, વગેરે રૂપ સુંદર વૃક્ષો છે. તેમાં દર્શાવેલાં કર્મો, કે, યજ્ઞ, દાન, જપ, તપ, સત્સંગ, સદ્‌ગુરૂ સંત સાધુ મહાત્માઓ દેવતાઓની પૂજા ધ્યાન, ગંગાસ્નાન, અતિથી સત્કાર, પંચ મહાયજ્ઞ, ભોજન, વગેરે વિશે વિધિનું વર્ણન, તથા સ્વર્ગ વૈકુંઠ કૈલાશ બ્રહ્મલો- દિવ્ય લોકની પ્રાપ્તિરૂપ તેનાં સુંદર મિષ્ટ ફળ કહ્યાં છે. સંત સદ્‌ગુરૂ મા સાધુઓરૂપ મધુર મનહર સુગંધ અર્પનાર અથવા ઐહિક સુખરૂપ ., પત્રો વગેરે છે. વૃક્ષો, પુષ્પો, ફળ, પત્ર, છાયાં, એ બધાંથી જેમ ની શોભા છે, તેમ આત્મારૂપ આરામની એ ઉપરોક્ત વૃક્ષાદિથી શોભા પૂર્ણ અખંડ નિર્મળ રસરૂપ જે પ્રેમ–પ્રીતિ છે તે પ્રેમરૂપ જળ, તે ા મળે છે તે સદ્‌રૂચિરૂપ જળ સિંચનથી વૃક્ષ સારાં ખીલી નિકળે છે. પર શુકદેવ, શ્રી વ્યાસ, જનક, યાજ્ઞવલ્કય, વગેરે ઋષિ મુનીઓરૂપ ઓ બેસે છે અને તેનાં ફળ ફુલનો ભોગવટો–લાભ લે છે. કંઠ એટલે જે નીલકંઠ શંકર જેવા પક્ષી સમાન હોય અનેક ઉપદેશરૂપ ટૌકા કે. વાનરો–કપિ હનુમાન, મહાત્મા તત્ત્વ[illegible]શ હંસો, એ બધાં સર્વકાળ ો ઉપર બેસે છે. એવા બાગમાં પ્રવેશ કરવાને જેને અધિકાર પ્રાપ્ત હોય છે તેજ પેસી શકે છે. पारिपक्क मनायषां જેનું મન પરિપકવ હોય છે તેજ અધિકારી છે. કાચું અન્ન ખાવાથી તે નહીં પચવાથી થાય છે, તેમ અપકવ મનવાળા અનધિકારીથી તેમાં જવાતું નથી. ઇંદ્રીઓનો જય કીધો છે અને કામક્રોધાદિ શત્રુનો નાશ કીધો છે એવો કવ મનવાળો તેમાં જાય છે. પરંતુ તેવા થવાનું કઠણ છે. તેથી દેવનો ગુરૂનો ભક્ત હોય તો તેવા ભક્ત થનારને તે બાગમાં જવું સુલભ છે.

કલ્પના છે તે અધિષ્ઠાનથી ભિન્ન નથી. દીવાલથી જેમ ચિત્ર ભિન્ન નથી, તેમ આ જગતરૂપ ચિત્ર છે તે આત્મતત્વરૂપ–અધિષ્ઠાનરૂપજ છે. ચિત્ર જેવું ભાસવા માત્રજ છે, તેવુંજ જગત છે. એ રીતે સર્વ ભૂતોને પોતામાં જુવે–સર્વ આત્મરૂપ દેખે.

નરસિંહ મેહેતાએ એવી સ્થિતી, સદ્ગુરૂ શંકર કૃપાથી મેળવી. સદ્ગુરૂ છે તે શંકરજ છે. શંકરે ચાપ (ધનુષ્ય) બાણથી ત્રિપુરનો નાશ કરી ત્રિપુરાસુરને હણ્યો હતો, તેમ સુદ્રઢ આત્માનુભવ રૂપ ચાપમાં આત્મ બોધરૂપ બાણ ચઢાવી, સ્થૂળ સૂક્ષ્મ કારણ શરીરરૂપ ત્રિપુરમાં રહેનાર જીવભાવરૂપ ત્રિપુરાસુરનો નાશ ગુરૂએ કીધો છે, તેથી ગુરૂ તે શંકરજ જાણવા. નરસિંહના હાથમાં શ્રી કૃષ્ણે રાસલીલા જોવા દીવી–મસાલ આપી. શું તે દિવ્ય લોકમાં પ્રકાશ ન હતો કે? અપૂર્વ (*Light*) રોશની હતી, છતાં દીવો શામાટે આપવો પડયો? मच्चित्ता मद्गत: प्राणा० એ બે શ્લોકમાં

---

यस्यदेवे पराभक्ति र्यथादेवे तथागुरौ ॥ तस्यै ते कथिताह्यर्था: प्रकाशंते महात्मन: ॥ गुरू दैवत भक्तानाम् सर्वेषां सुलभोजवा: ॥ એવા ભકતની જાતિ ભાતિની જરૂર નથી. જે કોઈ ગુરૂનો દેવનો ભકત થાય તે ગમે તે જાતનો ગમે તે હોય છતાં તેનો તે બાગમાં પેંસવાનો અધિકાર છે. કબીરજી ગમે તેવા યવન જાતિમાં કહેવાતા હતા છતાં સદ્ગુરૂ રામાનંદના ભકત હોવાથી અનેક સાધુ સમાજમાં શ્રેષ્ઠત્વ પામ્યા હતા. તે શાથી? ગુરૂ કૃપાથી.

ચલતી ચક્કી દેખકે, કબીરાં બેઠા રોય;

એક બાઇ દાણાને ઘંટીમાં ઓરતી જઈ દળતી હતી, તે જોઇ કબીરજી રડવા બેઠા. તેને લોકો પુછવા લાગ્યા કે કેમ રડો છો? ત્યારે બોલ્યા કે, તમને કહેવાથી શું ફળ? જે કોઈ દુ:ખ દૂર કરી શકે એવું હોય તેને કહીએ તો સફળ કહેવાય. એકાદશીને ઘેર શિવરાત્રી જાય તો બેહુને અપવાસ થાય, તેવું તમને કહેવાથી નકામુંજ જાય. છેવટ કબીરજી મનથી બોલ્યા કે, "ભાગાભાગા જો ફિરે, ઓ સબ સહજ પિસ જાય." એટલે ભયથી ન્હાસતા ફરે તે બધા કાળનાં મુખમાં દળાઈ જાંય છે. પણ જે દાણા ખુંટે વળગી–ડબાઈ રહે છે તે દળાઈ જતા નથા, અમાનત આખા સલામત રહે છે. "ખુંટે જો લપટા રહે, ઓના કબી પિસ જાય." તેમ, આ સમર્થ કાળ ચક્રથી બચાવે એવા તો સદ્ગુરૂ છે. તેનાં ચરણનો આશ્રય લેનારજ બચશે.

ભગવાને કહ્યા પ્રમાણે પ્રભુમાં મન હોય તે વખતે, તે ભક્ત મરેલા જેવાજ સમજે છે, એવા ભકત બીજે રમમાણ થતા નથી. એવા ઉપર દયા કરીને અજ્ઞાન જન્ય સંસાર–મોહાદિ તમનો, જ્ઞાનરૂપ દીપે કરીને નાશ કરૂં છું (ज्ञानदीपेन भास्वता) એવા ભકતને હું બુધ્ધયોગ આપું છું. ददामि बुद्धियोगं तं ॥ યોગ તો પેહેલાં-થીજ છે. દ્રષ્ટિ અને દોરડીનો સંબંધ છે. તે સંબંધ ન હોય તો સર્પ દેખાયજ નહીં; પણ તે સર્પ ભ્રમ દૂર થાય અને દોરીજ છે એમ સમજે, તો તે યોગ છે. એવો આત્મામાં જગતનો ભ્રમ થયો છે તે દૂર થવાનેજ હું તેને જ્ઞાનયોગ આપું છું, તે રૂપ દીવાથી–પ્રકાશથી મને અભેદભાવે પામે છે. येन मामुपयांति ते ॥ અવિદ્યાનાં બે સ્વરૂપ બ્રહ્મજ્ઞાનથી નાશ થાય છે. જ્ઞાનરૂપ દીપ કહ્યો છતાં ભાસ્વતા શામાટે કહ્યું ? આવર્ણાત્મક અજ્ઞાનનો જ્ઞાનરૂપ દીપથી નાશ કરૂં છું, અને વિક્ષેપાત્મક અજ્ઞાનનો भास्वता–सूर्येण જ્ઞાનરૂપ સૂર્યથી નાશ કરૂં છું. અંધારાંમાં પોતાનું શરીર જોવાને દીવો બસ છે. તે શરીરથી ભિન્ન હું આત્મા છું, એવાં વ્યતિરેક જ્ઞાનથી આવર્ણ ગયું. હવે ભિન્ન કાંઈ બાકી નહીં રહેવું જોઇએ, તેથી જગતને આત્મરૂપ દેખવું તેમાં દીવો કામ નહીં આવે, તેમાં તો સૂર્યજ જોઇએ. તેથી જ્ઞાનરૂપ સૂર્યનો લાભ થાય તો બધું બ્રહ્માંડ આત્મરૂપ દેખે. પ્રથમ તો વસ્ત્ર છે તેમાં તંતુનું ભિન્નપણું જુવે, પછી બધું વસ્ત્ર તંતુરૂપ જુવે. વ્યતિરેક જ્ઞાનદીપથી આવર્ણાત્મક અજ્ઞાન મટાડું છું; અને અન્વય જ્ઞાનસૂર્યથી વિક્ષેપાત્મક અજ્ઞાન ટાળું છું. તાત્પર્ય કે, નૃસિંહને બુધ્ધયોગ–જ્ઞાનયોગરૂપ દીવી આપી. તેથી પ્રભુમાં એવા તલ્લીન થઇ ગયા કે હાથ પગ બળવા માડ્યા તોપણ તેનું ભાન નથી. તે જોઇ રાધાને દયા આવી અને પ્રભુને કહેવાથી પાસે આવી વરદ હસ્ત મુકી ભાનમાં આણ્યા અને વરદાન માગવા કહેતાં, નૃસિંહ કહે, આપનાં ચરણના આશ્રયથી મારાં મનરૂપ ગોકુળમાંથી અઘાસુર–(પાપ વગેરે) નાશ થઇ ગયો છે એવાં મારાં મન–ગોકુળનો ત્યાગ કદી કરશો નહીં.

રત્નની શોભા કુંદનમાં હોય છે; તેમ જ્ઞાનરત્ન સહિત ભકિત હોય તો શોભે છે. ગત સંગ થવું જોઇએ. गतसंगस्य मुक्तस्य ज्ञाना-

અહિશ્વત ચેતસ: ॥ અહંકારથી મુક્ત, જ્ઞાનમાં સ્થિત સર્વત્ર બ્રહ્મરૂપ જુવે. એવો જે હોય તે ચાહે તે કર્મ કરે છતાં તેનાં તે કર્મ નિર્મૂળ થાય છે–તેને સ્પર્શ કરતાં નથી. *

*ચાંગદેવે યોગ બળથી ૧૪૦૦ વર્ષ સુધી શરીર રાખ્યું હતું. દર ૧૦૦ સોવરસે નામ અને સ્થાન બદલતા. તે બધી વિદ્યા ભણેલા પણ મોર પીંછ ઉપર જેમ હજારો આંખ હોય છે, છતાં એક આંખ પણ જોઇ શકતી નથી. તેવી તેની વિદ્યા હતી. તેને વાસ્તવ–જ્ઞાન દૃષ્ટિજ નહીં હતી. એવી દિવ્ય દૃષ્ટિ સદ્‌ગુરૂ વિના નથી આવતી. જ્ઞાનેશ્વરે પાડાનાં મુખેથી વેદ ભણાવેલાનું સાંભળી તેમને ગુરૂ કરવા વિચાર થયો. પત્ર લખવા બેઠા પણ યોગ સામર્થ્ય અને વિદ્યાનું અભિમાન હોવાથી પ્રથમ શું લખવું તે સુઝતું નથી. તેથી કોરો કાગળજ બીડીને શિષ્ય સાથે મોકલ્યો. તે આવતાંજ નિવૃત્તિનાથે કહ્યું કે, ચેલો પત્ર લાવે છે. તે કહ્યા પહેલાંજ માગ્યો. તે જોઈ જવાબ લખ્યો કે, હજી કોરાજ રહ્યા છો. તેમ શરીર કોરો કાગળ છે તે મનુષ્ય શરીર મળ્યા છતાં તેમાં અક્ષર બ્રહ્મની પ્રાપ્તિ ન થાય તો જન્મ નિષ્ફળ ગયો–કોરોજ રહ્યો. ચાંગદેવનો હેતુ એ છે કે હજી હું કોરોજ છું માટે અનુગ્રહ કરો. જવાબમાં લખ્યું કે, દ્વૈત (દ્રશ્ય) તો નામ માત્ર છે. એક પરબ્રહ્મજ જેમ છે તેમજ સત્ છે. एकधा बहुधा चैव द्रश्यते जलचंद्र वत् ॥ દ્વૈતને મનથી છોડી દો. बहिरंतश्च भूतानामचरंचर मेवच. ભીતર બહાર સર્વત્ર તે સત્તા વ્યાપીને રહી છે. વિવર્ત રૂપ જગત છે તેથી અદ્વૈતની હાનિ થતી નથી. તે તત્વ બધાના આત્મા રૂપ છે. માટે હે ચાંગદેવ! હું કોણ છું તે વિચાર કર, અને અનુભવ સહિત જવાબ લખજે. એ રીતનો પત્ર વાંચીને ચાંગદેવ પોતાના યોગબળથી વાઘ ઉપર બેસી સર્પની ચાબુક બનાવી જ્ઞાનેશ્વર પાસે ગુરૂ કરવાને ગયા. તે ખબર મળતાં તેનો સત્કાર કરવા સામા જવું જોઇએ તેથી દીવાલની પ્રાર્થના કરી તે ઉપર બેસી આલંદી ગામમાં જ્યાં ચાંગદેવ ઉતર્યા ત્યાં જ્ઞાનેશ્વર તે દીવાલને ચલાવીને ગયા. તે જોઇ ચાંગદેવનું અભિમાન ઉતરી ગયું. કેમકે જ્ઞાનદેવે તો નિર્જીવ જડને ચલાવ્યું, પછી પગેલાગી શરણે થવાથી જ્ઞાનદેવે અનુગ્રહ કીધો છે.

પ્રલ્હાદનું કુળ જુવો તો દૈત્યવંશ, ઉમર પણ નાની, બુદ્ધિ પણ પરિપકવ નહીં હતી, પરંતુ નારદ જેવા સદ્‌ગુરૂનો ગર્ભમાંથીજ ઉપદેશ મળેલો તેથી ગમે તેવાં દુઃખ પડતાં છતાં ગુરૂઉપદેશથી ચલિત થયો ન હતો અને અંતે ગુરૂ ગુરૂ શબ્દની ધ્વનિ કરતે પ્રભુએ સ્થંભમાંથી નૃસિંહરૂપે પ્રગટી ભક્તનું રક્ષણ કીધું હતું. સર્વ બ્રહ્મરૂપ છે તે ગુરૂકૃપાથી સમજાય

છે. બધા મૃગમાં કસ્તુરી નથી, બધા હાથીંનાં મસ્તકમાં ગજમુક્તા–મોતી નથી મળતાં, કામધેનુ પણ કોઇકજ હોય છે, તેમ એવા સદ્‌ગુરૂ પણ ઠામ ઠામ બધે હોતા નથી. બ્રહ્મા વિષ્ણુ શંકર દત્તની ઉપાસનાથી તે દેવની કૃપા થતાં એવા સદ્‌ગુરૂ મળે છે.

નરસિંહ મેહેતા ભજન કરે છે તેથી દ્વેષબુદ્ધિથી મંડલિક રાજા પાસે લોકોની ફરીઆદ થવાથી ત્યાં બોલાવી કહ્યું કે, એ ઢોંગ છોડી દે. ત્યારે નૃસિંહ કહે या यस्य प्रकृति स्वभावजनिता केनापि नत्यज्यते. જેનો જે પ્રકૃતિ સ્વભાવ પડયો તે કોઇથી છોડી શકાતો નથી. જ્ઞાનરૂપ દીપથી અજ્ઞાનાંધકારનો નાશ કરનાર હોવાથી "ગુરૂ" નામ છે. પણ તે જ્ઞાન શ્રધ્ધાવાનને થાય છે. પ્રણિપાત, પ્રશ્ન, અને સેવા, એ ત્રણુ તો બહારનાં સાધન છે. કોઇ કપટી માણસ પણ તેતો કરી શકે છે, પણ શ્રદ્ધા, તમરતા અને સંયતેંદ્રિય પણું, એ અંતરંગ સાધન છે, તે વગર જ્ઞાન થતું નથી. श्रद्धावान् लभते ज्ञानं શ્રધ્ધા સાથે ગુરૂ પરાયણતા હોવી જોઇએ; તે હોય તો જ્ઞાન પરાયણતા હોવી સંભવે છે. नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ॥ જ્ઞાન જેવું પવિત્ર આ લોકમાં કંઈ નથી. સદ્‌ગુરૂ માટે પણ ત્રણુ લોકમાં દૃષ્ટાંત જડતું નથી. આચાર્ય–ગુરૂ છે તે નીચેનું અરણીપાત્ર અને શિષ્ય છે તે ઉપરનું અરણી પાત્ર છે. ગુરૂનો ઉપદેશ છે તે સંધાન છે, અને તે બે પાત્રની સંધી, તે વિદ્યા છે. તેનાં મંથનથી જ્ઞાન અગ્નિ પ્રકટે છે તે અવિદ્યાને બાળી દે છે. એવો અગ્નિ ઉત્પાદક ગુરૂ નિપુણુ હોવા જોઇએ, તેવો શિષ્ય પણ નિપુણુ જોઇએ. આ ત્રણુ ગુણરૂપ સંસારને તે વિદ્યા નાશ કરે છે. જ્યાં સુધી કાષ્ટ હોય ત્યાં સુધી અગ્નિ બળે છે, પછી એની મેળે શાંત થઇ જાય છે. દેહ ઈંદ્રી વગેરે કાર્ય છે, અને અવિદ્યા છે તે કારણુ છે. તે બેહુનો નાશ તે વિદ્યા–જ્ઞાનથી થાય છે. પછી તે વિદ્યા પણુ શાંત થઈ જાય છે અને જીવ પરમાનંદને પ્રાપ્ત થાય છે. यथैधांसि समिद्धोग्नि र्भस्मसात्कुरुतेतथा ॥ ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेतथा ॥ સંચિત કર્મ બધાં બાળી નાખે છે અને અસંગ–કર્તૃત્વાભિમાન રહિત બુદ્ધિ હોવાથી ક્રિયમાણુ કર્મો પણુ જે જ્ઞાનોત્તર કાળમાં થાય છે તે પણુ બાળે છે, પણુ છુટી ગયલું બાણુ જેમ ધારેલા લક્ષે જઇને પડે છે તેમ પ્રારબ્ધનો ભોગથી ક્ષય થાય છે. પણુ એ જ્ઞાન મેળવવાને શિષ્ય શ્રદ્ધાવાન, તત્પર, અને જીતેંદ્રિય હોવો જોઇએ, તે સાથે તેનામાં બીજા નવ ગુણુ હોવા જોઇએ. શરીરની ઉપર જેને અભિમાન છે તેને માન જોઇએ છે. પણુ તે સચ્છિષ્ય તો એમ સમજે છે કે, માન જે મારી પાસે આવશે તો અભિમાન વધી જશે એવો ભય તેને થાય છે તેથી અમાની થાય છે. એટલે માનને

ઇચ્છતો નથી. બીજો અમત્સર ગુણછે:—મત્સરથી વિશ્વામિત્રે નવી સૃષ્ટિ ઉત્પન્ન કરવા માંડેલી હતી. દુર્વાસા બહુ મત્સર કરી તપ કરતા હતા, તેણે ભક્ત અંબરીષને ગભરાવ્યા ત્યારે પ્રભુનું સુદર્શન ચક્ર તેની પાછળ લાગવાથી ન્હાસવું પડેલું હતું. બ્રહ્મદેવે મત્સર કરીને શ્રીકૃષ્ણનાં ગાયો વાછરડાં છુપાવેલાં, તેને ઝાંખા પડી મત્સર છોડી દઈ નમ્ર થઇ ભગવાન શ્રીકૃષ્ણને શરણે થઇ ક્ષમા માગવી પડેલી. જ્ઞાની પણ કેટલાક એવા મત્સરવાળા થાય છે, તે દુર્ગુણ ન હોવો જોઇએ. ૩. અદંભિત્વ. ૪. દક્ષતા. ૫. નિર્મમત્વ. મમતા છે તે અહંકારની કન્યા છે, તે જ્યાં બાપ હોય ત્યાં લાડ માટે આવે છે. દેહોહંભાવ છોડી દઈ सोहं ભાવના કરવાથી સન્નિષ્ઠ્ય હોય છે તે દેહ ઉપર મમતા નથી કરતો. એ મમતા વિચારથી છુટે છે. તે એવા વિચારથી કે, સ્થૂળ સૂક્ષ્માદિ શરીરથી આત્મા વિલક્ષણ અસંગ છે. पुष्पेगंधं तिलेतैलं काष्टेग्नि पयसः घृतं ॥ इक्षुगुड वपुष्यात्मा लभते गुरुवाक्यतः ॥ ૬. દૃઢ સૌહૃદ. ગુરૂ ઉપર દૃઢ પ્રેમ હોવો જોઇએ. ध्यानमूलं गुरोर्मूर्ति पूजामूलं गुरोः पदं ॥ मंत्रमूलं गुरोर्वाक्यं मोक्षमूलं गुरोः कृपा ॥ ૭. અસત્વર. શરીર ભલે જલદી ગમન કરે–દોડી જાય, પણ મનતો જ્યાં બેસાડે ત્યાં સ્થિર થઈ બેસે–લાગી રહે, એવો આસક્તિ રહિત રહે. ૮. અર્થજીજ્ઞાસુ. ઇર્ષા રહિત. ૯. અમોઘવાક્. નકામો બકવાદ ન કરે. એ નવગુણ છે તે નવરત્ન તુલ્ય છે. તેની માળા જેના કંઠમાં છે તેને સદ્ગુરૂ પ્રીય થાય છે. તેજ શુધ્ધ ચિત્તવાળો છે.

શાસ્ત્રી, કર્મકાંડી, વગેરે લોકે નરસિંહ મેહેતાને બહુ સપડાવ્યા ત્યારે કહ્યું કે, ન્યાયથી ચાલે છે તેજ ન્યાયશાસ્ત્રી છે. પ્રભુનાં ભજનમાંજ ચિત્ત રાખી રહે છે તેજ કર્મકાંડી મિમાંસક છે. પછી છેવટ કહેછે કે,— अतिदानात् बलिर्बद्धो अतिमानात् सुयोधनः ॥ अतिगर्वात् रावणश्च अति सर्वत्र वर्जयेत् ॥ મનુષ્ય દેહ મળ્યા છતાં સંસાર સમુદ્ર તરી જતા નથી તેને આત્મ હત્યારા કહ્યા છે. તેને ભારે સજા હોય છે. આત્મઘાતી માટે પ્રાયશ્ચિત્ત કેયે લખ્યું નથી. તે ભેદરૂપ શસ્ત્ર લઇ પોતાની ઘાત કરનારને વારંવાર જન્મ મરણરૂપ દંડ થાય છે. किं तेन नकृतं पापं चौरेणात्मा पहारिणः॥ એવા તેણે કયાં પાપ નથી કીધાં? બધાંજ પાપ તે કરી ચુકયો. પોતે સચ્ચિદાનંદ આત્મા છેં તેને દેહરૂપ જડ દુઃખ અને પરિછિન્ન દેખે છે એજ મહા ભયંકર પાપ છે. એવા આત્મઘાતીને માટે પ્રાયશ્ચિત્ત નથી લખ્યું તેનું કારણકે તે તો મુવો, પછી રહે કોણ કે તે પ્રાયશ્ચિત્ત કરે. માટે આ દેહ મળ્યો છે તો ગુરૂ ઇશ્વરની કૃપા મેળવી પાર જા.

નામદેવ ભકત શ્રી વિઠ્ઠલ સાથે વાતચિત કરતા હતા. એતા પ્રભુ સાથે નિકટ સંબંધમાં હતા, છતાં સંત મંડળીમાં જ્ઞાનેશ્વરના કહેવાથી કુંભાર ગોરોબા ભકતે હાંલ્લાં ઘડવાનું ચપાટીઉં લઇ કાંચા પાકાની પરીક્ષા કરવા બધાનાં માથામાં ટપાટપ ઠોકના ચાલ્યા તે વખતે બીજા તો ગુરૂકૃપાવાળા હતા તેથી જાણે છે કે સાક્ષી અસંગ છે તેને કાંઇ નથી, પણ નામદેવને માથાંમાં લાગતાંજ બોલી ઉઠયા કે કુંભાર છે તે માટીની પરીક્ષા કરે તેવી મારી કરે છે કે? તે સાંભળી બીજા બધા બોલ્યા કે, ગુરૂ કૃપા વગરનો છે, એને કાઢી મુકો. તે ઉપરથી નામદેવ તરત વિઠ્ઠલ પાસે જઇને થયલા અપમાન માટે રડવા બેઠો. વીઠ્ઠલ કહે, તે બધા કહે છે કે તું કાચો છે, તે સંતો ખરૂં કહે છે. ગુરૂ કૃપા વગરના ભલે ખેચરી ભૂચરી કરતા હોય કે પાણી પર ચાલતા હોય, તે બધાજ કાચા છે. તેમ તું મારો ભક્ત છે પણ ગુરૂ કૃપા વગરનો હોવાથી કાચો છે, એટલે મારાં તાત્વિક સ્વરૂપને જાણ્યા વગર તું પણ કાચોજ છે. कश्चिन् मामवेत्ति तत्वतः ગુરૂકૃપા પાત્ર કોઇકજ મને તત્વરૂપે જાણે છે. सर्वेदानवचिंतायां रताः ये महताः कवेः॥ अंतर्गतं विजानाति गुरुपुत्रस्तु केवलं॥ મહાત્મા ગુરૂની કૃપાથી સર્વદા નૂતન એવા આત્મચિંતનમાંજ રહેલા છે તેમાંથી ગુરૂનો કૃપા પાત્ર હોય તેજ ફકત અંતર્ગતવાત જાણી શકે છે. અથવા-બીજો અર્થ-સર્વ દાનવોની ચિંતામાં રત, એવા કવિ શુક્રાચાર્ય મહાત્મા છે તે ગુરૂકૃપા પાત્ર હોવાથી વામનના અંતરનો આશય જાણે છે. દ્દષ્ટાંત-એક વખત સાવંત માળીને લઇને નામદેવ વેણુનાદ સ્થાને ગયા. ત્યાં ભગવાન ફકીરને વેશે આવી બેઠા, પછી ચલમ કાઢીને ભરી. માળીને અને નામદેવને કહ્યું કે, ઇચ્છા હોય તો ચલમ લો. નામદેવ તો યવન ફકીરને જોઇને નહીં ગયા, પણ માળીએ તો પ્રભુને ઓળખ્યા તેથી કહ્યું કે, હા, પ્રભુ, પ્રસાદ લાવો. ચલમ પીધી, તે જોઇ નામદેવે તેનો બહુ તિરસ્કાર કીધો કે યવનની ચલમ પીધી, એ શું કરે છે. પછી કામધેનુ કુતરીના રૂપે આવી હતાં તે કુતરીનું દુધ કાઢી તેમાં રોટલીના કટકા બોળી પોતે ખાય છે અને કહે છે કે, કોઇને જોઇએ તો લો. માળી તરત દોડયો અને ખાધા. પ્રભુ કહે, એ કોન હેં, પકડી લાવ. તેવા નામદેવ નાસી ગયા. વિઠલ પાસે જઇ કહે છે કે તમે વચન આપેલું છતાં કેમ આવ્યા નહીં. પ્રભુ કહે, ફકીર કોણ હતું? હુંજ હતો. નામદેવ કહે, ભુલ થઇ. વિઠ્ઠલ કહે, ગુરૂવિના એવી ભુલ તો થાયજ છે. બીજી વાર પઠાણના વેશમાં પ્રભુ આવેલા ત્યારે પણ નહીં ઓળખ્યા. ત્રીજીવાર કસાઇ બની આવેલા; સ્ત્રી પુત્રો સાથે હતા. પચીસ મરઘી રાંધી. પાત્ર ન ભરાયાથી પાડો નાખ્યો, પુત્રો નાખ્યા, પણ

માયારૂપ કુંજર–હાથીનાં ગંડસ્થળમાં મોતી રહે છે, તેજ મોક્ષરૂપ મોતી અથવા જ્ઞાનમણિ છે. તે માયારૂપ હાથીની નિવૃત્તિ કરીને સદ્‍ગુરૂ છે તે જીવન્મુક્તિરૂપ મોતી આપે છે. ગંગાનો પ્રવાહ વહીવહીને ક્યાં સુધી વહેશે ? સમુદ્રને મળી નથી ત્યાંસુધી. પછી

પાત્ર ન ભરાયાથી નામદેવને પકડી લાવવા કહેવાથી ન્હાસી ગયા. વિઠ્ઠલ પાસે જઇ પુછતાં પ્રભુએ કહ્યું કે તે હુંજ હતો ભાઇ ! નાગનાથ મહાદેવમાં વિઠોબા ખેચર પાસે જા. તે જ્ઞાનેશ્વરના શિષ્ય છે, તેને ગુરૂ કર. તેથી ત્યાં ગયા. તે વિઠોબા ખેચર તો જાણતા હતા તેથી કુષ્ટવાળાં વૃધ્ધ શરીરે મહાદેવપર જોડા સાથે પગ નાખી સુતા છે ત્યાં જઈ નામદેવ આવું જોઈ બોલ્યા કે આ પાપનું કામ શા માટે થવા દો છો ? ગુરૂ કહે હું અશક્ત છું તેથી તું મારા પગ ઉંચકીને જ્યાં શિવ ન હોય ત્યાં મુકી દે. નામદેવે પગ ઉંચકી બીજી જગે મુકવા જતાં શિવલિંગ જોઇ બધું ચકર (circle) ફરી વળ્યો, પણ બધે અને બધા પદાર્થ માત્ર શિવમય જોય છે. થાકીને નમ્ર થઈ પ્રાર્થના કરી. પછી ગુરૂએ જ્ઞાન આપ્યું છે, ત્યારે નામદેવ સમજ્યા ત્યાંથી પાછા ગામ જતાં રસ્તે રોટલી કરી તેની બધી ચોડ (ઢગલી) પ્રભુ પોતે કુતરારૂપે આવી ઉપાડી ગયા. તે જોઈ નામદેવને દયા આવી કે, અરેરે, ઘી વગર પેટમાં દુખશે, તેથી ઘીની વાડકી લઈ પાછળ દોડયા છે કે, પ્રભો ! ઘી ચોપડવા દો, લુખી છે. એ રીતે સર્વ જગત પ્રભુમય જોવાની દ્રષ્ટી ગુરૂકૃપાથી આવી ત્યારે પ્રભુએ પ્રકટી દરશન આપી કહ્યું કે, ગુરૂકૃપાથી હવે તું પરિપકવ થયો.

ચંદનને જેમ જેમ ઘસીશું તેમતેમ વધારે સુગંધ આપશે. શેરડીને જેમ પીલે છે–દબાવે–છુંદે છે તેમ રસ આપે છે. સુવર્ણને જેમ તાપમાં નાખો તેમ ઉત્તમતા–કસ વધે છે. તેમ, મહાત્માની પ્રકૃતિમાં વિકૃતિ થતી નથી. ભક્ત સંત દુઃખથી ગભરાતા નથી, પણ સારી વાસના (ગંધ), રસ અને કસ આપે છે. નરસિંહ મેહેતાને પ્રભુપર દ્રઢ વિશ્વાસ હતો તો રાજા તરવાર લઇ સમીપ ઉભેલો છતાં નિડરપણે પ્રભુની સ્તુતિ કરી; ગાઢ મોહોબતને લીધે ગાળો દીધી–તાના માર્યા, ચીઢવાઇને ઠપકા દીધા, ત્યારે કેદારો જે ગીરો હતો તે પ્રભુએ નરસિંહ વેશથી છોડાવી લાવી ઉંચેથી નાખ્યો. ત્યારે તે ગાયો, કે તરત કમાડ ખુલી જઈ હાર લઇ પ્રભુએ આવી નરસિંહ મેહેતાને પેહેરાવ્યો. બધા લોકે તેઓની ભાવના પ્રમાણે જોયા. રાજા પગે લાગ્યો. પ્રભુ પોતે મેહેતાજીને ભેટી અંતર્ધ્યાન થયા. બધા અભિમાની ઝાંખા પડ્યા, અને ભક્તની કરાયલી છલના માટે ક્ષમા માગવા લાગ્યા. તાત્પર્ય કે, સદ્‍ગુરૂ શંકર હતા તો તેની કૃપાથી નિડરપણે સર્વત્ર વિજયી થતા હતા.

પ્રવાહ અટકે છે, એટલે સમુદ્રરૂપેજ થઇ જાય છે. તેમ સદ્ગુરૂ નથી મળ્યા ત્યાંસુધી કર્મ, ઉપાસના, શમ, દમ, સેવા, પૂજા, ધ્યાન, ધારણા, સમાધિ, દાન, ગાન, તાન, તીર્થ, યાત્રા, સાધુસંગ, વગેરે ઉપાયો કરવાના છે; પણ સત્ ( અખંડ ) ગુરૂ ( ચિદાનંદ આત્મતત્વરૂપ પરમાત્મા)નો અપરોક્ષ થયા પછી-તે સદ્ગુરૂ મળ્યા પછી તે બધા ઉપાયો વિરમે છે-કરવાના બંધ પડે છે, અને સદ્ગુરૂરૂપ થઇ રહેવાય છે. તે માત્ર સદ્ગુરૂનું પ્રતીત થતું સગુણુ સ્થૂળ શરીર જોવાથીજ નહીં, પણ તેનું સત્સ્વરૂપ અભેદભાવે જોવાથી તેમ થાય છે.

એક વખતે વસુદેવે નારદને પુછયું કે, મને ભગવાનનું દર્શન કરાવો. તે શી રીતે ક્યારે થશે? નારદે કહ્યું કે, અરે વાહ! તમારા ઘરમાંજ ભગવાન પ્રત્યક્ષ બિરાજે છે છતાં તમે વળી હવે બીજે કયાં ભગવાન શોધવા માગો છો ?! વસુદેવ કહે, એતો મારો પુત્ર છે. નારદ કહે, એજ તમારી બુદ્ધિનો દોષ છો. જયાંસુધી તમે એને પુત્ર બુદ્ધિથી જોશો ત્યાંસુધી તમને ભગવાનનું દર્શન થવાનું નથી. પુત્રભાવ તિરોધાન થઇ જશે તોજ-એ આવર્ણ ખસ્રી જશે તોજ ભગવાન દેખાશે.

ચંદન વૃક્ષને મોટા મોટા ભુજંગો વીંટલાઇ રહે છે, છતાં તે વૃક્ષમાં તેઓનું વિષ પ્રવેશી શકતું નથી, પણ તે વૃક્ષ પોતાની શીતળતા સુગંધથી તે સર્પોને સુખશાંતિજ આપે છે. તેમ, ગમે તેવા દુષ્ટની સંગતિથી પણ સત્પુરૂષ સદ્ગુરૂરૂપ સંતોમાં દુષ્ટતા આવતી નથી, પણ તે સંતો તો પોતાના સ્વભાવ પ્રમાણે દુષ્ટને પણ શાંતિનું ભાન કરાવે છે.

શ્રીનગરની બહાર એક મહાત્મા રહેતા હતા. તેનાં દર્શન માટે ત્યાંનો રાજા રોજ જતો હતો. તે સંત પાસે પરકાયા પ્રવેશની વિદ્યા હતી. તેથી એક દિવસ તે રાજાએ એક વિશ્વાસુ નોકર સાથે જઇ એકાંતમાં તે સંતને કહ્યું કે, મને તે વિદ્યા શિખવો. બહુજ આગ્રહ કરવાથી કહ્યું કે, આ ત્રીજા માણસને દૂર કર, પછી બતાવું. રાજા કહે, એતો મારો ખાસ વિશ્વાસુ છે, માટે જરા ફિકર નહીં રાખો. ગુરૂ કહે, વિદ્યા છે તે ષટ્કર્ણ નહિં થવી જોઇએ. ચારકર્ણેજ હોય તો ફળપ્રદ થાય છે. કહેનાર ગુરૂના બે કાન

અને સાંભળનાર શિષ્યના બે કાન. અને બે કર્ણે રહે તો બહુ બળવાન થાય છે. षट्कर्णेषु न कर्तव्यं न कर्तव्यं कदाचन ॥ षट्कर्णेषु करणाच्च भूपोऽभूत्भिक्षुक: पुरा ॥ રાજાએ નહીં માની આગ્રહ કરવાથી તે વિદ્યા આપી. તે પેલા નોકરે પણ સાંભળી તેથી તે પણ જાણીતો થયો. એક દિવસ રાણીનો પ્રીય પોપટ મરી ગયો તેનો બહુ શોક કરતી જોઇ રાજાએ બહુ સમજાવી, તે છતાં નહીં માનતાં રાણી કહે કે તમે પરકાયા પ્રવેશ જાણો છો, તેથી એક કલાક ફક્ત એનામાં પ્રવેશો, અને હું એને પાછો જોઉં, પછી પાછા નિકળી જજો. સ્રીની હઠને તાબે થઇ રાજાએ તેમ કીધું અને ઉઠયો. થોડી વારે રાજા જ્યાં પાછો પોતાનાં શરીરમાં પેંસી જવા આવે છે એટલામાં આવી તક જોઇને પેલો નોકર તે રાજાનાં શરીરમાં પ્રવેશી ગયો, અને ઉઠી રાજ કરવા લાગ્યો. રાણી સમજી ખરી, પણ શું કરે. તે પોપટ ઉડી ગયો તે એક બ્રાહ્મણ પુત્ર મરી ગયલો તેમાં પ્રવેશી ગયો. ત્યાં તે ભીખ માગી પેટ ભરે છે. રાણીએ યજ્ઞ અને સદાવ્રત આરંભ્યાં. બ્રાહ્મણો આવે તેની નામઠામ અને હકીકતની નોધ લેવા માડી. તેમાં પેલો રાજા પ્રવેશવાળો બ્રાહ્મણ પુત્ર આવી પોંચ્યો, તેને રાખી લીધો. એક દીવસ ચકલીનું બચ્ચું મરી ગયું તેને પાસે મુકી રાણી શોક કરી રહી છે ત્યાં પેલો વિશ્વાસઘાત કરનારો નોકર રાજારૂપે છે તે આવી સમજાવે છે. રાણી જાણે જાણતીજ નથી, પણ રાજાજ છે એમજ જાણતી હોયને, તે રીતે દેખાડે છે. તે બોલી કે, એ બચ્ચાંમાં તમે એક કલાક માત્રજ પ્રવેશો, પછી પાછા નિકળી જજો. પેલાએ તેમ કીધું. એ તક મેળવી રાણીએ પેલા બ્રાહ્મણ પુત્રને સંકેત કીધો તેવો તે પોતાનાં મૂળ રાજાનાં શરીરમાં પ્રવેશી જઇ, તે ચકલીનું બચ્ચું મારી નાખ્યું. એટલી મુશીબત પડી. માટે વિદ્યા ષટકર્ણે થવી નહીં જોઇએ. તેથી ઉપલા શ્લોકમાં કહ્યું કે વિદ્યા ષટકરણે કરવાથી રાજા ભિક્ષુક બન્યો હતો.

ભવપાર પ્હોંચેલા મહાત્મા કહે છે કે, जडास्तपोभि: शमयंतिदेह: ॥ જડ બુદ્ધિના અજ્ઞાની લોક અનેક તપ કરીને દેહને કૃષ કરી નાખેછે. કુતરા ઉપર જો બાણ મારવામાં આવે તો, અગર લાકડી મારીએ તો તરત તે બાણ કે લાકડીને પકડી લે છે અને તેનેજ કરડવા

.ડે છે. તે બાણુ ફેંકનાર પર અગર લાકડી મારનાર ઉપર તેની ષ્ટિ નથી જતી; તેના જેવા મૂઢ છે. પણુ સિંહ અથવા વાઘ તે ાણુને, લાકડીને, કે પથરને છેડતા નથી. તે તો મારનાર ઉપર લપ મારી દોડીને તેનેજ પકડે છે. તેમ વિદ્વાન છે તે મનને .મન કરે છે. श्वामुक्तमस्त्रं दशति, बुधाः शमयंतिमनः કેમકે સુખનું ારણુ મન છે, તેથી તે આત્માને બંધનનું હેતુ છે. એમ જાણી ાતાઓ તે ચિત્તને ક્ષીણુ કરે છે; કેમકે ચિત્તનો નાશ કરવાથી ચેત્કલા પ્રકાશે છે. चित्तस्य तस्य क्षयतः केवलः चित् प्रकाशते ॥ ચેત્ત જ્યાં સુધી ચિત્તરૂપેજ રહે છે ત્યાં સુધી ચિત્કળા નથી ાકાશતી, પણુ ચિત્ત શબ્દમાંના ત કારનો ક્ષય થવાથીજ ચિત્ રહે છે.

રહુગણુ રાજા પાલખીમાં જતા હતા. રસ્તે બે ભાઇ માંદા ાડયા ત્યારે હુકમ થવાથી વામદેવ અને જડભરત જે રસ્તામાં ાળી આવ્યા તેમને પકડી લઇ પાલખી ઉંચકવામાં જોડી દીધા. .ઓ તો આડા અવળા વાંકા ચાલે છે. તેથી રાજાને હરકત થયા રવાથી ધમકાવ્યા કે સીધા ચાલો. તે છતાં તે કશું બોલતા .થી, અને વાંકાચુંકા ચાલતા હતા તેવાજ ચાલે છે. તે જોઇ રાજા ચેચાર કરી અટકયો. પાલખી ઉભી રખાવી ઉતરી પડી તે બે ાંતને જોઇ ક્ષમા માગવા લાગ્યો, તેવા જડભરત હસ્યા, અને ાલ્યા કે, રાજા! તું કોની પાસે ક્ષમા માગે છે? તુંજ એક છે, ીજો કોઇ હોય તો તેની પાસે ક્ષમા માગી શકાય. પાલખીનો ાાર ખાંધ પર, ખાંધનો કંમર પર, કંમરનો પગપર, પગનો ચરણુ ાર, ચરણુનો પૃથ્વી પર, પૃથ્વીનો જળ પર, જળનો તેજ પર, ાજનો વાયુ પર, વાયુનો આકાશ પર, આકાશનો મહત્તત્વ પર ાહત્તત્વનો અહંકાર પર, અહંકારનો માયા ઉપર ભાર, અને તે માયા ાા તારાં બ્રહ્મસ્વરૂપમાં કલ્પિત-મિથ્યા છે. તેથી તુંજ રહેલો છે. ુ જે પાલખીમાં બેઠો છે તેનાથી તું જુદો છુંજ, એમ સમજે છે. ાજ રીતે આ શરીરરૂપ પાલખીમાં તું બેઠો છે તેનાથી તું જુદો- અસંગ છું એમ જાણુ. એ શરીર વગેરે ભૂતોનાં કાર્ય છે તેના ાગડામાં નહીં પડ. તારી શરીરરૂપ પાલખીને ચલાવનાર તારાંચાર અંતઃકરણુ, ત્રણુગુણુ, પંચ પ્રાણુ, એઓ છે. આગળ દોડનાર

ઇંદ્રીઓ છે, અને શબ્દ સ્પર્શાદિ વિષયને માર્ગે જાય છે. તું તેનો દ્રષ્ટા તેમાં બેઠો છે. આ અને શરીર રૂપ એવી બેહુ પાલખીથી તું જુદો છું, એમ માનશે તો હમારી માફક જીવન્મુક્ત થઇ ફરશે.

મન જો નિર્વિષય–નિર્ગુણ થઈ જાય તો મોક્ષ છે. દીવો દીવેટથી બળે છે. તેમાં સ્નેહ એટલે ઘી તેલ હોય તે બધું બળી જાય તો તેજ મહાભૂતમાં (તે દીવો) મળી જાય છે. તેથીજ તેને એમ કહેવ માં આવે છે કે "દીવો ઘેર ગયો" અર્થાત્ સામાન્ય પણે વ્યાપક તેજ (અગ્નિ)માંથી વિશેષ રૂપે (દીપ રૂપે) પ્રકટ પ્રતીત થયલો તે પોતાનાં સ્વરૂપમાં મળી જાય છે. તેમ, સ્નેહ ઘટી-ખપી જતાં મન સમાઈજાય છે. મન જ્યાં સુધી વિષય સાથેજ છે ત્યાં સુધી અનેક વૃત્તિઓ ઉપજે છે, गुणकर्मानुबद्धं मनः॥ તેથી મન વિષય શૂન્ય થવું જોઇએ, તો દીવાની માફક ચિદાકાશમાં લીન થવા સંભવ છે.

देनैवालिंगिता कान्ता तेनैवालिंगिता सुता ॥ પોતાનું શરીર એકજ છે પણ તેનાથી સ્રીનું આલિંગન કરે છે ત્યારે ભાવ કંઈ હોય છે અને પુત્રીનું આલિંગન કરે છે ત્યારે પ્રેમ ભાવ કંઈ તેનાથી જુદોજ હોય છે–વૃત્તિ ભિન્ન હોય છે. માટે मनः कृतं कृतं मन्ये મન જે કરે છે તેજ કર્યું માનવું, શરીરથી કરેલું નહીં. પાપ પુણ્યનું કારણીભૂત મનજ છે. જીવ ઇશ ભાવને પ્રાપ્ત થનારૂં મનજ છે. નિદ્રા દોષથી સ્વપ્ન થાય છે, તેજ રીતે અવિદ્યા દોષથી મનમાં રહેલું જગત બહાર દેખે છે, વાસ્તવે બહાર કાંઇ નથી.

गुरू शुश्रूपया विद्या पुष्कलेन धनेनच॥ अथवा विद्ययाविद्या चतुर्थनोपलभ्यते॥ ગુરૂની સેવા ખુબ કરી પ્રસન્ન કરીએ ત્યારે ગુરૂ છે તે વિદ્યા–જ્ઞાન આપે છે; અથવા ગુરૂની સમીપ રહી ઉપદેશ શ્રવણ કરવાથી મળે છે; તથા ખુબ ધનને બદલે પણ અમુક વિદ્યા મળે છે; અને ત્રીજી રીતે, એક વિદ્યા આપવાથી તેને બદલે બીજી મળે છે; ચોથો રસ્તો દેખાતો નથી.

એક મનનો નિગ્રહ છે તેજ આ સંસારરૂપ દુઃખમય વૃક્ષને નાશ કરી શકે છે. આદિ અને અંતમાં એ સંસાર અસત્ય હોવાથી મધ્યમાં પણ અસત છે. મૃગજળ છે તે ફક્ત મધ્યાન્હ કાળે થોડો

વખત દેખાય છે તે ત્રણે કાળમાં જેમ અસત છે તેવોજ સંસાર છે. आदावंते च यं नास्ति वर्तमानेपि तत्तथा ॥ એવું છતાં પણ એ સંસાર વૃક્ષ અતિ વિશાળ છે, કર્મ મૂલછે, અને જનિમૃતિ ફલદ છે. એને અશ્વત્થ કહે છે, એટલે કાલે રહે એવો નિયમ નથી. એ વૃક્ષને દુ:ખરૂપ પત્રો છે, કામ ક્રોધાદિ શાખા છે, પુત્રો સુતા સ્ત્રી ભગિની ભૃત્ય બંધુ પશુ વગેરે રૂપ પક્ષીઓ છે. એવાં એ વૃક્ષને નિસ્તત્વ જાણી વૈરાગ્ય રૂપ અસંગ અસિ (તરવાર) શસ્ત્રથી છેદી નાખવું. વાસુદેવ શ્રીહરિનું સ્મરણ ચિંતવન કરવાથી વૈરાગ્યરૂપ એવું અસંગ શસ્ત્ર પ્રાપ્ત થાય છે. માટે સત્પુરૂષો કહે છે કે, उपाय एकएवास्ति मनसः स्वस्यनिग्रहः ॥ મનનો નિગ્રહ કરવો, એજ એક ઉપાય સંસાર વૃક્ષને કાપી નાખવાનો છે. પછી નિરંતર એવું ચિંતવન કરવું કે, હું સચ્ચિદાનંદ બ્રહ્મ ચિદાકાશ સ્વરૂપ છું. એવો જેને નિશ્ચય છે તે જીવન્મુક્ત છે.*

---

* વાસનાનો ક્ષય કરવાથી મનોજય થાય છે. પણ તેનો અભ્યાસ જોઇએ. જીવન્મુકત મહાત્માનાં છ લક્ષણ કહે છે.—

૧ અજીહ્વત્વ-જમવામાં જેને એમ સ્ફુરતું નથી કે, આતો સારૂં છે અને આ નઠારૂં છે. સ્વાદમાં આસકિત રહિત હોય છે, પણ પ્રાણ રાખવા ખાતરજ ખાય પીએ છે. વળી, જે હિત, મિત, અને સત્ય ભાષણ કરે છે.

૨ ષંઢત્વ-એટલે, નપુંસકત્વ.-આજે જન્મેલી કન્યા, ૧૬ વર્ષની સ્ત્રી અને સો વર્ષની ડોસી જેને સમાન છે. અર્થાત્ તેઓને જોઇને એક સરખો નિર્વિકાર રહે છે.

૩ પંગુત્વ:-ભિક્ષા માટે તથા વિણ્મત્રાદિ (ઝાડો પિશાબ) કરવા માટે જેનું અટણ-જવું આવવું થાય છે; તે પણ એક યોજનથી જાદે નહીં જાય.

૪ અંધત્વ-ગમે ત્યાં જાય આવે, બેસે ઉઠે, તેમાં જેની દ્રષ્ટિ ૧૬ હાથથી આગળ નહીં જાય.

૫ બધિરત્વ-હિત મિત મનવાળો તે, પોતાની ગમે તેવી સ્તુતિ નિંદા કોઇ કરે, છતાં પોતાનાં મનપર કશું પરિણામ થવા પામે નહીં.

૬ મુગ્ધત્વ (મઢત્વ).-વિષયો સાનિધ્યમાં પડેલા હાજર છતાં, તથા સ્ત્રી, ધન, ધામ, ધરા, બાગ, અલંકાર, વસ્ત્ર, અશ્વાદિ તે વિષયો ભોગવવાને સામર્થ્ય પ્રાપ્ત છતાં, અવિકલેન્દ્રિય રહે, એટલે વ્યાકુળ ન થાય. સુતેલો મનુષ્ય જેવો અવિકૃત ( નિર્વિકાર ) રહે છે, તેવો જાગૃતમાં પણ

રાજાજનકે સાવધ થતાં– વિચારમાંથી જાગતાં કહ્યું હતું કે, હવે હું જાગ્યો, જાગ્યો છું. મેં ચોરને જોઇ લીધો છે (મનરુપ ચોરને દીઠો છે). હવે હું તેને મારૂં છું. प्रबुद्धोस्मि प्रबुद्धोस्मि द्रष्टश्चौरोमयात्मना ॥ મનનું સ્વરૂપ સંકલ્પ છે. તેનો નાશ કરી સંસાર વૃક્ષને મુકવી દઉં છું नरूपमस्येह तथोपलभ्यते० દુરથી ડુંગર રળિયામણા દેખાય છે, પાસે જતાં પથરા. તેમ, સ્ત્રી પુત્રાદિને લોક તથા વિષયી જનો સારાં સુંદર કહે છે; પણ સંસારનાં દુઃખોનો અનુભવ જેમને થયો છે તે બધા એકે અવાજે દુઃખરૂપજ કહેશે. તે સ્ત્રી પુત્રાદિના સમીપ સહવાસથી તેઓ, કલહપ્રીય, બેમર્યાદ, કટુવાણી વદનારાં, કષ્ટ આપનારાં, જોઇ તે ખમી ગભરાઇ જાય છે, ત્યારે એવો અનુભવ થાય છે કે સંસારનું સ્વરૂપ દુ.ખ પરિણામી છે. એ સંસારની આદિ નથી અને અંત નથી, તો પછી મધ્ય એટલે સ્થિતી પણ નથીજ. એવાં સંસાર વૃક્ષને તીક્ષણ શસ્ત્ર જે દ્રઢ વૈરાગ્ય છે તે વડે કાપી નાંખો. વિષયોમાં દોષ દ્રષ્ટિ કર્યા કરવાથી વૈરાગ્ય થાય છે. પછી તે પરમપદ જાણવા સદ્‌ગુરૂ પાસે જઇ શોધ–વિચાર કરવો तत:पदंतत्परिमार्गितव्यं ॥ જ્યાં ગયા પછી પાછું આવવું પડતું નથી ત્યાં અભેદત્વે ગમન થાય છે. ઘટાકાશ જેમ મહદાકાશમાં જાય છે તેમ તે આદ્ય પુરૂષ નારાયણ પરમાત્માને શરણે જવાથી ગુરૂનો અને વૈરાગ્યરૂપ અસંગ શસ્ત્રનો લાભ મળે છે. પણ તે બધું મન ઉપર અવલંબીને છે, માટે મનોજય કર્ત્તવ્ય છે. એવા આદ્ય પુરૂષ નારાયણને નમસ્કાર કરીએ છીએ. ચક્ર ફર્યા

---

વિકાર રહિત રહે છે. શુકદેવજી જનકને ત્યાં ગયા છે, ત્યારે રાજાને ખબર મળતાં હુકમ ફરમાવ્યો તે પ્રમાણે, તડકામાં ઉભા રહેવા દીધા છતાં મનમાં કાંઇપણ વિકૃતિ ન થઇ. પછી અંદર લીધા ત્યાં સુંદર સ્ત્રીઓ સેવામા આવી, ત્યાં પણ અવિકૃતજ રહીને તે સ્ત્રીસમુદાયમાં પણ ધ્યાન લગાવી બેઠા રહ્યા. પછી જળનું પાત્ર ભરી મંદિરની પ્રદક્ષિણા કરવા કહ્યું તેમ કીધું તેમાં પણ ચિત્ત જેવું હતું તેવુંજ સ્થિર હતું. સ્ત્રીઓનાં ગાન તાન સાંભળે છે, જુવે છે, તેમાં નિર્વિકાર રહ્યા. सुप्तवत् वर्तते ॥ નિદ્રસ્થ–સુતેલાની માફક સ્થિતિ હતી.

એ છ ગુણ એવા મહાપુરૂષની જીવન્મુક્તિના કારણીભૂત છે. મનોજય કરવાથી એ ગુણો એની મેળે આવે છે.

કરવું હોય તે શી રીતે બંધ પાડવું ? ચક્રની નાભી (મધ્ય ભાગ) પકડી રાખવાથી બંધ પડે છે. તેમ, માયાચક્રનું નાભિસ્થાન મધ્યબિંદુ મન છે, તે મનનો નિરોધ કરવાથી માયા દુઃખ દઇ શકતી નથી. એ માયાચક્રમાં ફર્યા કરે છે તેને સુખ નથી થતું. યોગિઓને અક્ષય્ય શાંતિરૂપ અભય પ્રાપ્ત થાય છે તે ચિત્તનો નિરોધ કરવાથીજ મળે છે અર્થાત માયા ચક્રની ગતિ બંધ પડવાથી મળે છે. चंचलं हि मन: कृष्ण એ રીતે અરજુને કહેલું ત્યારે શ્રી હરિએ કહેલું કે, ખરૂં છે. રાઇ કરતાં અત્યંત સુક્ષ્મ ચિત્તમાં આખું બ્રહ્માંડ સમાયું છે. જેમ, વડનાં સૂક્ષ્મ બીજમાં અનેક વટવૃક્ષો રહેલાં છે, તેમ, એ મન છે તે જગતનું બીજ છે. મર્કટની જાત સ્વભાવથી તો ચંચળ હોય છેજ, તેને મદ્ય-પાન મળે, તે સાથે વીંછી કરડે, અને વળી તેનામાં પિશાચ પ્રવેશે, પછી શું પુછવું ! બેહદ તેનું ચંચલત્વ વધી જઈ કુદ-કારા કુલકારા કરે છે. તેવા મર્કટના જેવું મન છે. તેણે વાસના રૂપ દારૂ પીધો, મત્સરરૂપ વીંછીએ ડંખ માર્યો, અને અહંકારરૂપ પિશાચ તેનામાં પેંઠો; પછી મનની ચંચળતાનું શું કહેવું ! તેથી તેવાં મનનો નિગ્રહ કરવો બહુ કઠણ છે. મેરૂ પર્વતનું ઉન્મૂલન કરવાથી (ઉખેડી નાખવાથી) પણ કઠણ છે, અગ્નિ ભક્ષણથી પણ કઠણ છે. એ વાત ખરી છે, પણ તે છતાં ઉપાય છે. अभ्यास वैराग्याभ्यां तन्निरोध: તેજ રીતે શ્રીહરિ પણ કહે છે કે, अभ्यासेनतु कौंतय वैराग्येणच गृह्यते ॥ સજાતીય વૃત્તિ પ્રવાહની એક સરખી આવૃત્તિથી ધ્યાન કરવું. એવા અભ્યાસથી તથા વિષયોમાં દોષ દ્રષ્ટિ કરવા રૂપ વૈરાગ્યથી મનવશ થાય છે. વિષય ભોગોમાં નિરસતા જોવી. સત્સંગ કરતા રહી વિચાર કરે તો એવો વૈરાગ્ય આવે છે. મન જે વિષયો તરફ વેગથી દોડે છે તેનું કારણ રાગ દ્વેષ છે, તે છોડી દીધા પછી દોડતું નથી. કેમકે મનની દોડાદોડ રાગ દ્વેષથીજ થાય છે. જેને તીવ્ર ક્ષુધા લાગે છે તે જેમ અન્ન માટે ઇન્તેજાર રહે છે, તેમ મોક્ષેચ્છા વાળાને વિષયોમાં વૈરાગ્ય થાય છે; અને સજાતીય બ્રહ્માકાર વૃત્તિ પ્રવાહનો અભ્યાસ કરે છે, તેથી મનનો નિગ્રહ થાય છે. બળાત્કારથી અથવા હઠથી થતો નથી, ક્રમથી થાય છે. બળાત્કારથી તો ઇંદ્રિય નિગ્રહ થઇ શકે.

આંખ મીચી બેસે, કાનમાં આંગળી ડાબે, વગેરે. મદોન્મત્ત હાથી અંકુશ વિના વશ થતો નથી; તેમ, બેઠા રહેવાથી મન વશ થતું નથી; યુક્તિથી થાય છે. ગુરૂ વસિષ્ઠે રામને કહ્યું છે કે, ક્રમથી મનનો નિગ્રહ થાય છે. દૃષ્ટાંત એક દેશી હોય છે. સર્વ અંગે પરિપૂર્ણ ન હોય, અને હોય તો તે દ્રષ્ટાંત નહીં. દીપ જેમ અંધકારનો નાશ કરે છે, તેમ, અધ્યાત્મ વિદ્યારૂપ દીપ, મૂલ અજ્ઞાનરૂપ અંધકારને હઠાવી આત્મ દર્શન કરાવે છે. આ ભૌતિક દીપથી તો કાજલ થાય છે, અને તે દીવો ઘી અગર તેલથી રહી શકે છે. અને આ જ્ઞાન દીપતો સ્નેહ-પ્રેમથી રહે છે. જેવું ભૌતિક દીપથી થયલાં કાજળનું અંજન થાય છે, તેવું જ્ઞાન દીપથી કાજળ થતું નથી, પણ એ દીપતો નિરંજન છે. એની પ્રભા ઉપાધિ શૂન્ય અચળ છે, અને એ દીવો વાસના રૂપ વાયુથી હાલતો નથી. ભૌતિક દીવો બહારનું તમ દૂર કરે છે, તેવો આ અધ્યાત્મ જ્ઞાન રૂપ દીપ અંતરનું અજ્ઞાન-તમ દૂર કરે છે.

બાજીગર અનેક ખેલ કરે છે તે જોઈ મન લલચાતું નથી, કેમકે જાણીએ છીએ કે ખોટું છે. તેમ, જગતનું મિથ્યાત્વ જો સમજાય તો મોહ થવા પામે નહીં. દેખાય છે તે તો ગોચર છે, પણ દ્રષ્ટા અગોચર છે. અગ્નિને કાષ્ટ મળ્યા કરે ત્યાં સુધી અગ્નિ બળે છે, પછી વ્યાપક સમઅગ્નિમાં લીન થાય છે. તેમ, વૃત્તિ રહિત થતાં સ્વરૂપમાં લીન થવાય છે. એ રીતે અધ્યાત્મ વિદ્યા છે તેમનો નિગ્રહનો એક ઉપાય છે.

સાધુ સંગમ છે તે બીજો ઉપાય છે. દરેકને અધિકાર પ્રમાણે બુદ્ધિ હોય છે તેથી મંદ બુદ્ધિવાળાને પણ સંતો યુક્તિથી સમજાવે છે.

ત્રીજો ઉપાય, વાસનાનો ત્યાગ वासना संपरित्यागः છે તે વિવેક અને વિચારના બળથી કરવો.

ચોથો ઉપાય, પ્રાણસ્પંદ નિરોધ કરવો, તે છે. તે કનિષ્ટ ઉપાય છે. સંસાર વૃક્ષનાં બે બીજ; વાસના અને પ્રાણ. એ બેનો પરસ્પર સંબંધ છે. જે પ્રથમના ત્રણ ઉપાય કરવા સમર્થ નથી તેણે પ્રાણ નિરોધ કરવાનો છે. પરંતુ એ યુક્તિ છોડીને બળા-

ત્કારથી મનોનિગ્રહ કરવા ચાહે છે, તે કાજળથી અંધારાંનો નાશ કરવા યત્ન કરે છે, એમ જાણવું. એમ શ્રી વસિષ્ઠજી કહે છે. વળી રામને કહે છે કે, राम वासनया बंधो मुक्त्यै निर्वासनं मनः ॥ तस्मात् निर्वासनी भावं आनयत्वं विवेकतः ॥ હે રામ ! વાસનાથી બંધન થાય છે, નિર્વાસનાવાળાં મનથી મોક્ષ થાય છે. માટે તું વિવેકથી નિર્વાસની ભાવ આણ. પણ વાસનાનું સ્વરૂપ જાણ્યા શિવાય તેનો ત્યાગ શી રીતે કરવો, માટે હવે તે કહેવાય છે. આગલો પાછલો વિચાર કર્યા વગર પદાર્થોનું જે કાંઇ દ્રઢ ભાવનાથી ( દુરાગ્રહથી ) ગ્રહણ કરાય છે, તેને વાસના કહે છે. તે બે પ્રકારની છે. શુદ્ધ અને મલીન. શુદ્ધ વાસના છે તે તત્વજ્ઞાન માટે સાધનીભૂત થાય છે. મલીન વાસના ત્રણ પ્રકારની છે. લોક વાસના, શાસ્ત્ર વાસના અને દેહ વાસના.

બધા લોક મારી સ્તુતિ–વખાણ કરે એવો હું લોકમાં આચાર કરૂં, એમ મનમાં ધારતો રહે છે. પણ ગમે તેવો આચાર કરશો તોપણ બધા લોક સારો કહેવાના નથી. પ્રભુ શ્રી રામચંદ્ર અને શ્રી કૃષ્ણને પણ આરોપ મુકી દોષ કાઢયા વગર લોક રહ્યા નથી, તો ત્હારી તે ત્યાં શી ગણત્રી ? ! ચક્રવાક પક્ષીનું જોડું હોય છે તેનો રાત્રે વિયોગ થાય છે તેથી તે ચંદ્રને દોષ આપે છે. કૌશિક (ઘુવડ) સૂર્યને દોષ દે છે. એ રીતે ચંદ્ર સૂર્ય નિર્દોષ છતાં પણ તેમની નિંદા કરે છે. દુધ રૂચિકર છતાં તાવ વગેરે રોગવાળાને નકામું હોવાથી તેઓ દુધની નિંદા કરે છે. પુણ્યવાન મનુષ્યોની પાપીઓ નિંદા કરે છે. આખાં બ્રહ્માંડ ગોલકમાં સર્વ જેની સ્તુતિ કરે છે એવો એક પણ કોઈ નથી. એવું જગત ઉલટું છે.

આવતી કું કહે નાવ, (ન+આવ. અર્થાત્ નહીં આવ.)
ચલતીકું કહે ગાડી, ( સીધી ગાડી ચાલે છે છતાં તેને ગાડી એટલે દાટી દીધી અથવા ગાંડી એટલે બેવકુફ કહે છે.
કટીકું કહે નકટી, (નાક કટી છે, છતાં, ન+કટી=નથી કટી કહે છે. )
ઐસી દુનિયાં આડી. ( એવી આડી–ઊંધી દુનીઆ છે. )

શંકર પાર્વતી નંદીપર બેસી જાય છે. તે જોઇ લોક કહે, જુવો, બે જણ બેસી બળદને મારી નાખવા બેઠાં છે. પાર્વતીએ ઉતરી

ચાલવા માડયું. ત્યારે કહે કે, પોતે હૃષ્ટ પુષ્ટ બેઠો છે, ને સુકુમાર સ્ત્રીને ચલાવે છે. પાર્વતીને બેસાડીને શંકર ચાલે છે ત્યારે કહે, કેવો લંપટ છે, જાતે ચાલે છે. બેહુએ ચાલવા માડયું તો કહે, પશુ માટે કેટલો લોભ છે. દોરીને ચાલે છે તો કહે કે, લાવ્યાં શું કામ. ગમે તેમ કરો તોપણ કંઇ ને કંઇ દોષારોપ તો કરવાનાજ. પુણ્ય-દાન કરો તો કહેશે, બાપદાદાનું ઉડાવી દેછે; નથી કરતો ત્યારે કહેશે કે કૃપણ છે. સત્સંગ ખૂબ કરો તો કહેશે મોટો સાધુ બની ગયો. નથી કરતો તો કહે નાસ્તિક છે. એવું જગત છે. પણ દેડકાં જેમ ચાહે તેટલા બરાડા પાડયા કરે, તેથી ભય પામીને ભ્રમર કંઇ કમલમાં જઇ મકરંદ લેવા ચુકતો નથી. તેમ, ખરા જિજ્ઞાસુ છે તે, એવા લોકથી ડરી પોતાનો સત્સંગ સત્કર્મ કરવાનો ક્રમ છોડતા નથી, તેમને ધન્ય છે. શ્રેયસનીજ ઇચ્છાવાળાને દુષ્ટો નિંદે છે, મારે છે, બાંધે છે, છતાં પોતાનાં કર્તવ્યથી ચલિત થતા નથી; અને આત્મ નિષ્ઠાથી પોતાનો ઉદ્ધાર કરે છે. એ રીતે લોક વાસના દોડવી.

બીજી શાસ્ત્રવાસના છે તે ત્રણ પ્રકારની છે. પાઠ વ્યસન, અભ્યાસ વ્યસન અને અનુષ્ઠાન વ્યસનરૂપ વાસના.

પાઠ વ્યસન મુનિ ભારદ્વાજને ખૂબ હતું. તેથી તેણે બ્રહ્માનું તપ કરીને તે પ્રસન્ન થયા ત્યારે માગ્યું કે, ખૂબ વેદ ભણું. બ્રહ્માએ તેને વેદનો મોટો પર્વત બતાવ્યો, અને કહ્યું કે, વેદનો પાર નથી. अनंता वै वेदाः તેમાં તું કેટલું ભણવાનો છે. તેથી ચાર મુષ્ટિ વેદ તેમાંથી આપ્યા. તે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વ-વેદ, એમ ચાર થયા. કણ્વ મુનિએ પાંચસો વર્ષ વેદાધ્યયન કીધું પણ શાંતિ થઇ નહીં. તેને છેવટે વેદાંત શ્રવણથી શાંતિ થઇ, ત્યારે તે વ્યસન છોડયું.

અભ્યાસ વ્યસન દુર્વાસાને હોવાથી અશ્વાદિ ઉપર શાસ્ત્રો-ગ્રંથો ભરીને સાથે લઇ ફરતા. તે એક વખતે કૈલાશમાં ગયા ત્યાં નારદ હતા તેણે શંકરને કહ્યું કે, શાસ્ત્રોના બોજા ઉઠાવનાર ગર્દ-ભને જુવો. તે સાંભળી દુર્વાસાને ક્રોધ થયો. ત્યારે નારદે કહ્યું કે, મેં ખરૂંજ કહ્યું છે. આપ બોજા લઇ ફરો છો પણ શાંત નથી આવી, તે તમારો ક્રોધજ સ્પષ્ટ બતાવે છે; તેથી એ તો માત્ર ભારજ

છે. શંકરે તેમનું સમાધાન કીધું છે, અને અમૃતરૂપ ઉપદેશ આપ્યો છે, ત્યારે બધા ગ્રંથો સમુદ્રમાં નાખી દઇ વ્યસન છોડયું છે.

અનુષ્ઠાન વ્યસન—યાજ્ઞવલ્કય મુનિ પાસે રાજા જનક આવ્યા તેને વાયદો કરીને ગયા તે બાર વરસે પાછા આવ્યા ત્યાં સુધી ધ્યાન કરી જનક ત્યાંજ અટકી રહ્યા હતા, તે જોઇ બોધ કીધો છે. અને છેવટે કહ્યું કે વેદાંત વગર બીજું પરિશીલન કરવું નહીં. કેમકે अल्पश्च कालो बहवश्च विघ्नाः આયુષ્ય તો અલ્પ છે, તેમાં પણ અનેક વિઘ્નો હોય છે, તેથી બીજું વ્યર્થ કર્યા કરવાનું છોડી દઇ આત્મચિંત્વનજ કરવું. हंसो यथा क्षीर मिवांबुमिश्रं ॥ દુધ પાણી મિશ્ર હોય તેમાંથી હંસ જેમ દુધ માત્ર પાન કરી લેછે, અને પાણી પડયું રહે છે, તેમ, સાર માત્ર ગ્રહણ કરી લેવો. सारभूत मुपासीत અને જેનાંથી અર્થ સિદ્ધિ થાય તે જ્ઞાન મેળવવું. "રૂભ" ઋષિને અનુષ્ઠાન વ્યસન હતું. એવા બે શિષ્ય હતા. તેમાં નિદાઘ નામે હતો તેને ગુરૂએ જ્ઞાનોપદેશ કીધો, પણ તેને કર્મનાં અનુષ્ઠાનમાં બહુ શ્રદ્ધા હતી. ગુરૂ બાર વરસે આવ્યા ત્યારે ઓળખ્યા નહીં. કર્મથી ગુરૂને ભુલ્યો અને જ્ઞાન પણ ભુલ્યો. ગુરૂ કહે ભુખ લાગી છે, અવિનાશી ભોજન લાવ. આંખ, દાંત, કાન, જીભ, નાક, વગરનો હું છું, તેથી કાચું તથા અત્યંત પરિપકવ ભોજન પણ ન જોઇએ. એટલે, હઠવળું, તેમજ અહંત્વં રૂપ કચાસરહિત ભોજન જોઇએ. તે સમજ્યો છે, અને પછી ગુરૂએ પાછો ઉપદેશ આપ્યો અને ગયા; તે પાછા ઘણે વરસે આવ્યા. તે વખતે શિષ્ય ફળ ફુલ લેવા ગયલો ત્યાંથી આવતો હતો તે રસ્તે રાજાની સ્વારી આવતી હતી તેથી ઉભો રહ્યો. તેને ગુરૂએ જોઇ પુછયું કે, કેમ ઉભો છે? શિષ્યે પાછા ગુરૂને ઓળખ્યા નહીં, તેથી જવાબ દીધો કે, રાજાની સ્વારી આવે છે તે દેખાતું નથી? ગુરૂ કહે, હાં—હમે તો નિરંજન વનના રહેવાસી છીએ, તેથી ચેતન વગર નથી સુઝતું. ઉપર, નીચે, રંક, પંડિત, હમને દેખાતું નથી; પણ તું કેવો અંધ છે કે, હે મૂઢ! અધિષ્ઠાનને છોડી નામરૂપ દેખાડે છે! પછી ઓળખી પગે લાગ્યાથી ફરી ઉપદેશ આપ્યો કે અંતર દ્રષ્ટિ રાખે તો કંઇ કરવાની જરૂર ન પડે. બીજો શિષ્ય "દાસ"

હતો. તે તો એમ માનતો કે પૃથ્વિ અપવિત્ર છે. તેથી ઝાડ ઉપર ચઢી ત્યાંજ રહીને સંધ્યા વંદનાદિ કરતો. તેને ગુરૂ કહે, અરે મૂઢ! તારાં શરીરનો તો તું વિચાર કર, મળમૂત્રથી ઉત્પત્તિવાળું અને તેજ ભરેલું છે જેમાં, તેને તું શું પવિત્ર માને છે કે? પછી એને પણ ઉપદેશ કરી સંદેહ દૂર કર્યાથી તેણે તે વ્યસન છોડયું છે.

હવે ત્રીજી દેહ વાસના છે. તે પણ ત્રણ પ્રકારની છે. દેહોહં–એવી દેહમાં આત્મત્વ ભ્રાંતિ તથા ગુણાધાન, અને દોષાપનયન. તેમાં ગુણાધાનના બે પ્રકાર છે. શાસ્ત્રોક્ત રીતે ગુણ મેળવવા. તીર્થયાત્રા, દેવસેવા, સંત મહાત્મા ગુરૂની સેવા પૂજા કરવી, તે શાસ્ત્રીય ગુણાધાન છે; અને વ્યવહાર કુશળતા મેળવવી તે લૌકિક છે. દોષાપનયન, એટલે દોષો દૂર કરવા તે. એના બે પ્રકાર છે. ઔષધ કરીને રોગરૂપ દોષને દૂર કરવા, અને અપવિત્રતા મટાડવાને સ્નાન સંધ્યા પ્રાણાયામાદિ કરવાં તે.

મોક્ષેચ્છુ–જિજ્ઞાસુ હોય છતાં એવી મલીન વાસનાઓ હોય તો જ્ઞાન થતું નથી. એ ત્રણે પ્રકારની મલીન વાસના કહી તે બાહ્ય વાસના છે, અને કામ ક્રોધ લોભ મોહાદિ આસુરી સંપદા છે તે અંતર મલીન વાસના છે. તે બધી છોડવાની છે. એ મલીન વાસનાનેજ વિષય વાસના અથવા માનસી વાસના કહે છે; અને મૈત્રી, મુદિતા, આદિ વાસનાપૂર્વક જે શુભ વાસના છે તે, બધી મલીન વાસનાઓનો નાશ કરે છે તેથી અંતઃકરણ શુદ્ધ થાય છે. વિષયાદિરૂપ વર્ષાકાળમાં વૃષ્ટિ થયા કરે ત્યાં જળ શુદ્ધ નથી હોતું; પણ દૈવ યોગે આગળ જતાં શરદરૂતુ આવે તો જળની નિર્મળતા થવા માંડે છે. અર્થાત્ વિષય વાસનારૂપ વર્ષાકાળ છે તેમાં મલીન થયલું ચિત્ત, શુભ વાસના રૂપ શરદકાળ આવે ત્યારે નિર્મળ થાય છે.

જન્માંતરોમાં વિષયોનો સંબંધ થયાજ કરેલો હોવાથી તેમાં આસક્તિ રહે છે તે છોડવી કઠણ પડે છે. આત્માનંદ વિશે બહુ શ્રવણ કીધું, પ્રમાણ વગેરેથી સિદ્ધ કીધું, પરંતુ અનુભવ થયો નથી; કારણ કે વિષયોમાંની આસક્તિ મંદ કરવા સમર્થ થતો નથી. बाह्य स्पर्शेष्व सक्तात्मा विंदत्यात्मनि यत्सुखं ॥ स ब्रह्मयोग युक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ વિષયાદિની આસક્તિ ખસેડી કાઢવી જોઇએ, તો

આત્માનું સુખ છે તે મળે છે. સુષુપ્તિમાં વિષયાસક્તિ નથી, તો ત્યાં આત્મસુખ અનુભવાય છે તેવુંજ જાગૃતિમાં પણ થાય, પણ તે જો આસક્તિરૂપ પ્રતિબંધ દૂર થાય તો થાય છે. મિથ્યાભૂત નામરૂપને છોડીને અધિષ્ઠાન ભૂત ચિદાનંદ ઘન આત્માનેજ ચિદાકાર વૃત્તિથી જોનાર અક્ષય સુખ મેળવે છે; તેઓ તે સુખ રૂપજ છે. ब्रह्मविद् ब्रह्मैव भवति ॥ તેના અવિદ્યા સંસ્કાર નષ્ટ થયા છે. સુષુપ્તિમાં અજ્ઞાન રહે છે, અને એવી બ્રહ્માકાર વૃત્તિરૂપ સમાધિમાં તે (અજ્ઞાન) નથી; એટલોજ સુષુપ્તિમાં અને સમાધિમાં તફાવત છે; અભેદ છે છતાં એટલોજ ભેદ છે. ભેદ દર્શન તો બેહુમાં નથી. એ સુખ પોતાનું સ્વરૂપજ છે, અને તે સર્વને અનુભૂત છેજ, એમ બતાવ્યું. મૈત્રી, મુદિતા, કરૂણા અને ઉપેક્ષા એ ચાર પ્રકારની શુભ વાસનાથી મલીન વાસના હઠી જાય છે.

બધા–સર્વ સુખી લોકોનું સુખ છે તે મારૂંજ છે, એવી ભાવના રાખવારૂપ મૈત્રીભાવનાથી, પોતાનામાં જે વૈષયિક રાગ હોય તે નિવૃત્ત થાય છે. અમુક–આવું અને કોઇ પણ દુ:ખ મને ન થાય, એવું જે વિચારવું, તે દ્વેષનું સ્વરૂપ છે. પણ એમ બનવું અસંભવિત છે. જ્યાં સુધી દુ:ખના સાધન વિદ્યમાન છે ત્યાં સુધી દુ:ખ જતું નથી. તેથી દુ:ખી પ્રાણીને જોઇ દયા કરવી, તે કરૂણા છે. आत्मौपम्येन सर्वत्र दयां कुर्वंति साधवः ॥ પોતાના જેવા સર્વને જાણીને, સાધુઓ તેવા દુ:ખીને જોઇ તેમના પર દયા કરે છે. કોઇને એવું દુ:ખ કદીપણ નહિં થાવ, એ દયા ભાવના–કરૂણા ભાવના છે. दृश्यंते विरलाः केऽपि परदुःखेन दुःखिताः ॥ પારકા દુ:ખે કરીને દુ:ખી એવા કોઇ વિરલાજ દેખવામાં આવે છે.

पुण्यस्य फलमिच्छंति पुण्यकर्म करोति न ॥
न पापफलमिच्छंति पापकर्म करोतिच ॥

પુણ્ય કર્મનું ફલ જે સુખ છે તેની લોક ઇચ્છા કરે છે ખરા, પણ તે સુખ ફલજનક પુણ્યતો કરતા નથી. અને પાપનું ફળ જે દુ:ખ છે, તેની ઇચ્છા કરતા નથી, અને પાપતો કરેજ છે.

નહિં કરેલાં પુણ્યથી અને કરેલાં પાપથી પશ્ચાતાપ થાય છે; અને માને છે કે હું જો એવું પુણ્ય કરતે તો હું પણ એવો સુખી થતે. મેં પાપ કર્મ શામાટે કીધું કે જેથી મને દુ:ખ

થયું. એમ બેહુ રીતે ચિત્ત મલીન થાય છે; તેથી સુખીને જોઇ મુદિતા ભાવ રાખે, અર્થાત્ પ્રસન્ન થાય તે મુદિતા છે.

અશુકલ કૃષ્ણ કર્મ તો બ્રહ્મવેત્તા યોગી મહાત્માનું છે. શુકલ કર્મ (શુભકર્મ) તપસ્વિ બ્રહ્મચારી યોગી વગેરેનું છે. કૃષ્ણ કર્મ (દુષ્ટ-અશુભ કર્મ) દુરાચારી લોકનું છે. શુકલ કૃષ્ણ કર્મ, યજ્ઞયાગાદિ કરનારનું છે. કેમકે તેમાં અનેક બ્રહ્મભોજન દક્ષિણા, વગેરે રૂપ શુભ કર્મ થાય છે તે સ્વર્ગ વગેરે લોકમાં જવારૂપ ફળ પ્રદ હોય છે, અને જીવોની હિંસા વગેરે કૃષ્ણ કર્મ—પાપ પણ થાય છે. બ્રહ્મનિષ્ટ યોગી શુકલ કર્મ કરીને તેના ફળની ઇચ્છા નથી કરતા, અને પાપકર્મ કરતા નથી; તેથી કૃષ્ણ કર્મ પણ નહીં અને શુકલ પણ નહીં, માટે અશુકલ કૃષ્ણ કર્મ તેમનું કહ્યું. એ રીતે કર્મના પ્રકાર કહ્યા. તેમાં પાપી લોકને જોઇને સંતો તેની ઉપેક્ષા કરે છે. એ રીતે પાપ પુણ્યની અને રાગ દ્વેષની નિવૃત્તિ, એ મૈત્રી આદિ ચાર ભાવનાથી થાય છે. જળ ઉપર સેવાળ ઢંકાઈ રહેવાથી શુદ્ધ જળ દેખાતું નથી. તે સેવાળ ખસેડી નાખીએ તો નીચેનું શુદ્ધ જળ દેખાય છે. તેમ મલીન વાસના રૂપ સેવાળ (લીલ) કાઢી નાખવાથી જ્ઞાનરૂપ જળ દેખાશે (રાજા અને ભર્દુનું દ્રષ્ટાંત વિચાર સાગરમાં જુઓ.) *

---

* એક રાજા હતો, તેની પાસે એક પંડિત બહુજ પ્રીતિપાત્ર હતો. તેની ઇર્ષા કરી, વજીર સુબા વગેરેએ સંપથી યુકિત કરી કે એને રાજા પાસે જવા દેવો નહીં. પેહેરેગીરોને સમજાવી મુકયા. પંડિત આવ્યા તેને સીપાઇએ અટકાવ્યા, અને કહ્યું કે, રાજાનો હુકમ નથી. પંડિત વિચારે છે કે, અપરાધતો કશો કીધો નથી. મારા વિના ઘડી ચાલતું ન હતું, છતાં એ શું ? વજીરે રાજાને સમજાવ્યા કે, પંડિત બીમાર છે તેથી નથી આવતા. રાજવૈદને મોકલ્યા તેને પણ મંત્રીએ સમજાવી દીધા, તે મુજબ રાજાને આવી તે વઇદ કહેછે કે પંડિતને અસાધ્ય રોગ છે. રાજા મળવા જવા તઇઆર થયા. ત્યારે ગભરાયા કે પોકળ જણાઇ જશે, તેથી એક સીપાઇને રાજા પાસે મોકલી કહાવ્યું કે, પંડિત સ્વધામ પોંચી ગયા: પછી ખૂબ બ્રહ્મભોજન કરાવી વજીરે રાજાને સમજાવ્યું (ખોટા સંસ્કાર નાખ્યા) કે, પંડિત તો બ્રહ્મ રાક્ષસ થયા છે, તે આપને દુઃખ ન આપે માટે ચેતાવ્યા છે. આવી રીતે મિથ્યા ભાવ રાજાને ઠસાવ્યો. પંડિત દાવ જોતા

दुःखगर्भमपि मन्यते सुखं ॥ વિષયો દુઃખથી ભરેલા અથવા પરિણામે દુઃખ આપનારા હોવા છતાં, સુખ માને છે, એજ ભુલછે.

વિષય વાસના શી રીતે છોડાય ? વિવેકથી છોડાય છે. પુત્ર કલત્રાદિ જ્યાં સુધી અનુકૂળ હોય–આજ્ઞામાં વર્તે છે ત્યાં સુધી સુખ માને છે; પણ પ્રતિકૂળ થાય ત્યારે દુઃખરૂપ કહે છે. જો, તે સ્ત્રી પુત્રાદિ સ્વયં જાતે સુખરૂપજ હોતેતો બદલાતે નહીં, પણ તેમ નથી. હવે તે વિવેક કેવી રીતે કરવો કે જેનાથી વિષય વાસના છુટે, તે જનક રાજાએ બતાવ્યો છે, તે કહેવાય છે.

જનકરાજા પોતાનાં મનને કહે છે કે, હે મન ! તું આ તુચ્છ એવાં ધન, રાજ, વૈભવાદિનો મદ શું કરે છે. ઉર્ધ્વ રહેલા ચંદ્ર સૂર્યાદિ પણ કાળે કરીને જવાના. પૃથ્વિ ઉપરની ધુળની રજકણ તુલ્ય અનેક રાજા થઇ ગયા તેમનું અસંખ્ય દ્રવ્ય પણ કયાં ગયું. કરોડો બ્રહ્મા થઇ ગયા. બકદાલભ્ય મુનિ જટા ઉપરથી મોટું વડનું પાત્રું રાખી મુકતા હતા, તેનાથી ટાઢ તડકો વૃષ્ટિ લાગે નહીં. તે મુનિના આશ્રમે કૃષ્ણ અરજુન આવેલા તે વખતે અરજુને "ઝુંપડી કેમ નથી બાંધતા ? " એમ પુછવાથી કહેલું કે , આ જગત ક્ષણ ભંગુર છે તેમાં વળી દેહનો તે ભરોસો શું હોય ! તેથી અલ્પકાળ માટે ઝુંપડી કે ઘર શા માટે બાંધવું, એમ વિચારીને વડનાં પત્રથી કામ ચલાવું છું. બ્રહ્મા પ્રસન્ન થઇ વર આપવા આવ્યા તેને મુનિ કહે, તમારા જેવા વીસ બ્રહ્મા થઇ ગયા, તમે શું કામના પુરી કરવાના છો ! એ વખતે ભારે વેગથી પવન આવ્યો તેમાં મુનિ અને બ્રહ્મદેવ ઉડીને બીજા બ્રહ્માંડમાં જઇ પડયા. ત્યાં આઠ મુખના બ્રહ્મા તેમણે દીઠા.

---

રહે છે. એક દીવસ ઝાડપર ચઢી બેઠા, ત્યાંથી રાજાની સ્વારી જાય છે તેને બુમ પાડી. રાજાએ જોયું કે પંડિત તો તેજ છે, પણ મિથ્યા સંસ્કાર નાખેલા તે યાદ આવ્યું; તેથી પ્રત્યક્ષ જોતાં છતાં રાજા ચાલ્યો ગયો. એના મેળાપથી જે આનંદ થવાનો હતો તે પેલા મિથ્યા ભાવે–ઉલટા સંસ્કારે, નહીં થવા દીધો; તેથી ખરો આનંદ નહીં આવ્યો. તેમ, બહુ શ્રવણ કરીએ, વાંચીએ, પણ ચિત્તમાં ભરેલી મલીન વાસના દૂર ન થાય ત્યાં સુધી અપરોક્ષ અનુભવ થતો નથી. વિષયવાસના જશે ત્યારે સુષુપ્તિ જેવું સુખ જાગ્રતમાં થશે.

તે કહે, હું બ્રહ્મા છું. ત્યાં પણ પવન વેગથી આવ્યાથી તે બે
ત્રીજાં બ્રહ્માંડમાં જઇ પડયા. ત્યાં સોળ મુખના બ્રહ્મ
દીઠા. પછી ૩૨ મુખના દીઠા. એવા અનંત બ્રહ્મા જોય
તો હે મન! બ્રહ્માંડોની ઉત્પત્તિ અને પ્રલય સુધીનો કા
જેની એક નિમેષ માત્ર છે, એવાં જેનાં આયુષ્ય હતાં તે પા
ગયા, તો મારૂં જીવિત શી વિશાતમાં છે! ગંગા જોર ભેર અને
ઝાડોને મૂળથી ઉખેડી નાખી સમુદ્રમાં આવી ત્યારે સમુદ્રે પુછ
કે, આ બધાં ઝાડો ઉખેડી તાણી લાવી, પણ વેનના (નેતરનાં
ઝાડ કેમ લાવી શકતી નથી? ત્યારે ગંગા કહે કે, તે ઝાડ તે
બહુ નમ્ર હોવાથી લાવી શકાતાં નથી. માટે હે મન! અભિમાન છોડ

હવે દ્રવ્ય સંબંધી વિવેક શી રીતે કરવો તે કહે છે.

अर्थानामर्जने क्लेशः तथैव पारिपालने ॥ नाशेदुःखं व्ययेदुखंः धिगर्था
क्लेशकारिणः ॥ પૈસા મેળવતાં દુઃખ, સાચવી રાખતાં દુઃખ નાશ
થાય તેમજ ખરચાઇ જાય તેમાં દુઃખ, એવાં કલેશ આપના
દ્રવ્યને ધિક્કાર છે. એનું નામ અર્થ કહે છે, પણ વાસ્તવે અનર્થ
છે. એવા વિચારથી દ્રવ્યની અભિલાષા દૂર થાય છે.

બહારના અપકાર કરનાર ઉપર તું કોપ કરે છે, તો
ખરો અપકારક છે એટલે ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ માર્ગમ
જે ચોર છે એવા ક્રોધ અથવા કોપ ઉપર તું કોપ કેમ નથ
કરતું? એ ક્રોધ બધી રીતે અપકીર્તિ કરાવે છે તેથી સંતો તે
આશ્રય નથી આપતા. અગ્નિ કાષ્ટમાં રહે છે તે પ્રકટે છે ત્યાં
કાષ્ટનેજ બાળી દે છે, તેમ તે ક્રોધ પોતાનેજ-હૃદયનેજ બાળ
છે; માટે તેને છોડ, હે મન! ક્રોધને આશ્રય નહીં આપ. હું
લોકો તારા પર ક્રોધ કરે તો સમજ કે તે બરાબર છે. આજ
સુધી સંસાર બંધનથી મુક્ત થવા મેં કંઇ ઉપાય યત્ન કીધે
નહીં તેથી તે લોક મારા પર કોપ કરે છે તે વાજબી છે. હ
સ્ત્રી પુત્રાદિનો વિવેક શી રીતે કરવો છે કહે છે. સ્ત્રીઓ દૂરથ
સારી લાગે છે, પણ નિરસજ છે. નર્કરૂપ અગ્નિનું એ કાષ્ટ છે
તે દૂર છતે બાળે છે એવું તેનું સામર્થ્ય છે. માછી જાળ નાખ
તેમાં માંસ મુકી માછલાંને ફસાવે છે, તેમ પુરૂષ રૂપ મચ્છ

પકડવાને વાસનારૂપ જાળમાં સ્ત્રીરૂપ માંસ છે. એમાં રમણીયતા શું છે? ભ્રાંતિજ છે. હાડ, માંસ, રક્ત, મજ્જા, ચર્મનુંજ પુતળું છે, બીજું કશું નથી. स्त्रियं त्यक्त्वा जगत्यक्तं जगत्त्यक्त्वा सुखी भवेत् ॥ જેણે સ્ત્રીનો ત્યાગ કીધો તેણે જગતનો ત્યાગ કીધો જાણો. એમ જગત છોડવાથી સુખી થાય છે. આસક્તિનો ત્યાગ કરવાનો છે. અંતરમાં સૂક્ષ્મ અભિલાષા હોય તોપણ તે દુઃખનીજ હેતુ છે. સર્પને મારવાને તેના રાફડા ઉપરજ ખૂબ પીટો–મારો–અફાળો તો તેથી કંઇ સર્પ મરે નહીં, પણ બહાર કાઢી મારો તોજ ભય મટી જાય છે. તેમ મનને બહાર કાઢી મારો. શરીરને દંડ કરેથી મન નહીં મરે.

પુત્ર ન હોયતો ઇચ્છા લાગી ત્યાંથી દુઃખની શરૂઆત થઇ, ગર્ભપાત થાયતો દુઃખ, તેમ કદાપિ ન થતાં નિર્વિઘ્ને પુત્ર થયો તો માતાને પ્રસવની વેદના, પુત્ર થયા બાદ ગૃહપીડા, રોગ, વગેરેથી દુઃખ, મૂર્ખ નિકળેતો દુઃખ, પંડિત થયો છતાં લગ્ન ન થાય તો દુઃખ, પરદારાનો વ્યસની થાય તો દુઃખ, સ્ત્રી મળે પણ દ્રવ્ય ન મળે તો દુઃખ, બેઉ મળ્યા છતાં સ્રીને વશ થઇ પડેતો દુઃખ, અકસ્માત કોઇ મરેતો દુઃખ, માટે હે મન! વાસનાનો ત્યાગ કર.

આવો વિવેક–વિચાર કરવાની શક્તિ (બુધ્ધિ) ન હોયતો પ્રાણાયામના દ્રઢ અભ્યાસથી નિર્વાસનિક થા. ગુરૂની બતાવેલી યુક્તિથી આસન, જપ, પ્રાણાયામ, ભજન, ભોજન, વિચારાદિ કરવાથી પ્રાણસ્પંદ નિરૂદ્ધ થાય છે. એક બીજ નષ્ટ થશે તો બીજું પણ નાશ પામશે. એમાંથી એક કરો. અસંગત્વ રાખી વ્યવહાર કરો, શરીરને નાશવંત જાણી વાસના ત્યાગો, તો ચિત્ત છે તે અચિત્તભાવને પામે છે, બ્રહ્માત્મૈકય જ્ઞાન માટે અધ્યાત્મ વિદ્યા,. પ્રાણાયામ કરી પ્રાણ નિરોધ, વાસના ત્યાગ, અને સત્સંગ, એ ચારમાંથી ગમે તે ઉપાય કરો. ભુજંગમાં વિષ હોવાથી જેને કરડે છે તે મરી જાય છે. તેમ મન રૂપી મહા ભુજંગમાં વાસનારૂપ વિષ હોવાથી વારંવાર મરતો રહે છે. પણ તે ભુજંગની દાઢ તોડી પાડી કાઢી નાખવામાં આવી હોય તો તે સર્પથી કોઇને મૃત્યુ થતું નથી, બધા નિર્ભય બને છે.

તેમ મનમાંથી વાસના નિર્મૂળ કરી નાખો તો જન્મ મર્ણરૂપ દુઃખ દેવા તે મન સમર્થ થતું નથી. વાસ્તવેતો મન મિથ્યા છે તે છતાં જબરૂં સમર્થ છે, કે જે આત્માની ચોરી કરે છે. સદ્‌ગુરૂ અને શ્રી હરિની ચરણોપાસનાથી એ મન શમન થાય છે. જે જે વિષયનું એ મન ધ્યાન કરે છે તે તે વિષયરૂપ એ મન થાય છે. नारायणमयं धीराः पश्यति ज्ञानचक्षुषा॥ मामनुस्मरतः चित्त मय्येव प्रविलीयते ॥ નારાયણમય થઇ ગયું છે મન જેનું એવા ધીર પુરૂષો જ્ઞાન દ્રષ્ટિથી જુવે છે. તેઓ મારૂંજ સ્મર્ણ કરવાથી તેમનું ચિત્ત મારામાંજ લય પામે છે. પ્રભુ કહે છે કે એ મન જ્યારે મિથ્યા વસ્તુનું ધ્યાન કરવાથી તે રૂપ થઇ જાય છે, તો હું તો સત્ય છું, એવા મારૂં ધ્યાન કરવાથી સદ્રૂપ થશેજ, એ નિઃસંશય સિદ્ધ છે.

એક વેપારી રાજકન્યાને જોઇ તેમાં મોહાસક્ત થઈ જવાથી તેનુંજ ધ્યાન લાગી ગયું. એક ચિત્રકારે તેની વિંહળ સ્થિતી જોઈ હકીકત જાણી લઈને તે કન્યાનું ચિત્ર કાઢી તેને આપ્યું. તે ચિત્ર ઉપર સત્યભાવ વડે, તેજ કન્યા છે એમ, ભાવનાથી માનવા લાગ્યો. એક પુર્ણિમાને દહાડે બાગમાં તે ચિત્ર લઇને ગયો. ઝાડ તળે તે ચિત્ર ગોઠવી ફુલો વીણવા થોડે દૂર ગયો. એક દયાળુ સંતે તેનું આ લક્ષણ જોઇ મૂઢ જાણી તે ચિત્રમાંજ કાળો સર્પ (તે કન્યાના પેટ ઉપર) કાઢયો. પેલો આવી જુવે છે અને સર્પ એને કરડયો માની લઇ રડવા બેઠો, અને છેવટ પ્રાણ ત્યાગ સુધી આવ્યો. સંતે આવી સમજાવ્યો કે મૂઢ ! એશું સત્ય છે કે ? એતો નિર્જીવ છે અને કન્યાતો તેને મંદિરે છે. એવીજ સત્યભાવના પરમાત્મામાં રાખતે તો પ્રભુરૂપ સત્સ્વરૂપ બની જતે. विषयान्ध्यायते चित्त विषयेषु विसज्जते॥ ચિત્ત વિષયોનું ધ્યાન કરે છે તેથી વિષયમાંજ ડુબી રહે છે.

ચિદાકાશમાં ઉડવાને અભ્યાસ અને વૈરાગ્ય બે પાંખ છે. નદીના પ્રવાહની માફક ચિત્ત નદીનો એક પ્રવાહ કલ્યાણ વહા અને બીજો પાપ વહા છે. વિવેક ભૂમિ પર ચિત્ત નદી ચાલીને પરમાત્મામાં મળે તે કલ્યાણ વહા પ્રવાહ જાણવો. અને અવિવેક ભૂમિપર વહી વિષય સમુદ્રમાં (સંસારમાં) જાય છે તે પાપ વહા પ્રવાહ છે. તેને નેહેર ખોદી સેતુ (બંધારો) બાંધી રોકે તો જ્યાં

લઇ જવો હોય તેમ લઈ જઇ શકાય છે. સંસાર સમુદ્રનો પ્રવાહ વૈરાગ્યરૂપ બંધ બાંધી રોકવો, અને અભ્યાસરૂપ નેહેરથી આત્મ સમુદ્ર તરફ લઇ જવો. अभ्यास वैराग्याभ्यां तन्निरोधः દ્રષ્ટા–આત્મતત્વમાં ચિત્તની પ્રશાંત વાહિતા સ્થિતિ કરૂં (નિશ્ચળતા કરૂં), એવી ઇચ્છા છે તેથી પ્રયત્ન કરે છે તે અભ્યાસ કહેવાય છે. सतु दीर्घकाल नैरंतर्य सत्कार ॥ તેનો દીર્ઘકાળ એટલે આઠ દશ દિવસ કીધો, વળી છોડયો, વળી પાછો ૧૫ દીવસ કીધો અને મુકી દીધો, એવી રીતે દીર્ઘકાળ નહીં, પણ નિરંતર કરવો. તે પણ શ્રદ્ધાપૂર્વક જીવતાં સુધી કરવો જોઇએ. નિરંતર એટલે વ્યવધાન રહિત પ્રેમ શ્રદ્ધાથી કરવો. અને હું આ અભ્યાસ કરૂં છું તેથી મને સ્વરૂપ સ્થિતી થશેજ, એવો દ્રઢ ભાવ હોવો, તે દ્રઢ ભૂમિ કહેવાય છે. ગમે તેટલો વિષયવાસના રૂપ પવન છુટે, છતાં ચલિત નહીં થાય, અને લય વિક્ષેપથી પણ ન ચળે

વૈરાગ્યના બે પ્રકાર છે. પર અને અપર. તેમાં અપરના પ્રકાર કહે છે. હું મારા સ્વરૂપને જાણું એવો વિચાર થાય તેને યતમાન વૈરાગ્ય કહે છે. પછી શ્રવણ કરે અને વિચાર કરે કે, મારાં અંતઃકરણમાંથી કેટલા વિકાર ગયા અને કેટલા બાકી છે. જે બાકી જણાય તેનો નાશ કરવા પ્રયત્ન કરે, તેને વ્યતિરકે નામનો વૈરાગ્ય કહે છે. વિષયોમાં જે પ્રવૃત્તિછે તે દુઃખ રૂપ છે તેથી તે છોડવી જોઇએ; એમ વિચારી બહારથી ત્યાગ કરે, એટલે સાધુ સન્યાસી થઇ જાય; પણ અંતરમાં વિષયાભિલાષા છે, તેને એકેન્દ્રિય વૈરાગ્ય કહે છે. ઇહ લોકના દ્રષ્ટ વિષયો અને સ્વર્ગાદિના અદ્રષ્ટ વિષયો, તે બધાથી ત્રષ્ણારહિત રહેવું તે વશીકારનામા વૈરાગ્ય છે. એ રીતે અપર વૈરાગ્યના એ ચાર પ્રકાર સંપ્રજ્ઞાત સમાધિના બહિરંગ સાધન છે, અને પર વૈરાગ્ય છે તે અસંપ્રજ્ઞાતનું અંતરંગ સાધન છે. तत्परं पुरुष ख्याते ॥ પુરૂષ–પરમાત્માનો સાક્ષાત્કાર થયા પછી ત્રિગુણાત્મક પ્રપંચથી ઉપરામતા છે, તે પર વૈરાગ્ય. તે પછી અભ્યાસથી આત્મ સ્થિતીમાં ચિત્ત પ્રવાહ લઈ જવો. મુનિ વસિષ્ઠે કહ્યું છે કે, द्वौ क्रमौ चित्तनाशस्य. ચિત્તના નાશના બે ક્રમ છે. તે કયા? योगो वृत्ति निरोधोहि ज्ञानंसम्यगवेक्षणं ॥

વૃત્તિ નિરોધ કરવો તે યોગ, અને યથાર્થ જોવું —એટલે, બ્રહ્મરૂપ સર્વ છે, એવી દ્રષ્ટિ કરવી, તે જ્ઞાન. ચિત્તને જે સત્ય સમજે છે તેને માટે યોગ, અને તેને મિથ્યા જાણનાર માટે જ્ઞાન છે. દોરીનું યથાર્થ સ્વરૂપ સમજે તો મિથ્યા સર્પનો નાશ થાયછે. તેમ ચિત્તના નાશ માટે અધિષ્ટાન બ્રહ્મનુ યથાર્થ જ્ઞાન જોઇએ. સર્પને જો સાચો જાણે તો મંત્ર વગેરે પ્રયોગ કરવાથી સર્પની ગતિનો નિરોધ થયો કે તે આપોઆપ મરે છે. તેમ, ચિત્તને સત્ય માને તો તેણે યોગ કરવો, કે જેથી નિરૂદ્ધ કરેલું ચિત્ત આપોઆપ મરે છે. सांख्य योगौ प्रथग्बालाः प्रवदंति न पंडिताः ॥ एकमप्या स्थितः सम्यगुभयो र्विंदतेफलं ॥ શ્રવણ મનન કરતાં પેહેલાંથીજ પૂર્વ સંસ્કાર બળથી જો ચિત્ત સમાહિત હોય તો શ્રવણ મનનથીજ જ્ઞાન થઇ જાય છે. તેને નિદિધ્યાસની જરૂર પડતી નથી; પણ જેનું ચિત્ત સ્થિર નથી, અને શ્રવણ મનની પણ શક્તિ નથી, એવાને નિદિધ્યાસની જરૂર છે. અધ્યાત્મ જ્ઞાન માટે સમર્થ છે તેસાંખ્ય, અને તેને માટે અસમર્થ છે તે યોગ. બેહુ માર્ગ એકજ સ્થાને લઈ જનારા છે. કાશી જવાના બે માર્ગ છે, એવું જે કાશી પોંહોચ્યા છે તે કહી શકે છે; ઘરમાં બેસી રહેલો જાણતો નથી. બ્રહ્મૈવાहम् વૃત્તિરૂપ કાશી ક્ષેત્ર છે, ત્યાં યોગ અને જ્ઞાન, એ બેહુ માર્ગ સરખા ગયા છે, ચાહે તે માર્ગે ચાલ્યા જાવ. બે દીવા જુદા જુદા છતાં પ્રકાશ સરખો છે. सम्यक् ख्यायते सांख्यं તે બ્રહ્મજ છે. योगः=यः+अगः જે એમ બતાવે છે કે, હું પહાડ (પર્વત) રૂપ છું. તેના ઉપર ચઢવું તે સમાલીને ચઢવું જોઇએ. ચઢવાનું સામર્થ્ય હોય તો ઉપર ગયેથી બધો આરામ-સુખ શાંતિ છે. प्रज्ञाप्रसादमारुह्य. ઋતંભરા પ્રજ્ઞા છે તે સત વસ્તુનેજ ધારણ કરે છે. જમીન ઉપરનાં પ્રાણીઓ અને વૃક્ષાદિ છે તે પહાડ ઉપરથી અતિ-બહુજ નાનાં દેખાય છે. અનેક પ્રકારનાં સિદ્ધાસન પદ્માસનાદિ આસનો રૂપ શિલા તે પર્વત પર છે. તે પહાડ પર અભ્યાસ વૈરાગ્ય વગર ચઢાય નહીં. તે પહાડ પર યમ નિયમાદિ રૂપ વૃક્ષો છે તેથી પહાડની શોભા છે. સંતપ્ત થયલા ચઢનારને તે શાંતિપ્રદ છે. ઋતુએ જે ફળ આવે તે આનંદરૂપ ફળ છે. નિર્વિકલ્પ સમાધિકાળરૂપ ૠતુમાં તે સમાધિજન્ય આનંદ-ફળ

થાય છે. ઉપર સુંદર સરોવર સ્થાને દશમદ્વાર છે. ઇડા, પિંગળા, સુષુમ્ના નાડીઓ રૂપ ગંગા, યમુના, સરસ્વતિ, એવી નદીઓ નિકળી વહેછે. પહાડ ઉપર હિંસ્ર પશુઓ રહે છે. તે રૂપે કામ ક્રોધ લોભ મોહાદિ છે. યોગીરૂપ સિંહ છે તે, પર્વત પર ગુપ્ત ગુહારૂપ ષટ્ ચક્રો છે તેમાં વસે છે, તેના ભયથી કામ ક્રોધાદિ પીડતા નથી. એવા પહાડ ઉપર ચઢી આરામ લેવાનું મુકી દઇ સંસારરૂપ ગર્ત (ખાઇ-ખાડા)માં શામાટે પડયા રહો છો ? ! સદ્ગુરૂ શરણે જઇ તેમની કૃપા મેળવી તે પર ચઢો.

જ્ઞાનરૂપ ઝાડ છે, તેનું મૂળ વેદાંત છે, તેથી તે જ્ઞાન વૃદ્ધિ પામે છે. તે ઝાડ, ચિત્તરૂપ ભૂમિ પર થાય છે. તેની સ્કંદ, અભ્યાસ અને વૈરાગ્ય (શાખા) છે. મૈત્રી, મુદિતા, કરૂણા, અને ઉપેક્ષારૂપ ચાર ઊંચી શાખા છે. શમ દમાદિ સાધનો રૂપ પત્રથી જેની શોભા છે, મોક્ષરૂપ ફળ છે, તે પ્રારબ્ધના અંતરૂપ ઋતુ આવે ત્યારે આવે છે. એવાં ઝાડનો આશ્રય કરી સુખી થા, અને સંસાર ગર્તમાંથી બહાર નિકળ.

શ્રી હરિ કહે છે કે, મારાં આરાધન વિના ઉપરની બેહુ (સમાધિ યોગ) સિદ્ધિ થતી નથી. ईश्वरप्रणिधानाद्वा ॥ એ સુત્ર છે. यथा ज्ञानं विनामुक्ति तथा भक्ति विनाच तत् ॥ જેમ, જ્ઞાન વિના મોક્ષ નથી, તેમ ભક્તિ વિના તે જ્ઞાન થતું નથી. लवणेन यथा हीनं भोजनं न रसावहं ॥ तथा भक्ति विना क्रिया सकलं सर्वं निष्फलं જેમ, રસોઇ બધી કરો, પણ મીઠું નહિં હોય તો સ્વાદ થતું નથી, તેમ ભક્તિ વગરની બધી ક્રિયા નિષ્ફળ છે.

બધી સ્ત્રીઓ શ્રી કૃષ્ણને પુછવા લાગી કે હું તમને કેવી પ્રીય છું ? ત્યારે પ્રત્યેકના અધિકાર પ્રમાણે, તું પેંડા જેવી, તું બરફી જેવી, તું સાકર, ગોળ, ખાંડ, ઘી, દુધ, માખણ, દહીં, ભાત, શાક, ચટણી, પાપડ, બીરંજ, પુરી, ઘેવર, વગેરે વગેરે જેવી, એમ પ્રથક પ્રથક કહ્યા પછી રૂકિમણી આવ્યાં તેણે જ્યારે પુછયું ત્યારે તેને પ્રભુ કહે, તમે લવણ જેવાં પ્રીય છો. તેથી બધી ખીજવે છે કે, અરે ! તને ખારી ખારી કહી. તેથી ઉદાસ બની ગયાં, તે જોઇ દેવકીજીએ બધીને જમવા તેડી. બહુ સુંદર

અન્નકુટ સામગ્રી બનાવી, પણ મીઠું બીલકુલ વાપર્યુંજ નહીં. બધી જમવા બેઠી. તરત મીઠું લાવો, મીઠું લાવો, એવી બુમ ચાલી. દેવકી કહે, મીઠું કોઇને નહીં મળશે. એ (મીઠું) તો ખારૂં છે તે તમારે શું કામનું ! ખાવ બરફી પેંડા પકવાન્ન. હવે મીઠાં વગરતો બધું બેસ્વાદ ભોજન, તે ખાય પણ શી રીતે ! કાલાવાલા કરાવ્યા અને રૂક્મિણીની ખાત્રી કરાવી તેનીજ પાસે અપાવ્યું. મીઠાં વગર બધી રસોઇ બેસ્વાદ છે, તેમ રૂક્મિણી વગર તમે બધાં નકામાં છો, એમ પ્રભુએ સઉથી ઉત્તમ રૂક્મિણીને કહી હતી તેની બધીને ખાત્રી થઈ ત્યારે બધીના ગર્વ ઉતર્યા હતા. માટે મીઠાં વગરની રસોઇ માફક ભક્તિ વગરની બધી ક્રિયા નિષ્ફળ છે. તેથી ભક્ત કહે છે કે, ધિક્ ચતુરાઇ જ્ઞાન, ભજન બિનધિક ચતુરાઇ જ્ઞાન.

પાંડિત્ય, કાંતિ, લક્ષ્મી, ગમે એટલાં હોય પણ પરમાત્માનાં ભજન વગર કાંઇ શોભતું નથી; એ બધી ચતુરાઈ વ્યર્થ છે. વિધવાને લલાટે જેમ સિંદુરનો બિંદુ–ચાંદલો શોભતો નથી તેવું છે. સ્ત્રીમાં ગમે તેટલું સૌંદર્ય હોય પણ પતિ ઉપર જો પ્રેમ ન હોય તો તે શોભાપ્રદ નથી. यालोकद्वय साधनी सा चातुरी चातुरी ॥ આ લોક અને પરલોકની સિદ્ધિદા જે ચતુરાઇ છે તેજ ખરી ચતુરાઈ यथाऽग्निना हेममलं जहाति ॥ સુવર્ણમાં જે મિશ્રિત ધાતુરૂપ મળ હોય તે અગ્નિમાં બળવાથી જતો રહી શુદ્ધ હેમ રહે છે, તેમ ભક્તિરૂપ અગ્નિ સંબંધથી વિકારો બળી જઇ નિર્વિકાર પોતાનાં સ્વરૂપને પામે છે, અને વાસનારૂપ મળ બળી જાય છે. ચિરાભ્યાસ યોગ વગર તેમ થતું નથી. આંખનાં પડળ જેમ જેમ દૂર થતાં જાય છે તેમ તેમ સૂક્ષ્મ વસ્તુ સુઝવા માંડે છે. અમુક અંજન આંજવાથી દાટેલું ધન સુઝે છે, તેમ ભક્તિરૂપી અંજન થાય તો જ્ઞાનરૂપ ગુપ્ત ધન જણાય છે.

यत्करोषि यदश्नासि. જે કાંઇ કરે તે શુભાશુભ કર્મ મને અર્પણ કર. પછી તેનું સ્મરણ ન કરવું, તો કર્મ બંધથી મુક્ત થશે. शुभाशुभ फलैरेवं मोक्ष्यसे कर्म बंधनैः ॥ કર્મનાં ફળના ત્યાગરૂપ અભ્યાસથી મુક્ત હુવો મને પામશે; અર્થાત્ નિર્મળતા પ્રાપ્ત કરવાનું સામર્થ્ય આવ્યાથી યોગી બની મુક્ત થશે. सोहं એવા

અભેદ ભાવને પામશે. मयिते तेषुचाप्यहं તેવા યોગી મારામાં અને હું તેમનામાં વિશેષરૂપે આવિર્ભૂત થાઉં છું. સર્વનામાં હું છઉંજ, પણ તે ભક્તનું ચિત્ત શુદ્ધ થવાથી તેની તદાકાર વૃત્તિ થાય છે. આરસી શુદ્ધ હોય તો તેમાં સ્પષ્ટ મુખ પ્રતિબિંબિત થાય છે; અને મલીન કાચમાં પણ પ્રતિબિંબ હોવા છતાં તેવું જણાતું નથી. અગ્નિ ટાઢ મટાડે છે, કલ્પવૃક્ષ મન વાંછિત ફળ આપે છે, પણ કોને ? જે તેની પાસે જાય છે તેને. જેવાં તે બેહુ રાગ દ્વેષ રહિત છે, તેવો હું છું. હું ભક્ત અભક્ત બધામાં છું, પણ ભજનનો પ્રભાવ એવો છે કે ભજન કરનારમાં હું વિશેષ–સ્પષ્ટપણે અભિવ્યક્ત થાઉંછું.

સ્થિતપ્રજ્ઞનાં જે સ્વાભાવિક લક્ષણ છે, તે સાધકનાં સાધનો છે. સ્થૂળ શરીરથી જે વિષયાદિ સેવન થાય છે તેનો એકાંત સેવનથી ત્યાગ થઇ શકે છે. જાગ્રતઅવસ્થામાં અનેક પ્રકારની વાસનાથી સ્વપ્નમાં અનેક વિષયો અને ભોગ ભાસે છે. તેનો ત્યાગ, અહર્નિશ ભગવચ્ચિંતવન કરવાથી થાય છે. જો સર્વદા હરિગુરૂનુ ચિંતવન થતું રહે, તો બીજી વાસનાને અવકશ મળતો નથી. સુષુપ્તિ અથવા કારણ શરીરના ભોગનો ત્યાગ, પરમેશ્વરાકાર–બ્રહ્માકાર વૃત્તિ ધ્યેયાકાર થઇ રહેવાથી, થાય છે; તે સંપ્રજ્ઞાત. અને તે વગેરે જે મોક્ષના પ્રતિબંધક ભોગાદિ છે તેનો ત્યાગ, નિર્વિકલ્પરૂપ અસંપ્રજ્ઞાતમાં થાય છે. એ રીતે સર્વ કામનો નાશ થાય તો આત્મા શિવાય અન્ય વિષયમાં રાગ થતો નથી. ઘૃત (ઘી) ખાનાર તેલની ઇચ્છા ન કરે, તેમ પરમાનંદનો અનુભવ આવેતો કોઇ વિષયનો રાગ ન આવે. यदासर्वे प्रमुच्यंते कामायेस्य हृदिस्थिताः ॥ એ શ્રુતિ સંમત શ્રી કૃષ્ણે પણ કહ્યું છે કે, प्रजहाति यदा कामान्सर्वा न्पार्थमनोगतान् ॥ आत्मन्येवात्मनातुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥ એ કામ મરે તોજ સાચું મરણ છે; તે અમૃત થાય છે.

પ્રશ્નઃ–જ્યાંસુધી વિષયો વિદ્યમાન છે ત્યાંસુધી તો ઇચ્છા થવા સંભવ છે, તો તે સર્વ પ્રકારના કામ શી રીતે છોડશે ?

ઉત્તરઃ–ઇચ્છા થવી તે કાંઈ વિષયનો સ્વભાવ નથી, પણ પુરૂષનો છે. ઠીક, તો તે પણ કેમ છોડાય ? બાળકની કંઇ કામ ઇચ્છા નથી, તો કામની ઉત્પત્તિ કેમ ? काम जानामि तेमूलं संकल्पात्

किञ्जायते ॥ હે કામ તારૂં મૂળ હું જાણું છું. તે ( કામ ) સંકલ્પથી ઉત્પન્ન થાય છે, અને તે સંકલ્પનું મૂળ વાસના છે. ઘટ ગાગેર વગેરે ઘાટ છે તેને મૃત્તિકાજ જુએ છે, મિથ્યા આકાર નામ રૂપ.નથી જોતો. આકાર ભાસેછે તે મૃત્તિકામયજ દેખે છે. તેમ, ભેદના અભાવથી વિષયોને જે વિષયરૂપ નથી જોતો, તેની વાસના પણ નષ્ટજ થઇ જાણો. તો પછી તેનાથી સંકલ્પ પણ નહીં થાય, અને સંકલ્પ ન ઉપજે તો કામ પણ નહીંજ. તેથી सर्वान्कामान् જે કહ્યું છે તે ઔપચારિક કહ્યું છે. એવા સ્થિતપ્રજ્ઞ આત્મત્વથી આત્મામાંજ સંતુષ્ટ રહે છે.

એક વખતે દેવ સભામાં શંકર પધાર્યા તે વખતે સનત્કુમાર પોતાનાં બ્રહ્મસ્વરૂપે નિમગ્ન હોવાથી ઉભા ન થવાથી, ઉમાદેવીએ પોતાના પતિનું અપમાન કીધું જોઇ, શાપ આપ્યો કે અશ્વપાલ થા. જ્યારે અશ્વપાલ થયા તો સ્નાન સંધ્યાદિ ઉપાધિ રહી નહીં. અશ્વના ચણા ખાઇને સ્વરૂપમાં મસ્ત રહે. ઉમા પરિક્ષા લેવા આવ્યાં, તેણે પુછવાથી તે બોલ્યા કે હે માત ! એથી પણ એવો જન્મ આપો કે ઝાડો પીશાબ પણ દૂર જઇ પડે, અને ઉઠવું ન પડે. દેવીને ક્રોધ આવ્યાથી શાપ આપ્યો કે, ઊંટ થા. ઉંટ થયા પછી પાછાં સતિ ત્યાં ગયાં, અને પુછ્યું કે કેમ છે ? સનત્કુમાર કહે, માજી ! હવે એમાંજ પડી રહેવા દો. શંકરે દેવીને કહ્યું કે લો જોઈ લો. એવા તત્ત્વજ્ઞને તમે ખોટા દુઃખી કીધા. છેવટ પ્રસન્ન થઇ ઉમા કહે, વર માગ, પણ તે સર્વ કામના વગરના આપ્ત કામ હોવાથી કાંઇ માગ્યું નહીં. ત્યારે પાર્વતી કહે તમે નથી માગતા તો હું માગું તે મને આપો. હા કહેવાથી ઉમાએ માગ્યું કે, મારો પુત્ર થા. તેથી સનત્કુમાર ઉમાના પુત્રરૂપે સ્કંદ એટલે સ્વામિકુમાર થયા. એવા સ્થિતપ્રજ્ઞને કામ નથીજ હોતો.

એક મોટા શેઠનો પુત્ર વૈરાગ્ય થવાથી સાધુ થઇ ચાલ્યો ગયલો. તે એક મહા નગરમાંથી જતાં ત્યાંના એક શ્રીમાન શેઠની પુત્ર વધુએ જોયો. તે બહુ શાણી ચતુર વિવેકી વિદુષી હતી. તેના દ્વાર આગળથી જતાં ભિક્ષા આપવા પ્રાર્થી તે સંતને બોલાવી પુછ્યું કે, ગુરો ! મોડું જોઇએ તે વેહેલું કેમ ? તે યુવક સાધુ પણ બુદ્ધિમાન હોવાથી જવાબ આપ્યો કે, દેવી ! હું જાણું છું

પણ જાણતો નથી. ત્યારે તે યુવતિ બોલી કે, હમેતો વાસી ખાઇએ છીએ. સાધુ કહે, તો હવે અપવાસ કરજો. એમ કહી ભિક્ષા લઇ તેતો ગયો, પણ તે વહુના સસરા માળ ઉપર બારી પાસે બેઠેલા તેણે જોયું કે, જુવાન સાધુ (પર પુરૂષ) સાથે વહુએ વાત કરી. તેમાં એ સમજ્યો કે, હમણા સસરા બેઠા છે તેથી મોડું એટલે વખત વીત્યા બાદ આવવાનું છતાં વેહેલા કેમ આવ્યા. વળી રોજ સુંદર તાજી રસોઇ જમે છે તે છતાં વાસી ખાઉં છું, એમ બોલી, તેથી વાત બગડી છે. પછી જ્યારે જમવાની વખત થઇ ત્યારે પુત્ર બોલાવે છે તેને કહે છે કે, ભાઇ! આ કુંચી લઇ જેટલું દ્રવ્ય જોઇએ તેટલું લઇને જુદો રહે, પાછી જમવાનું થશે. છોકરો સારી પેઠેમ સમજતો હતો કે સ્ત્રી યથાર્થ રીતે નિર્દોષ અને સાધ્વી છે. તેથી ઘરમાં જઇ પુછયું કે આજ કોઇ આવ્યું હતું? બાપા આમ કેમ બોલે છે? સ્ત્રી કહે, હાં હાં પ્રભો! આજ એક સંત આવેલા તેની સાથે વાત થઇ તેથી સસરાજી વેહેમાયા હશે. ફીકર નહીં, ચાલો હું ખુલાસો કરૂં છું. તરત આવી પગે લાગી બોલી કે, સસરાજી! તે સાધુને મેં પુછયું કે, પ્રથમ આ કિશોર વયમાં સ્ત્રી પરણી ગૃહસ્થાશ્રમ સેવી પાછલી વયમાં એટલે મોડો સન્યાસ લેવો યોગ્ય છે છતાં તમે વેહેલો શા માટે લીધો? ત્યારે તેણે ઉત્તર આપ્યો કે, મરી જવું છે એ તો નિશ્ચય પૂર્વક હું જાણું છું, પણ કયારે મરી જઇશ તે જાણતો નથી. તેથી ક્ષણ ભંગુર દેહ જાણી ભવાટવિભ્રમણથી મુક્ત થવા ત્યાગી થયો છું. ડોસા તો આ સાંભળી ખુશી થયા, પણ પુછેછે કે, ત્યારે રોજ તાજી રસોઇ જમતાં છતાં "વાસી ખાઇએ છીએ," એમ શામાટે કહ્યું? વહુ કહે, સસરાજી! ક્ષમા કરજો. મેં તે સત્યજ કહ્યું છે. પૂર્વે પુણ્ય કરેલું તેનું ફળ આ વખતે વૈભવ–સુખ ભોગવીએ છીએ, તેથી તે વાસીજ કહેવાય. આ વખતે કાંઇ પુણ્યદાન ઉપકાર થતાં નથી તેથી તે સંતે કહ્યું કે, હવે અપવાસ કરજો; એટલે પુણ્ય ખાઇ રહી દેહ છુટયા બાદ બીજે જન્મે પુણ્યરૂપ સંચય ખપી જતાં અપવાસ કરજો; અર્થાત્ વૈભવાદિ સુખરૂપ ભોજન નહીં મળશે, જેથી દુઃખ ભોગરૂપ અપવાસ કરજો. આટલું શ્રવણ થતાં તો તે

ડોસાને સારી અસર થઇ, અને તરત કુંચી ફેંકી દીધી; બોલ્યા કે, તમને બધી સ્વતંત્રતા આપી, જાવ, ખૂબ દાન પુણ્ય કરો, અને સુખી થાવ, બેટા! વહુ! તમને ધન્ય છે. તમે કુળતારક રત્નદીપ છો. હું પ્રસન્ન થયો છું.

તાત્પર્ય કે, વાવે તેવું લણે, અને આપે તેવું પામે. એ કહેવતરૂપ નિયમ પ્રમાણે ઉદારતાથી શક્તિ પ્રમાણે દાન પુણ્ય પરોપકાર દયા કરનારને તેનાં ફળરૂપ ઉત્તમ ભોગ ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે. અને શરીર ક્યારે પડશે તે ભરોસો નથી તેથી શુભસ્ય શીઘ્રં જ્ઞાનામૃત મેળવી અમરત્વ પ્રાપ્ત કરી લેવાને કાલ ઉપર મુલતવી રાખવાનુંજ યોગ્ય નથી તો, ઘડપણે કરીશું, એમ કહી વિષયાસક્ત બની રહેવાય તો એથી બીજી ગાફેલતા અને મૂર્ખતા બીજી નથી માટે વિવેકી સુજ્ઞજનો! જાગ્રત થાવ, હુશીઆર થઈ જાવ.

સંતો કહે છે કે, કાલ કરેંસો આજ કર, આજ કરેસો અબ;
અવસર વીતી જાયગો, ફેર કરેગા કબ.

શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ ગુરૂ છે તે ગોપાળ (ગોવાળીઆ) છે. શાસ્ત્ર વેદ ઉપનિષદ સ્મૃતિ પુરાણાદિગ્રંથોરૂપ ગાયો ભેંસોને તે (ગુરૂ)ખરીદે છે. તેનાં અધ્યયન કરવારૂપ તે ગાયોની સેવા કરે છે. તેનું દુધ કાઢે છે, એટલે અર્થ-ભાવ-હેતુ સમજે છે. તે દુધનુ દહીં છાસ કરી માખણ ઘૃતરૂપ સત્વ સાર કાઢે છે, અર્થાત્ અનુભવ કરે છે. સેવા કરવારૂપ શ્રમને બદલે શ્રોતા અથવા શિષ્ય છે તે, પેલું તૈયાર ઘૃતરૂપ સત્વ લઇ જઇને તે ખાઇ પીને એટલે અનુભવ કરીને-વિચાર કરીને પુષ્ટ બને છે, એટલે નિર્ભય સુખરૂપ બ્રહ્મરૂપે થાય છે અને બળવાન થાય છે. તે સારરૂપ એ ઉપદેશ છે તેનાં મનનથી અવિદ્યાગ્રંથી આવર્ણ છુટી જતાં બળવાન એટલે અનુભવી થવાશે.

એક અવધૂત બ્રહ્માનંદમાં મસ્ત મહાત્મા સ્વરૂપમાં સ્થિતીવાળા હતા. તેની પાસે અનેક લોક દરશને આવતા, તેમાંથી કોઇ કોઇ જીજ્ઞાસુજન તે ગુરૂનાં મુખથી ઉપદેશામૃત મેળવવા અનેક

---

હૈદ્રાબાદવાળા પંડિતજી શ્રીયુત ચુનીલાલ પ્રાણશંકરજી ભગવદ્‌ભક્ત મહાશયથી. સં. ૧૯૮૦ વૈશાખ માસમાં.

ક્યારે પ્રાર્થના કરતા; પરંતુ તે બોલતાજ નહીં. કોઇ વખત જ્યારે કોઇ બહુજ પજવે-બહુ પ્રાર્થના કરતો અડચોજ રહે, ત્યારે પોતે બોલી દેતા કે,—

અલક, ઝલક, ખલક, પલક.

ફક્ત ઉપદેશમાં આ ચાર શબ્દમાત્ર બોલી પાછા મૌન્ય પ્રકડી સ્વરૂપે સ્થિત બની રહેતા. વાહ! શું ઉત્તમ ઉપદેશ! ચાર શબ્દમાં અંતિમ સ્થિતી સુધીનો ઉપદેશ. પણ ક્યારે? પાછા ફરી ઉલટાઇ જાવ ત્યારે. પલકથી ખલક તરફ, ખલકમાંથી ઝલકમાં, અને ઝલકમાંથી અલકમાં જાવ ત્યારે. અલક અર્થાત્ અલક્ષ્ય તત્વ જે પરબ્રહ્મ વસ્તુ છે તે. एकमेवाद्वितीयंब्रह्म नेह नानास्ति किंचन ॥ એ શ્રુતિના ઉપદેશ પ્રમાણે એકજ અદ્વૈત બ્રહ્મ ચિદાનંદઘન સર્વત્ર સર્વરૂપ છે. આ દેખાય છે તે અનેકરૂપે પ્રતીત થતું કાંઇજ નથી. એવું જે અલક આત્મસ્વરૂપ બ્રહ્મ છે તેનીજ ઝલક પ્રકાશે છે. તેનીજ અનંત શક્તિરૂપ કીર્ણ તેજ વરેણ્ય-શ્રેષ્ટ સ્વયં પ્રકાશમાન દેવ-પરમ સૂર્યની ઝલક છે, તે ઇશ્વરરૂપ ઝલક છે તેજ આ ખલક (વિશ્વ)રૂપે પ્રતીત થઈ રહી છે. પણ એ ખલકરૂપે-રંગબેરંગી પ્રપંચરૂપે જે રૂપમાં (નામરૂપથી) ભાસી રહી છે તે તો પલક, એટલે પ્રતિક્ષણે-પલપલમાં ફેરફાર-રૂપાંતર થયા કરે છે. તેમાં મોહ કરી ફસાઇ પડી તણાયા જવાનું નથી. જો મોહ-વિષયાસક્તિથી તણાયા તો પત્તો લાગે તેમ નથી. માયાનો પ્રદેશ બહુ વિકટ અને ગહન છે. મૃગ તૃષ્ણાનાં જળ જોઇ જળની આશારૂપ મોહથી આગળને આગળ વહ્યાં જનારાં મૃગલાં અને તે મૃગ જેવી બુદ્ધિનાં, તાપથી તપેલાં તૃષાતુર માણસો, સુખની આશામાં તૃષા મટાડવા દોડતાં રહે છે, તેને જળનું બિંદુ પણ હાથ લાગતું નથી, પણ થાકી હાંફીને પ્રાણ ત્યાગ કરે છે. તેમ, સંસારના લૌકિક સુખની આશામાં વિષયોમાં સુખ મળશે એમ જાણી તે લેવા દોડધામ કર્યા જાય છે છતાં ખરૂં-શાશ્વત સુખ લેશ પણ મળતું નથી. પરંતુ સમજીને જો પાછા ફરી જાય, અર્થાત્, ઝાંઝવાનું જળ એ જળ નથી, એમ દ્રઢ નિશ્ચયથી ઓળખી જાણી જાય, અને ખરૂં જળ જ્યાંથી મળી શકે ત્યાં જવા ઉલટાઇ ચાલવા માંડે, તો આગળ કુવો

થતો અટકે; અને સદ્‌ગુરૂ સંત જે યથાર્થ વક્તા છે તેનાં વચનમાં શ્રદ્ધા રાખી, મનથી વિવેક વિચાર કરી જુવે તો સમજાય કે, આ બધું પલક–ક્ષણિક–તુચ્છ છે. તે પલકરૂપ આ ખલક બીજું કાંઇ નથી, પણ તે સચ્ચિદાનંદ બ્રહ્મ ( અલક ) ની ઝલક છે. તે ઝલક એટલે અલકની શક્તિ અલકરૂપ છે. એમ પાછા વળી સ્વ-રૂપમાં સ્થીતિ કરે તો સુખમય (અલક) બની રહે.

આ સ્થૂળ પ્રપંચ જેટલું જે કાંઇ દેખાય છે તે નાશવંત મિથ્યા પ્રતીત થનારૂં ક્ષણિક છે. તે જગત બધું મનોમય છે; એટલે મનોમાત્ર સંકલ્પરૂપ છે. તે સર્વ સ્થૂળ પ્રપંચનું કારણ મન અથવા સૂક્ષ્મ શરીર; અને તે અવિદ્યા માયારૂપ પ્રભુની શક્તિ (ઝલક) માંથી થયલું દેખાય છે. તેથી તે સુક્ષ્મનું કારણ અજ્ઞાન (અવિદ્યા–માયા) છે. તે અજ્ઞાન–અવિદ્યા એવી ભિન્ન કોઇ વસ્તુ નથી. ઝલક નામ ભલે કલ્પ્યું, પણ ત્યાં અસ્તિત્વ તો અલકનુજ છે. શક્તિ અને શક્તિપતિ કદી પણ ભિન્ન હોયજ નહીં. અગ્નિ અને તની શક્તિ ઉષ્ણતા, જળ અને શીતળતા, સૂર્ય અને કીરણો, એ જુદાં હોઇ શકેજ નહીં. ઉષ્ણતા છે તેજ અગ્નિ છે. ઉષ્ણતા વડે તો અગ્નિનું અગ્નિપણું, મહત્તા, શોભા, વગેરે છે. માયાવડેજ ઇશ્વ-રનું ઇશ્વરપણું વગેરે છે. તેમ, ઝલક છે તે સૂક્ષ્મનું પણ કારણ છે તે અલક જે પરમાત્મા છે તેનાથી અભિન્ન છે. તે અલકને મહાકારણ સોઽહં માનીને, તે સોઽહં વૃત્તિને પણ અલક્ષ્ય આત્મામાં સમાવી નામરૂપની કલ્પનાનાં સ્ફુરણ રહિત નિઃસંકલ્પ શાંત સુખ-રૂપ બન્યા રહેવું. અર્થાત, મહાકારણના પણ સાક્ષી દ્રષ્ટાપદે સ્થિતિ કરી રહેવું, એજ સ્વરૂપ સ્થિતી છે. તે કરીને તેમાં ઠરી જાવ– સમી જાવ–અહંનાં ભિન્ન અસ્તિત્વ ભાનને ઓગાળી–ભુંસી લુછી નાખી અભેદ બ્રહ્મરૂપે સ્થિત રહો, એમ ઉપદેશ છે.

ઉત્પત્તિ ક્રમ તથા ઉલટાઇ જતાં લયક્રમ બતાવ્યો; પણ અલકજ પોતાની ઝલકથી આ ખલકરૂપ બની રહી પલક પલકમાં રંગ બદલે છે, એ ચિતિ ચમત્કૃતિથી ભુલાવામાં નહીં પડતાં મૂળમાં આવી ઠરવું, અને ત્યાં સમવું. એમ ચાર શબ્દમાં ઉપદેશ કીધો છે.

यथोर्णनाभिः सृज्यते गृह्णतेच, यथा पृथिव्यां ओषधयः संभवन्ति; यथा नरस्य केश लोमानि जायंते, तथा ईश्वरेण विश्वोत्पत्ति અથવા प्रजा संभवः ॥

કરોળીઓ જેમ પોતાની લાળ પોતાનાં મુખમાંથીજ કાઢે છે, એ સાધન સામગ્રી વગર લાંબા તાર સજે છે અને પાછો પોતેજ તે લાંબા કાઢેલા તારને ગળી જાય છે. પૃથ્વીપર જેમ અનેક ઓષધીઓ થાય છે. તથા પુરૂષને કેશ રૂવાંટાં નખ વગેરે થાય છે તે રીતે ઇશ્વરથી પ્રજા (સૃષ્ટિ) થાય છે. તેથી તેનું અભિન્ન નિમિત્તોપાદાન (બેહુ કારણ) ઇશ્વરજ છે. जन्माद्यस्य यतः ॥ જે ઇશ્વરથી જગતની ઉત્પત્તિ સ્થિતી લય થાય છે. यतो वा इमानि भूतानि जायंते ॥ એ શ્રુતિ પણ એજ કહે છે. ચેતનાંશથી તો ઇશ્વર છે તે નિમિત્ત કારણ છે, અને માયાના અંશથી ઉપાદાન કારણ છે.

* એક ગૃહસ્થને ત્યાં કોઇ મેમાન આવે તેની બરદાસ ચાકરી કરે, સારી રીતે ખવાડે પીવાડે, પણ જ્યારે તે જાય ત્યારે તેને ત્રણ તમાચા મારતો. એ વાત લોકમાં ચાલી. તે સાંભળી ચાર આળસુ બ્રાહ્મણો મેમાન બની અવ્યા, તે એક મહીનો થયો પણ જતા નથી. તે જોઇ વિચારી શેઠે ગાદી મગાવી લઈ કહેવાડયું કે પેલી સાદડી નાખી છે ત્યાં સુવો. તેઓ સમજ્યા કે શેઠની મરજી રજા આપવાની છે. એક જણતો બીજે દહાડે રજા માગી ચાલતો થયો. ત્રણ રહ્યા છે. બીજો મહીનો થયો છતાં પડી રહેલા જોઇ સાદડી મગાવી લીધી અને એક ખુણે મુકામ કરવા કહ્યું. ત્યારે બીજો એકજણ ગયો. બે રહ્યા. સાથે જમવા બેસતો તેથી બધાને સરખું ભોજન પીરસવું જોઇએ તેથી ભાણા અંતર નહીં કરતો. તે હવે સાથે બેસવાનું બંધ કરી હલકું અનાજ આપી હાથે કરી ખાવાનું કહ્યું, ત્યારે ત્રીજો એક ગયો. એકજણ રહ્યો તેને ચાર માસ થયા છતાં પડી રહેલો જોઇ તેનો હાથ પકડી ગામની હદ બહાર કાઢીઆવી કહ્યું કે ફરીથી આવશો તો ત્રણ તમાચા શિવાય ડાંગ વડે મારીશ.

તાત્પર્ય કે, આપણામાં કયા કયા અને કેટલા દુર્ગુણો છે તે જોતાજ રહેવું. અને આપણા અંતરમાં ઘર કરી પડી રહે તેને વિવેક પૂર્વક તિરસ્કાર કરતા રહેવું, તેથી ચાલવા માડશે. પણ અડંગા નાખી પડીજ રહે અને નહીં જાય એવો જે જણાય તેને

* પૂજ્યપાદ શ્રી. પ્ર. શ્રીમત્ નથુરામ શર્મા મહારાજશ્રીથી.

હુઠથી પકડી ભારે તિરસ્કાર સાથે બહાર કાઢી સખત ધમકી આપી વિદાય કરવો.–હદપાર કાઢવો.

હવે પેલા ગ્રહસ્થને ત્યાં એક સુજ્ઞ મનુષ્ય આવ્યો તે પેલા શેઠને દરેક વાતમાં મદદ આપે. લખવાનું કામ કરે, શાક સમારી આપે, જોઇતા પદાર્થ લાવી આપે, સ્ત્રી અટકાવમાં હોય અગર ગઇ હોયતો રસોઇ કરવા પણ મંડી પડે. આ રીત જોઇ શેઠ બહુ પ્રસન્ન થયા. તે જ્યારે આઠેક દહાડે ઘેર જવા તૈયાર થયો તે વખતે શેઠે તેની ત્રણ પ્રદક્ષિણા કરી સાષ્ટાંગ પગે લાગ્યા. તે જોઇ પુછ્યું કે, કેમ શેઠજી ! ત્રણ તમાચા મારવાનો હમે તમારો નિયમ સાંભળ્યો છે છતાં તેને બદલે આ નવી વાત શી ? શેઠ કહે, તે આખા મેમાન બની મારા ઉપર અમલ કરતા આવતા હતા તેવા માટે તે નિયમ છે. તમે તો દરેક રીતે મદદ કરતા હતા. તે લોક તમાચાને લાયક હતા, તમે પૂજા પ્રણામને લાયક છો.

તાત્પર્ય કે, આપણે જેને ઘેર જવું તેને ઘેર આખા મેમાન નહીં બની રહેતાં, અર્થાત્ શેઠ નહીં બનતાં, તેને હરેક વાતે મદદ કરવી તેથી અન્ન દોષ લાગતો નથી.

દ્રઢ નિશ્ચય રાખી પ્રયત્ન કરતાં ટીટોડો સમુદ્રને જીત્યો અને ઈંડાં પાછાં લીધાં તે દ્રષ્ટાંતમાં નારદરૂપ ગુરૂ મળ્યા હતા તો તે પ્રતાપે ગરૂડરૂપ પ્રભુએ આવી કામ કીધું હતું–ઇન્ડા અપાવ્યાં હતાં.

દાણાના બે વેપારી હતા. એક વેપારીની સ્ત્રી વિવેકી સુશિલા હતી. તે સેળભેળ થઇ ગયલાં જુદાં પાડી વીણી સુધારી ભરી રાખી રીતસર રસોઇ કરી પંતિને પ્રેમથી ભોજન કરાવતી હતી. બીજાની સ્ત્રી ફુવડ, આળસુ અને વિવેક વગરની હતી. તેતો બધું સેળભેળ અનાજ જેવું હોય તેવુંજ કાંકરા ધુળ સાથે દળી નાખી રોટલા કરી ખવાડતી હતી. તેથી ઘરમાં બધાંનાં શરીર રોગી રહેતાં. અને પેલી વિવેકીને ઘેર બધાં આરોગ્ય રહેતાં હતાં. તેમ,–જડ ચેતનનો વિવેક કરી, માયિક જડમાં મોહ નહીં કરતાં તેને દૂર કાઢવારૂપ મિથ્યા જાણી આત્મતત્વમાં સ્થિતી કરનારજ સુખી-આરોગ્ય અભય રહેછે. અને વિષયાસકતપ્રમાદી દુઃખી હોયછે.

* ચક્રવર્તિ એક મહારાજાનો સુંદર એક વિશાળ બાગ છે, તેમાં ફુલઝાડ વગેરે તે રાજા સાહેબનુંજ છે. તે બાગનું રક્ષણ માવજત કરવા રાજાએ સારો પગાર આપી માળી રાખ્યો છે તે બધી તજવીજ રાખી બાગની શોભા વધારતો રહે છે. તે માળીએ બાગમાંનાં સુંદર પુષ્પો લઇ ગુંથીને એક મોટો હાર બનાવી રાજા પાસે જઇ અર્પણ કીધો. તે જોઇ તેનો શ્રમ તથા પ્રેમથી રાજા ઘણા ખુશ થયા અને ધન્યવાદ આપી ઇનામ આપ્યું.

તાત્પર્ય કે, सर्वधर्मान्परित्यज्य मामेकं शरणंव्रज ॥ એ ઉપર વિવેચન કરતાં ઉક્ત દ્રષ્ટાંતાનુસાર સમજવાનું કે, તે પ્રભુનાજ સંકલ્પરૂપ આ સૃષ્ટિ છે. પ્રાણી પદાર્થ ભૂતો રંગ રાગ વગેરે સર્વ પ્રભુનુંજ છે. આપણે પણ તેજ પ્રભુના માળી સ્થાને તેના આ વિશ્વ બાગમાં રહ્યા છીએ. પ્રભુનુંજ સર્વ છે તેમાંથીજ લઇને પ્રભુનેજ અર્પણ કરવાનું છે. તે શ્રદ્ધાયુકત પ્રેમપૂર્વક કરવાથી પ્રભુ પ્રસન્ન થાય છે. માળી કહે છે કે, પ્રભો ! આ સર્વ આપનું છે, અને હું પણ આપનોજ છું. હું કંઈ કહી શકતો નથી, આપને શર્ણ છું, મારાપર કૃપા કરો. તેમ, અહંમમત્વ છોડી દઇ, બધી ખટપટ ઇંદ્રીઓના ધર્મ છોડી દઈ, એટલે દેહ ઇંદ્રી મન બુદ્ધિ આદિના ધર્મ છે તે મારા નથી, એમ જાણી અસંગ સાક્ષીપદે રહી, પ્રભુને શરણ થઇ રહેવું. તેથી કોઈ પાપનો સ્પર્શ થશે નહીં અને મુકત થવાશે.

એક દુધ વેચનારી આહીર છોકરી હતી. તે રોજ દુધમાં પાણી ભેળી દુધ વેચવા જતી. તેના બાપે તેને કહેલું કે અમુક જગ્યાએ જ્ઞાની લોકનો (સાધુ રહે છે તે) મોહોલ્લોછે તે સેરીમાં દુધ વેચવા જતી નહીં, તે છોડીને જજે. તેથી તે રીતે છોકરી રોજ જતી. પણ એક દહાડો તે સાધુ સેરી તરફ ચાલી ગઇ. સંતની કથા ચાલતી હતી તેમાં સત્ય વિષે વ્યાખ્યાન ચાલી રહ્યું હતું. તેમાં નિત્ય સત્ય બોલવું અને દગો પ્રપંચ નહીં કરવા વિશે વાત સાંભળી, કે—બ્રહ્મા કહે હું મોટો અને વિષ્ણુ કહે હું મોટો. તકરાર લઇ શંકર પાસે પુછવા ગયા. શંકરે લિંગ વધારી કહ્યું કે,

---

* અવધૂત સ્વામિ ભૂમાનંદજીથી. સં. ૧૯૭૧ વૈ. વ. ૧૩–૧૪.

આ લિંગનો પાર લઇને જે વહેલો આવે તે મોટો. બેહુ ગયા. વિષ્ણુએ જોયું કે પાર જડે તેમ નથી, તેથી પાછા આવ્યા. બ્રહ્માએ સુરભિ ગાયને કહ્યું કે, તું કહેજે કે મારાં દુધથી પુજન કીધું અને એકપુષ્પને કહ્યું કે, તું કહેજે કે, ફુલ ચડાવ્યું. આવીને બ્રહ્મા કહે, હું પાર લાવ્યો અને પૂજા પણ કરી. સાક્ષીમાં ગાય અને ફુલ બતાવ્યાં. વિષ્ણુએ કહ્યું, પ્રભો ! આપનો પાર કોઇને જડે તેમ નથી, આપ અનંત છો. એ રીતે સત્ય બોલવાથી વિષ્ણુને કહ્યું કે, મારા કરતાં તમારૂં પુજન અધિકતર થશે. બ્રહ્માને કહે તમે અસત્ય બોલ્યા તેથી તમારૂં પુજન નહીં થશે. ગાયે જુઠી સાક્ષી આપી તેથી તેનું મુખ અપવિત્ર રહેશે (મળ મૂત્રાદિ ખાશે) પણ પુચ્છ પવિત્ર ગણાશે. પુષ્પને કહે તારો સ્વિકાર હું નહીં કરીશ. (એક વખત એ પુષ્પનો સ્વિકાર ભગવાન શ્રીશંકર કરે છે. એટલો અનુગ્રહ કીધો છે) અને તે પુષ્પ જ્યાં પડ્યું છે તે પુષ્કર રાજમાં બ્રહ્માનું પુજન થવા દયા કરી છે.

વળી વામનજી બલિપાસે યાચવા ગયા ત્યારે શુક્ર ગુરૂએ સમજાવ્યા છતાં ન માનતાં, માગે તેને આપવાની પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા માટે વામનને ત્રણ પગલાં પૃથ્વી આપી. તે સત્ય બોલવાથી પ્રભુએ તેના છડીદાર થઈને રહેવું પડ્યું. એ બધું સત્યનું મહાત્મ્ય છે.

એ બધું સાંભળી પેલી છોકરી બીજે દહાડે બાપને કહે કે, હું આજથી અસત્ય બોલવાની નથી, અને દુધમાં પાણી રેડવાની નથી. બાપ કહે, કેમ ? છોકરી કહે, મેં સંતથી સાંભળ્યું છે. એ વાત રાત્રે જ્યારે બાપ દીકરી કરી રહેલાં હતાં તે વખતે નગરચર્યા કરવા નિકળેલો રાજા સંતાઇને સાંભળતો હતો. તેણે ઘરનો નંબર નોંધી લઇ સવારે બેહુને સભામાં તેડાવ્યાં અને પુછ્યું. હતું તેવું બેહુએ કહી દીધું. રાજાએ વિચાર્યું કે મારા જાનની સલામતી આ બાઇથી રહેશે. તેથી બોલ્યો કે, તારી છોકરી નથી માનતી તો મને આપ. બાપ કહે, હા સાહેબ. મારેતો હવે એ કામની રહીજ નથી. રાજા ધામધુમથી પરણ્યો. પટરાણી બનાવી. અને સત્યના પ્રતાપથી સત્ય તત્વને અનુભવી ઉત્તમ ગતિને તે પામી.

તાત્પર્ય કે, માત્ર સત્ય બોલવા કરવાનો નિશ્ચયજ કરવાથી પટરાણી બની અને તે પ્રમાણે આચરવાથી સદ્દગતિ પામી. તે રીતે વૃત્તિ જો આ પ્રપંચનો મોહ છોડી સત્ય તત્વ આત્મા તરફ વળવા દૃઢ નિશ્ચય કરેછે તો તેક્ષણે નિષ્પાપ બને છે અને પ્રભુ તેવી બુદ્ધિ વૃત્તિને પોતાની પ્રિયારૂપે સ્વિકારે છે. અને સત્યનુંજ આચરણ સેવન–પ્રભુ પતિસેવા પ્રતાપે પ્રભુરૂપ બની રહી મહાપદે સમે છે.

* એક પિતાએ પોતાના પુત્રને ઉપદેશ આપતાં કહ્યું કે,–

त्यज दुर्जन संसर्गः भज साधु समागमः ॥
कुरु पुण्यमहोरात्र स्मर नित्यमनित्यता ॥

દુષ્ટ જનોની સંગતી કરતો નહીં. બહારના દુષ્ટો રાગદ્વેષથી અન્યને દુઃખ આપી પોતે દુઃખી થાય છે તે, તથા નિષિદ્ધઆહાર સેવનારા યવન મ્લેચ્છાદિલોક; તથા અંતરના દુષ્ટો જે કામ ક્રોધ લોભ મોહ મદ ગર્વ વગેરે છે તે, તેમાં અંતરના એ દુર્જનો તો ભવાટવિભ્રમણ કરાવ્યા કરનાર ભયંકર શત્રુરૂપ છે. તેથી એવા બેહુ પ્રકારના દુર્જનનો સંગ ત્યાગ કરજે. રામને વનવાસની વાત સાંભળી લક્ષ્મણને મહા ક્રોધ થયો અને ભરત સાથેજ્યારે યુદ્ધ કરવા ઉદ્ગાર કાઢયા, ત્યારે રામે કહ્યું કે, ભાઇ! પિતાની આજ્ઞા પાલન કરવી, એજ આપણું કર્તવ્ય છે. આ તુચ્છ અનિત્ય ભ્રાંતિરૂપ દ્રશ્યછે એમ જાણ્યા છતાં તેમાં આવી ઇચ્છા તમારા જેવા જ્ઞાતાને શોભા આપનારી નથી. એ રીતે ક્રોધરૂપ આંતર દુર્જનનો ત્યાગ કરાવ્યો હતો. માટે દુર્જનોની સંગતિ નહીં કરવાથી દુર્ગુણો આપણામાં દાખલ થઇ શકતા નથી. પછી સાધુજનોનો સમાગમ કરવા ઉપદેશ્યું છે; કેમકે તેથી આપણામાં સદ્દગુણો આવે છે.

साधनानामपि सर्वेषां वरिष्ठा साधुसंगतिः ॥
एतया सिद्धया सिद्धः ज्ञानं भवाब्धि तारकं ॥१॥
साधुनामटनं धन्यं गृहीणां शांतये स्मृतं ॥
नृणामंतः तमो हारि साधुरेव न भास्करः ॥२॥

સર્વ સાધનોમાં પણ સાધુ સંગતિ શ્રેષ્ઠ છે. એટલીજ બરાબર થાયતો બધાં સાધન સેહેજે સિદ્ધ થાય છે. સંત છે તે ભવરોગને

*ભાદરણથી આવેલા "જ્ઞાનીજી" સંજ્ઞાથી કહેવાતા સ્વામિજી રહાતમાથી સં. ૧૯૭૬ જેઠ શુદ ૮.

મટાડે છે. સૂર્યતો બહારનો અંધકાર મટાડે છે, પણ સંતતો અંતરનો અજ્ઞાનાંધકાર હરે છે. સંતતો ભવરોગ મટાડનાર સમર્થ વૈદ્ય છે. વૈદ્યને ચાર વાતમાં કુશળતા હોવી જોઇએ. હેય, એટલે ત્યાગવા યોગ્ય જે રોગ હોય તે; હેતુ, તે રોગનું કારણ–નિદાન; હાન, તે વ્યાધિ મટાડવાની ઔષધી; અને હાનોપાય, સાધનો. તેરીતે સંતરૂપ વૈદ્ય જન્મ મરણરૂપ ભવરોગ મટાડનાર છે. તે રોગનું નિદાન–કારણ જે અજ્ઞાન છે તે હેતુને જાણે છે, અને તેને માટે જ્ઞાનરૂપ ઔષધ રાખે છે તે પાવાને અનેક સાધનો વિવેક વૈરાગ્ય શમ દમાદિ કરાવી જ્ઞાનામૃત ઔષધ પાઇ અજરામરત્વ પ્રાપ્ત કરે છે. પછી બાપે ત્રીજી શિક્ષા આપી કે, રાત્રિ દિવસ પુણ્ય કરજે. મનથી સર્વનું શુભ ચિંતવન કરજે, ધન વાપરીને શરીરથી દાન કરજે (હાથેવતી.) તે દાન કેવી રીતે આપવું તે વિશે કહેવાય છે. એક મોટો શ્રીમાન દાતા હતો. તે એક બંગલો બનાવી તેને ચાર દરવાજા કરાવી તેની મધ્યમાં બેઠો રહી ચારે દરવાજે આવનારને જોઈ જેને જે કાંઇ જોઇએ તે આપતો. અફીમ, ભાંગ, ગાંજો, અન્ન, વસ્ત્ર, ફળ, ફુલ, દુધ, દહીં, ધન, વગેરે આપતો રહેતો. એક વખતે એક સંતે આવી તેની ઉદારતા વખાણી પુછયું કે, શેઠજી ! આટલું બધું દાન તમે આપ્યાજ કરો છો, પણ કોઈની સામું તો જોતાજ નથી; અને નીચાં નેત્ર રાખી ઉંચે હાથે આપતા રહો છો તેનું શું કારણ છે ? શેઠ કહે, હે ભગવન્ ! આપ તો પરમ દયાળુ મહાત્મા છો; આપ સર્વજ્ઞ છો, હું શું કહું.

દેનહારે તો દેત હેં, દેવત હેં દિન રેહેન;
લોક નામ હમારા દે, તાસેં નીચાં નેન.

વિશ્વંભર પ્રભુ જે આપનારો છે તે રાત દિવસ આપે છે, છતાં (નાહક–વગર સમજે–જુઠા) લોક મારૂં નામ દઇ વગોવે છે, તેથી શરમાઇ–લજવાઇને મારાં નેત્ર નીચાં કરી નીચું જોઇ રહું છું. આહાહા ! ધન્ય એવા નિરાભિમાની સુજ્ઞદાતાને. એવો દાતા, હે પુત્ર ! તું થા. અને ચોથું કહ્યું કે, નિત્ય એક સચ્ચિદાનંદ આત્મ તત્વ છે, અને દેહ વગેરે દ્રશ્ય બધું અનિત્ય છે, એમ વિચારી તે અહર્નિશ યાદ કરતો રહી આત્મતત્વમાં સ્થિતી કર.

હે સર્વ પિતાપણાનું અભિમાન ધરનારા સુજ્ઞ સજ્જનો! તમે પણ એજ રીતે તમારા પુત્રોને શિક્ષણ આપી પિતાપણાંને યોગ્ય બની તમારી પદ્ધિ દિપાવશો?

એક પાઠશાળામાં બે શેઠના બે પુત્ર અભ્યાસ કરતા હતા. ત્યાં રાજકુંવર પણ અધ્યયન કરતો હતો, તેની સાથે તે બે શેઠ પુત્રની દોસ્તી થવાથી કહેલું કે, હું રાજા થયા પછી તમો બેહુ, આફત પડે ત્યારે, આવશો તો હું મદદ કરીશ. અમુક કાળ વીતે રાજ કુંવરને ગાદી મળી. બે શેઠ પુત્રો વ્યાપારમાં કંગાળ બની ગયા. એક તો રાજાનાં નગ્રમાં આવી વરદી કહેવડાવી રાજાને આવી મળ્યો. રાજાએ માનપાન આપી આપેલું વચન સત્ય કરવા હુકમ કાઢયો કે, આજે મારૂં રાજ્ય ચાર કલાક માટે અમુક શેઠ પુત્રને આપ્યું છે; અને તેને કહ્યું કે તમે એટલા વખતમાં ચાહો તે કરવા સમર્થ છો. રાજા ગાડીમાં બેસી બાગમાં ફરવા ગયા. આ શેઠ તો વિચાર કરે છે કે, ચાર કલાક તો હું રાજા છું. પોત્તે દુર્બુદ્ધિ હોવાથી બોલ્યો કે, રાણીના નિવાસ સ્થાનમાં જવું છે. પ્રધાનોમાં એક ઘણો ચતુર હોવાથી બોલ્યો કે, હાંજી, હજુર! આપ ચાર કલાક સ્વતંત્ર છો, પણ જનાનખાનામાં આમ ન જવાય. હજામત કરાવો, રાજપોશાક પેહેરો, પછી પધારો. શેઠ (રાજા) કહે, ઠીક, બોલાવો. પ્રધાને હુકમ કીધો કે હજામ હાજરો; પણ ગુપ્ત સંકેત કીધો કે, ઢીલ કરજો. કલાકે હજામ આવ્યો. બીજો કલાક થતાં હજામત થઇ રહી. પછી તેલ ફુલેલ ચોળી ન્હવાડતાં કલાક થયો. પછી પોશાક પેહેરાવતાં કલાક કીધો. ચાર કલાક પુરા થયા. પેલો કહે, ચાલો. પ્રધાન કહે, ગાદીથી ઉતરી ઘેર જાવ. વાર કરશો તો સીપાઇ ધક્કો મારી કાઢશે. શું કરે, વખત થઇ ગયો. આખર અપયશ લઇને ગયો. અને પાછળ નિંદા થઇ.

થોડે દહાડે બીજો શેઠ પુત્ર આવ્યો. તેનો પણ સારી રીતે સત્કાર કરી રાજાએ ચાર કલાક માટે રાજ સોંપી રાજા બાગમાં ફરવા ચાલી ગયા. તે શેઠ પુત્ર રાજાએ ગાદીપર બેસી કાગળ ખડીઓ અને કલમ લઇને, તે ચાર કલાકના અમલ દરમ્યાન ઠરાવ એવો લખ્યો કે—કાશી, પ્રયાગ, હરદ્વાર, રામેશ્વર, ગયા, મથુરાં,

બદ્રી, જગન્નાથ, દ્વારકાં, વગેરે તીર્થ ક્ષેત્રોમાં આજથીજ અન્ન-
ક્ષેત્રો ખોલવાં અને તુરત તજવીજ થવી. શેહેરમાં અને રાજમાં
જેટલાં દેવસ્થાનો હોય તે શંકર, ગણેશ, દેવી, રામ, કૃષ્ણ, મારૂતી
દત્તાત્રય વગેરેનાં, તે બધી જગાના પુજારી તથા અભ્યાગત સાધુ
સંત માટે તથા પૂજા માટે અમુક જગે એક ગામ, અમુક સ્થાને બે
ગામ, અમુક જગે ચાર ગામ આપ્યાં. વિદ્યાલયો બાંધવા તથા સાધુ
અતિથીને દરરોજ અન્ન વસ્ત્રાદિ આપવા રૂ. ૫૦, ૧૦૦, ૨૦૦,
૫૦૦, ૧૦૦૦, વગેરે રકમ ઠરાવી. એ રીતે ચાર કલાક પુરા થતાં
સહી કરી ઉભો થયો. રાજાએ આવી તેને બહુજ માન આપ્યું
અને ખાનગી સલાહકાર મિત્ર તરીકે પાસે રાખ્યો. આ રીતે રાજની
કીર્તિ વધારી વ્યાવહારિક પારમાર્થિક ઉન્નતિ સાધી તેથી મહત્
યશ પ્રાપ્ત થયો.

તાત્પર્ય કે,—પુણ્યરૂપ ધર્મથી ચિત્તશુદ્ધિ થશે, ત્યારે પાપનો
ક્ષય થવાથી અવિદ્યાની નિવૃત્તિ થતાં જ્ઞાન થશે. તેથી મોક્ષ થશે.
धर्मेण पापमपनुदति ॥ ज्ञान मुत्पद्यते पुंसां क्षयात् पापस्य कर्मणः॥ એવી
શ્રુતિ છે. માટે ધર્મ છે તે મુખ્ય પાયો છે તે ખૂબ સુદ્રઢ કરવો
જરૂર છે. धर्मएव हतो हंति धर्मो रक्षति रक्षितः॥ ધર્મને હણશો તો
તે તમને હણશે—અવનતિ કરશે, અને ધર્મની રક્ષા કરશો તો
તે રક્ષિત ધર્મ તમારૂં રક્ષણ કરશે—ઉન્નતિ કરશે. આ લોકમાં
તથા સ્વર્ગાદિ પરલોકમાં રક્ષા કરશે.

ચાર કલાકરૂપ ચાર અવસ્થા છે. મનુષ્ય શરીરરૂપ રાજ્ય
મળ્યું છે. થોડીક વારની સાહેબી છે પણ તેટલા વખતમાં કર્ત્તવ્ય
કરી લેવાનું છે. બાલ્યાવસ્થા રમત ગમતમાં, કિશોર અવસ્થા
ભણવા ગણવાની ખટપટમાં, યુવાવસ્થા સ્ત્રી ધન પુત્રાદિ માટે
તરફડીઆં મારવા તથા તે બધાંની આસક્તિ મોહમાં, અને વૃદ્ધા-
વસ્થા પુત્ર પુત્રીઓને પરણાવવા તથા તે મંડળીમાં દટાઇ રહેવા-
રૂપ અહંમમત્વભાવનાથી ફસાઇ રહેવામાં ગુમાવી બેસો તો
આયુષ્ય પુરૂં થતાં (ચાર કલાક થતાંજ) કાળ આવી ગબડાવી
પાડે છે, ત્યારે આવ્યા તેવા રીકે મુખે છોડી જવું પડે છે.
પણ જ્યાં ભાન આવ્યું કે તે શરીરની અવધિ આવતાં સુધીમાં
વિવેક વિચાર યજ્ઞ દાન તપ જ્ઞાન ધ્યાન અનુભવ વિગેરે કર્તવ્ય

કરી પરવારી તઇયાર રહે તો નિર્ભયપણે કાળનો ભય નહીં કરતાં પ્રભુની કૃપા મેળવી પ્રભુનાં ધામમાં નિર્વિઘ્ને સ્થિતી પામે છે.

* વેદ છે તે ઇશ્વર પ્રણીત-ઇશ્વરના શ્વાસોચ્છવાસરૂપ છે. સ્વભાવસિદ્ધ જેવા આપણા શ્વાસોશ્વાસ ચાલે છે તેમ ઇશ્વરના શ્વાસોશ્વાસરૂપ છે. તે અનાદિ સિદ્ધ છે. તેનો ઉપદેશ [ જ્ઞાન ] અંતરાત્મ તત્વરૂપ ઇશ્વરમાંથી બ્રહ્મદેવને થયો. તે નિ:શંક જ્ઞાન છે. તે સૂર્યરૂપ બ્રહ્મદેવ (વિવસ્વાન) થી મનુને, અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યું. એમ પરંપરા ચાલી હતી. તે કાળે કરીને અસ્ત વ્યસ્ત થઇ જવાથી પ્રભુએ અવતાર લઇ પુન:પ્રકાશ કીધો. અત્રિ, મનુ, અંગિરા, વગેરે મહર્ષિઓ શિષ્યોને વેદ ભણાવતા. અશ્વિની-કુમાર, ચરક વગેરે આયુર્વેદની ઔષધીઓના ગુણો વિશે અત્યંત શ્રમ લઇ તે જાણવાને સમાધમાં પ્રવેશતા. તે ત્યાંથી બધું જાણી લઇને ઉત્થાન દશામાં શિષ્યોને ભણાવતા. એજ રીતે વેદના અર્થ વગેરે ભણતા. પણ " હું ભણ્યો તે બરાબરજ છે" એવો ઠરાવ કરી બેસતા નહીં, પણ પૂજ્ય શિષ્ટની સંમતિ લેવાતી; પણ રૂષિમુનિ પ્રથમ જ્યારે શિષ્યોને ભણાવા લાગ્યા ત્યારે સમાધિમાં પ્રવેશી ત્યાં યથાર્થ જાણી લેતા. કેમકે સમાધિમાં ઋતંભરા પ્રજ્ઞા એટલે સત્ય-ખરેખરાં જ્ઞાનથી ભરપુર એવી બુદ્ધિ પ્રાપ્ત થાય છે. તેથી તે વેદના મંત્રોનું ખરૂં સ્વરૂપ, વનસ્પતિઓના ગુણો તથા મિશ્રણથી થતા ગુણો વગેરે જે કંઇ ભણાવવાનું આવી પડતું તે વિશે જાણી લઇ વ્યુત્થાન દશામાં સ્મૃતિ લાવી (સ્મરણ કરી) ભણાવતા. તેથી તેને સ્મૃતિ કહે છે, અને વેદને શ્રુતિ કહે છે. આટલો શ્રમ વેઠી તે અશ્વિનીકુમાર, ચરક વગેરે આયુર્વેદ વિશે કહી ગયા કે, અમુક સાત્વિક પદાર્થો ખાવાથી બલ તેજ વીર્ય જ્ઞાન વૃદ્ધિપામી સારી બુદ્ધિ થશે. અને પલાંડુ (કાંદા) વગેરે તામસી ખાવાથી બુદ્ધિ તમોગુણી-ભ્રષ્ટ થઈ જશે. તેજ રીતે મુનિઓએ કહ્યું કે, બ્રાહ્મણાદિ વર્ણના લોકે અમુક રીતે વિધિ નિષેધ પાળી વર્ણાશ્રમોચિત કર્મ કરવાં. એ શ્રુતિ સ્મૃતિને નહીં માનીને હાલના જે લોક સ્વમતથી ગમે તેમ વરતે, નવાજ વિચાર કાઢી લખે

* પૂજ્યપાદ શ્રી. પ્ર. શ્રીમન્નૃસિંહાચાર્યજીથી.

ખકે છે, તેઓ ભ્રષ્ટ થઇ નર્કગામી થાય, અને આપધી બાબત બે દરકાર થઈ, કાંદા, મધ, ગાંજો, વગેરે નિષિદ્ધનું સેવન કરવાથી શરીરે પણુ રોગી બની દુ:ખજ સહે છે. માટે **વિશ્વાસથીજ** (શ્રદ્ધાથીજ) શાસ્ત્રની આજ્ઞા માનવી. વિશ્વાસ નહીં આવે તો પૂર્વના મુનિઓની માફક સમાધિમાં જઇ, ઇશ્વરાભિન્ન બની ખાત્રી કરી મેળવી લાવો. તે રીતે નહીં બને તો વિશ્વાસ રાખો, અને શ્રમ કરી રૂષિમુનિઓ જે લખી ગયા છે તે શાસ્ત્રોકત આજ્ઞા માનો. વર્ણાશ્રમના જે સાધારણુ તથા અસાધારણુ ધર્મો કહ્યા છે તેને પ્રેમ યુકત શ્રદ્ધાથી સ્વિકારી તદનુસાર વરતો.

प्रवृत्तिरपि धीरस्य निवृत्तिरूप जायते ॥
निवृत्तिरपि मूढस्य प्रवृत्ति फल भाविनी ॥ १ ॥
संध्यान्ते शिव पूजान्ते भोजनांते च भारत ॥
यंयं वदति भूदेवा तं तं भवति निश्चितं ॥ २ ॥

ઘી તેલનો એક મોટો વેપારી હતો. તેને ત્યાં એક પારસ મણિ હતો, તે ડોસા મરી ગયા, અને મણિ ઉપર મેલ ચઢવા લાગ્યો. દસ બાર વરસે તે પાંચશેરી થઇ તેટલાં વજનમાં વપરાવા લાગ્યો. ચોપડામાં લખેલું કે, ઘરમાં ૧ પારસમણિ છે. એક સંત ઘેર આવી ચઢયા. તેને પુત્રોએ કહ્યું કે, મહારાજ ! ચોપડામાં લખેલું છે કે, ઘરમાં એક પારસ છે. પણ તે કયાં છે તે ખબર નથી. ગુરૂ પુછેછે કે, કોઇ દીવસ તે જોયલું ખરૂં ? પુત્ર કહે, હા, આગળ એક ચળકતો કાંકરા જેવો હતો, તે કયાંએ ગયો અને એક નાના પથરા ઉપર ચીથરાં લાગી આ પાંચશેરી થઇ તે તોલવામાં કામ આવે છે. ગુરૂએ તે મગાવી જોઇ. પછી અગ્નિમાં મુકી. મેલ ચીથરાં બધું ઝળ ઝળ બળી ગયું. અને માંહેથી ઝળઝળ પ્રકાશ (મણિનો) થયો. તે જોઈ તે શેઠને જે હર્ષ થયો તેનું ચિત્ર કોણ કહેશે! બેહદ આનંદ રોમે રોમે વ્યાપી ગયો. એ દેખાડનારનો કેટલો ઉપકાર માને! એ શેઠનું હતું ને એનેજ દેખાડયું–આનંદ ઢંકાઈ ગયો હતો, તે બધો અજ્ઞાન વિકાર મળ અને આવર્ણ (ચીથરાં) બાળી નાખી, પ્રકટ બતાવ્યો; પરંતુ ખબર નહોતી તેથી પાડ માને તો તેમાં ગુરૂને શેનું

અભિમાન વારૂ ?! અભિમાન ધરે તો મુરખ. એવા નિરભિમાન ગુરૂને અત્યંત ધન્યવાદ સાથે સવિનય સપ્રેમ પુનઃ પુનઃ પ્રણામ હોવ.

શામદ અને શુરવિર એવા નામના બે ભાઈ હતા તે પોતાનાં ગામમાં એક રાજાને ત્યાં નોકરી કરતા હતા. શુરવિરતો એક દહાડો મોજ આવી તે નોકરી મુકી અશ્વારૂઢ થઇ પોતાની ત્રણ તરવાર સાથે લઇ ચાલ્યો. પાદશાહને ત્યાં લગ્ન હતાં તે શેહેરમાં ઝપાટા સાથે ચાલ્યો, ત્યાં ગયો. કોઇ અટકાવી શકયું નહીં. દરબાર આગળ તેના જોસ્સા અને તેના દબદબાના તેજમાં અંજાઇને જમાદારે, કોઇ શુરવીર રાજા જેવો મોટો માણસ જાણી, ઘોડાની લગામ ઝાલી લીધી. નીચે ઉતરી બોલ્યો કે, ઘોડા દુસરેકું દેદો, તુંમ હમેરી સાથ ચલો. ઘોડો બીજા સીપાઇને સોંપી જમાદાર સાથે ચાલ્યો. તે જોઈ આગળના બીજા ચોકીદારો જમાદારો સલામ કરે છે, કેમકે જમાદારને પણ સાથે જોયા. તે શુરવિરે એવા નવ ચોકીદારોને સાથે લીધા અને ખુદ પાદશાહ પાસે ચાલ્યો ગયો. બાદશાહની પાસે જઇને બેઠો. હજુરે પુછયું કે, કોણ હો ભાઇ ? કહ્યું કે, શુરવીર. ફરી પુછયું કે, કયા કરોગે ? કહે છે કે, સબસેં આગે હમ લડેંગે. રાજા કહે, અચ્છા, જબ સવા લાખ રૂપીઆકા દરમાયા, ઔર પાકાં સીધાં તુમકુ મીલેગા, રહો. હવે આ તરફ પેલા શામદ ભાઇએ જાણ્યું કે મોટાભાઈ ગયા. તેવો રાજાની રજા લઇ તે પણ બૈરાં છોકરાં સાથે પાલખી રસાલો લઇ નિકળ્યો. તે પોતાની હાથીની ચાલથી ચાલ્યો. શુરવીરતો સિંહની ચાલથી ચાલ્યો ગયલો. તે શામદ પણ ત્યાં આવ્યો. તેને પણ કોઇ મોટો જાણી કોઇએ અટકાવ્યો નહી. તે પણ બાદશાહની પાસે જઇ મોટાભાઇ શુરવિરને પગે લાગી બેઠો અને કહ્યું કે, ભાઇ ! કહ્યા વિનાજ આવ્યા, વાહ. રાજા વિચારે છે કે એને મારી તો પરવાજ નથી. રાજાએ પુછયું કે, કોણ નામ ? કહ્યું કે, શામદ ઐસેં કહેતે હેં, બચ્ચાં બાળાં ભેગાં હૈ. રાજા કહે, કયા પગાર લેવગા ? શામદ કહે, આપકી મોજ. જીંદગીમાં એક વખત કામ કરીશ, પછી ફરી બીજી વાર કહેશોજ નહીં. બાદશાહ કહે, અચ્છા, તુમકું ભિ સવાલાખકા દરમાયા ઔર પાકાં સીધાં મિલેંગા, રહો. આ ખબર રસ્યાના બાદશાહને થઇ અને

મુછપર હાથ નાખી બોલ્યો કે, હું એ રાજાને જીતું. એક રાત્રીએ અચાનક ચઢી આવી તે દિલ્લીના બાદશાહને બાંધી પાલખીમાં નાખી ચાલ્યો ગયો. સવારે શુરવિરને ખબર થઈ તેવોજ જમતો ઉઠી સપાટા ભેર ત્રણ તરવાર બાંધી ઘોડે બેસીને, ચાલ્યો. તે શામદને ઘેર ગયો. તેને બુમ પાડી, તે વખતે શામદ સ્નાન પુજા કરી થાળ ધરે છે. બુમ સાંભળી પણ મુકીને જાય છે તો ઉપાસના પડી રહે છે અને નહીં જાયતો શામદપણું લાજે છે. તેથી વાત સાંભળી તેવી કટાર હતી તે પેટમાં ખોશી ઘાલી. શુરવિર કહે, રાંડને વશ હોય છે તે એ વાતમાં સમજતાજ નથી. તે પણ ગયો. શુરવિરતો રસ્તે સારા લુચ્ચા જે આવે છે તેને ઝાટકે ઉડાવતોજ જાય છે. શામદ જે પાછળ ધસ્યો આવ્યો તેણે આવું જોઈ શુરવિરને છાતીમાં બરછી મારી કહ્યું કે, અરે ભાઇ ! આ શું કરો છો. રસ્તે સારાજ્ઞાતાને અને લુચ્ચાને બધાનેજ મારતા ચાલ્યા એ શું ?! રાજાને છોડવવો છે કે, આવું શુરવિરપણું કરવું છે ? પછી શામદે આગળ જઇ બાદશાહને લઈ જનાર ભોઇ અને પાલખી સહિત વીરત્વથી પરાક્રમ કરી ભોંયમાં ખોઞી ઘાઞી પોતાના બાદશાહને છોડાવી લીધો. તે વખતે તે તરફના સૈનિકો સામદ તરફ ફરી ગયા. આ વખતે તે રાજાને કેટલો હર્ષ થયો હશે તેનું અનુમાન સુજ્ઞ વાંચક વૃંદેજ કરી લેવું. શામદને અત્યંત ધન્યવાદ આપી સ્વસ્થાને દરબારમાં જઇ શામદને બાદશાહે રાજ્ય આપવા માંડયું. શામદ કહે, બસ. શરત શું છે કે બીજીવાર કાંઇ કામ કહેવું નહીં. બાદશાહ કહે છે કે, અરે, મેં રાજ દેતા હું, ઔર એ કયા બોલતા હે ! તે વખત શુરવિર ભાઇ કહે છે કે, એમ શા માટે કહે છે. શામદ કહે, એ વચનજ તમને ઘટતું નથી. છતાં વચન સિદ્ધ કરવું હોયતો—એમ બોલી ધરતી લીપાવી ફુલનાખી વસ્ત્ર ઉતારી બેઠો, તો પેટમાં કટાર દીઠી. હવે દેહતો રેહેવાની નથી; કટાર પેટમાં છે એટલી વાર જીવંત છે. તેથી અંત સમયે શામદે પ્રભુનું ધ્યાન સ્મર્ણ કરી હરિઃ ૐ હરિઃ ૐ કરતાં કટાર ખેંચી કાઢી તે સાથેજ શરીર પડયું. તે કટાર કાઢતાં પહેલાં બોલ્યો કે, હે ભાઈ શુરવિર ! આ લાજ હવે તમે રાખજો. તેમ; આચાર્ય તે શુરવીર અને શામદ તે પોતાને મરવા, ૐ

तत्सत् ब्रह्म सोहं એ કટાર માર્યો–પેટમાં ખોસી ઘાલ્યો, અર્થાત્ દ્રઢ અપરોક્ષ કરી લઇ અહંને મૃતક તુલ્ય કરી મુકયો. એને હવે બીજા ગ્રંથોનું પ્રયોજન નથી અને બીજાં શાસ્ત્ર પુરાણાદિ વચનોરૂપ જે કટાર તરવાર ભાલા બંદુકો વગેરે શસ્ત્રો છે તે બીજાને મારવાને માટે જરૂરનાં છે. અર્થાત્ બીજા ઘણાને તારવામે શુરવિર આચાર્યનું કામ છે. પોતાને એકલાને મરવાને (અભેદ બ્રહ્માત્મ સ્વરૂપે સ્થિતીરૂપ મુકત થવાને) એક तत्सत् सोहं એવા દ્રઢ નિશ્ચયરૂપ નાની કટાર બસ છે. વૃત્તિઓનો બહારનો વેગ જો પુરૂષાર્થથી સમી જાય તો તે વૃત્તિ અંતરમાં સમે છે.

એક અજીતનગરીનો અજીતસિંહ રાજા હતો. તેનું સદાવ્રત રોજ ચાલુ રહેતું. તેને ત્યાં કલ્પવૃક્ષ અને પારસમણિ હતાં. ખેડુતોને એવો હુકમ કે કોઇએ પંખીઓને ખેતરોમાંથી ઉરાડી મુકવાં નહીં. બીજો એક રાજા પણ ઘણો જ્ઞાતા હતો તેણે ઘણું પુણ્યદાન કીધું; પરંતુ તેને કોઇએ કહ્યું કે, એ તમારૂં તો શું છે, પણ અજીતસિંહ તો મહા પુણ્યવાન છે. તેની પાસે ઘણા વિદ્વાન કળા કૌશલ્યવાન, બુદ્ધિમાન, વગેરે આવે છે, પણ મોજ કોઇને આપતા નથી. એ સાંભળી તે રાજાએ કહ્યું કે, મારે તેની પાસે મોજ લેવી; અને મોજ નહીં મળે તો દેહ ત્યાગ કરવો. સમય જોઇ બીજે વેશે કેટલાક સાથીઓ સાથે આવી તે અજીતસિંહ રાજા સામું ભવાઇ શરૂ કરી. તે અજીતસિંહે જાણ્યું પણ તેની સામુંએ જોયું નહીં–ગણકારી નહીં. બે ત્રણ દિવસ ખૂબ ખેલ કીધો પણ રાજા કંઇ ખુશ થયો દેખાયો નહીં. ત્યારે રાજાને આવી કહ્યું કે આપ હવે નાચ કરાવો, પછી હમે નાચ કરીએ તે જુઓ. રાજા કહે, મારે કાંઇ જરૂર નથી. ત્યારે જઇને બળી મરવાની તઇઆરી કરી. તે વાત સાંભળી રાણી તથા પ્રધાને રાજાની પ્રાર્થના કરીને હા કહેવાડી (નાચ કરાવા કબુલ કીધું). રાજા પુછેછે કે, એવું શું છે જે આટલો આગ્રહ કરોછો ? પેલા નાચનાર કહે, મોજ માટે. રાજા કહે મોજ તો હું કોઇ પાત્ર વિના દેતો નથી. ખોટા સ્વાંગમાં મોજ હોય નહીં, તમારે જોઇએ તે માગી લો. તે લોકો બોલ્યા કે; હજુર ! હમેકંઇ

ભીખારી નથી, જો લઈશું તો મોજજ લઈશું, નહિંતો છેવટ દેહ ત્યાગ કરશું; અજીતસિંહ કહે, ઠીક, ભલે ખુશી તમારી. તમાશો થવા માડયો. તે નાટકમાં પ્રથમ ગણપતિ વગેરેના વેશ આવી ગયા બાદ પેલો (રાજા) એવો વેશ લાવ્યો કે જેમ ભગવાન આ વિશ્વ નાટકમાં નટવા બની મોજ રમી રહ્યા છે તેમ, હું પણ નટવો થઇ મારી મોજ રમું છું. લોકો હસ્યા. પછી કહ્યું કે, હમે ભવાયા છીએ તેથી હમારી (મનરૂપ) દાણ માફ છે. ત્યારે બીજો કહે, ત્યારે કટાર મારી મરોને, જોઇએ વારૂ. તત્ત કટાર મારી પડયો. તેજ વખત બાદશાહ અજીતસિંહ કહે, સવાલાખ મોજ આપો. વળી પોતે બોલ્યા કે જેવો વેશ સાચો કાઢયો અને ભજવ્યો ત્યાં મોજ આપી. પછી તે ટોળીમાંના બીજા ભવાયામાંથી એક જણ (ચિત્તરૂપ) ગાય બન્યો તે પાછળ છે; અને બીજો (અહંકારરૂપ) વાઘ બન્યો તે આગળ છે. એવા વેશ લાવ્યા. તેવો એક જણે વાઘને ભાલો માર્યો; તેવોજ તેણે કુદકો મારી જેણે ભાલો માર્યો તેનું લોહી પીધું (મારી પાડયો) અને ગાયને વાઘે મારી. પછી (બુદ્ધિરૂપ) કાળિકાદેવીનો વેશ આવ્યો. તેને બીજા કહે કે, તું સાચી દેવી હોય તો ચારેને ભસ્મ કર. તેવો અગ્નિ પ્રકટ કરી ચારેને બાળી મુકયાં તે જોઈ રાજા અજીતસિંહ કહે મોજ તારાપર થઇ રહી. હવે વેશ લાવ અગર ન લાવ. ત્યારે તે નટરૂપ રાજા કહે, પ્રભો! તમે કહેતા હતા કે ખોટી મોજ નથી લેતા, (એમ કહી હસાવ્યા) પછી રામનો વેશ આવ્યો, તે કહે હમે રામ છીએ. બીજો કહે, રામનું તો નામજ પવિત્ર છે. એવા આપ પ્રત્યક્ષ રામજ હો તો, આ ચારેને સજીવન કરો. તે સાંભળી તે રામ વેશધારીએ કહ્યું કે, સાચાં મનથી શુદ્ધ ભાવે મોજ માટેજ હમે આ પ્રવૃત્તિ કરી હોય તો ચારે જીવતાં થાવ. તરત તેઓ જીવતાં થયાં. તેમ, સ્વરૂપે થયો અને મોજ લીધી, પછી મન બુદ્ધિ ચિત્ત અહંકાર જીવતાં થઇ અણુછતાં રહે છે, તે નહીં જેવાં થઇ જાય છે. ચાર વર્ણ છે તે ચાર વેશ છે. ચૈતન્ય-આત્મતત્વ જાણવાની ઇચ્છા છે તે મોજ છે. વેશ મિથ્યા છે. મોજનાં સુખ લેવાં છે. જેણે મોજ લીધી છે તેજ સુખીઓ છે.

ભાદ્રપદ કૃષ્ણ ૪ એટલે ઉત્તરમાં આશ્વિન વદ ચતુર્થીને ગણેશ ચતુર્થી કહે છે, તે વ્રત કરવું. એટલે જાગ્રતાદિ ત્રણ અવસ્થા મુકી ચોથી તુરીયાવસ્થામાં આવી (મનનો સ્વામિ ચંદ્ર છે તેથી) ચંદ્રરૂપ મન સામુ નહીં જોવું અને અંતરાત્મારૂપ ગણેશમાં અભેદભાવે સ્થિતી કરી રહેવું, તે.

* ઉંટ બરાબર પાળો થાય, નીભે નહીં ને હાંફી જાય;
ઉંટનાં તો આઘાં મેલાણ, પાળાના નિસરી જાય પ્રાણ.....

અર્થાત,-પગે ચાલનારો પુરૂષ ઉંટની બરાબર ચાલવા જાય, તો નીભે નહીં, ને હાંફી જાય છે. કેમકે ઉંટ તો મ્હોટાં પગલાં ભરે, અને ગત ાં ૭૦ ગાઉ ચાલી જાય. પણ પાળો તેની બરાબરી કરવા જાય તો પ્રાણ ખુવે-મરી જાય છે. તેમ, અનુભવી જ્ઞાનીની તોલે અજ્ઞાની વિષયાસક્ત કદી આવી શકે નહીં. બરોબરી કરવા જાય તો દુખી થઇ મરે છે. જ્ઞાની સંસારમાં આસક્તની માફક વર્તતો ભાસે, પણ તરત બ્રહ્માકાર વૃત્તિ કરી શાંત થાય છે. તે નિરંતર વ્યવહાર કરતો છતો બ્રહ્મરૂપજ રહે છે, તેમ અજ્ઞાની કરવા જાય તો બને નહીં.

× એક શેહેરમાં ત્યાંના રાજાએ સખાવત વાપરવા માંડી. શેહેરને ૪૦ દરવાજા હતા, ત્યાં દરેક દરવાજે જાહેર ખબરનાં પાટીઆં લટકાવ્યાં, કે જે કોઇ ફકીર-યાચક ભીખ લઇ ગયો હોય તે ફરી આવે નહીં. એક ઓલીયા ફકીર આવી લાગ્યા તેણે પેહલે દરવાજે પેંસવા માંડતાં પાટીઉં જોયું. ત્યારે ત્યાં નહીં પેંસતાં બીજે દરવાજે ગયો. ત્યાં પણ તેવુંજ જોઇ, બધે દરવાજે ફરી વળ્યો. છેલ્લે દરવાજેથી પણ ભીખ લીધા વગર પાછો ફર્યો. તે જોઇ ત્યાંના કામદાર દરવાને વિચાર્યું કે, છેલ્લે દરવાજેથી પણ ભીખ લીધા વગર આ ફકીર પાછો કેમ જાય છે. બાદશાહને તે બાતમી પોચાડી. બાદશાહે ફકીરને બોલાવ્યો. પુછતાં કહ્યું કે, કયા પરવા હૈં, કેસા ઢોર જેસા બાદશાહ હૈં. કયા સખાવત ઇસ્કા નામ !! કાલાવાલા કરીને ચાલ્યા જતા રોકી તેને પાછા લઇ ગયા. ફકીર કહે, સખાવત ઐસી હૈં, કે દસ વખત આવીને લઇ જાય તો પણ શું, ને એક બે વખત લઇ જાય, તોપણ શું. સખાવત

* પ્ર. પં: મોહન સ્વરૂપથી. × જ્ઞાનીજી સ્વામિથી.

કરનાર વળિ તેમાં મન ઘાલતો હશે કે ?! નહીંજ ઘાલે. સાંભળ, સખાવત કેવી હોવી જોઇએ, તે બતાવું. ફકીર કહે, એક શેહેરનો બાદશાહ સખાવત કરતો. ત્યાં જે આવે તે લઇ જાય છે. ત્યાં બીજી એક નગરીનો રાજા ચઢી આવ્યો. ખબર થઇ ત્યારે તે સખી રાજાએ વિચાર્યું કે, આ રાજાને તો ચાંચડની માફક ચોળી નાખું એવો હું સમર્થ છું, પણ જો હું લડાઇ કરીશ તો હજારો જાનની ખુવારી થશે. તે બધાનાં બચ્ચાં છોકરાં રવડી ટવળી મરશે. તેના કરતાં હુંજ ચાલી જાઉં તો કોઇના જીવને દુઃખ નહીં થાય, અને કોઇ મનુષ્યના જીવ નહીં જાય. એમ વિચારી મેહેલમાં કોઈ ગરીબ સીપાઇનાં કપડાં પડ્યાં હશે તે પેહેરી લઇ ગરીબડા જેવો થઇ ચાલી નિકળ્યો. રસ્તે ધામધુમથી પેલા રાજાનું સૈન્ય આવે છે. આગળના એક સ્વારે તેને બોલાવીને તેને માથે ચંદીની પેટી મુકીને મજુર બનાવી ચલાવ્યો. રસ્તે સ્વાર પીશાબ કરવાનો થયો ત્યારે પેલાને કહે કે, ચલ બે, એ લગામ પકડ. માથાંપર ભાર છે અને એક હાથે લગામ ઝલાવે છે, તે જોઇ ખડખડ હસવું આવ્યું, અને બોલી ઉઠયો કે, અહો હો ! એકજ રાતનો ફેર ! હસતો જોઇ સ્વારે પુછ્યું કે, કયું બે, કયા હસતા હૈ ? રાજા કંઇ બોલ્યો નહીં. ત્યારે એક ધપો મારી કહે છે કે, કયા બોલતા નહીં, કયા હસા ? રાજાએ વિચાર્યું કે, મારે તો કંઇ નથી, પણ આ બીચારાને કલેશ થાય છે તેથી એનો કલેશ મટાડવાને મારે કહેવું જોઇએ એમ વિચારીને બોલ્યા કે ભાઈ ! એકજ રાત્રીનો અંતર છે. કાલે તારા જેવા મારી સન્મુખ હાથ જોડી ખંમા અંનદાતા, કરી પોકારતા હતા, અને એકજ રાત્રીના અંતરમાં આજે તું આ રીતે કરે છે. હું આ શેહેરનો બાદશાહ છું. મેં વિચાર્યું કે, લડીશ તો એ રાજા કંઇ મારા હિસાબમાં નથી પણ તેમ કરતાંમાં તારા જેવાના જીવ જશે અને તારાં બાલ બચ્ચાં ટવળી મરે, તેથી હુંજ ચાલી જાઉં કે જેથી કોઇને કંઇ દુઃખ થશે નહીં. એવા વિચારથી હું આ વેશે નીકળી પડયો છું. હું કાલે રાત્રે શું હતો અને એકજ રાતના અંતરે આજે મારે માથે ભારતો છે છતાં વળિ તું લગામ પકડાવે છે. એ ખુબી જોઇ હસવું આવ્યું. એ કહેવાની મારે કંઇ જરૂર ન હતી તેથી નહીં કહેતે, પણ તને દુઃખ થવા

માંડયું, તેથી તારો કલેશ મટાડવાને મારે કહેવું પડયું. મારે તો કાંઇ કલેશ નથી. મારે તો કલેશની નિવૃત્તિ કરી આનંદમાં રહેવું એજ ઇષ્ટ છે, પણ સામાનો કલેશ આપણાથી મટાડી શકાય તો મટાડી તેને સુખનું ભાન કરાવવું, એવી મારી સમજણ છે. તેથી તારૂં દુખ–કલેશ મટાડવા મેં કહ્યું. સ્વારતો અત્યંત ઝંખવાઇ જઇ પગે લાગ્યો અને હીંમત રાખી ( રાજા માનતા નથી તોપણ ) સમજાવીને પોતાના બાદશાહ પાસે લઇ ગયો. બધી હકીકત યથા સ્થિત કહી. તે સાંભળી તેની સખાવતનાં બહુજ વખાણ કીધાં અને હુકમ કીધો કે, તમે જાવ, અને રાજ્ય કરો, હું પાછો જાઉં છું. તે રાજા કહે, મારે પાછું જવું હોત તો નિકળતેજ શામાટે, જે મુકયું તે તો મુકયું. ત્યારે તો તે રાજાએ બહુ વીનવી સમજાવી જાતે હાથ ઝાલી પગે ચાલી આવી બહુ આગ્રહથી ગાદીપર બેસાડયો. માટે હે મૂઢ રાજા ! એનું નામ તે સખાવત છે, એમ ફકીરે કહ્યું તે સાંભળી રાજાએ બધાંએ પાટીઆં છોડાવી નંખાવ્યાં અને ફકીરનો ઉપકાર માની પ્રસન્ન કરી પ્રેમથી રાખી બરદાસ કરી; જવા ઈછા કરી ત્યારે પ્રેમસહ સત્કારથી વીદા કીધા હતા.

*વનમાં એક મનુષ્યનું સબ પડયું હતું, તે જોઇને એક ગીધ તેની પાસે માંસ ખાવાની ઇચ્છાથી આવ્યું. તે પ્રથમ હાથ તરફ જઈ જુવે છે તો લાગ્યું કે, એ હાથે કંઈ સારાં દાન કરેલાં જણાતાં નથી; તેથી એવા એ હાથનું માંસ મારે અપવિત્ર પાપી બનવાને નથી જોઈતું. કાન તરફ જઇ જુવે છે તો, પ્રભુની કથા ગુણ કીર્તન શ્રવણ કીધા વગરના છે, એવા જોઇ નેત્ર તરફ ગયો, તો તે સંતોનાં, હરિ ગુરૂનાં દર્શન કર્યા વગરનાં જોયાં. છાતી જોઇ તો દયા ભકિત પ્રેમ વગરની જોઈ; પેટ પાસે જઇ જુવે તો, અન્યાયથી દગા પ્રપંચથી પેટમાં અન્ન ભર્યા કરતો જાણી લઇ પગ તરફ જોયું તો તે પગો દેવ ગુરૂ સંત દરશને તીર્થમાં કદી પણ ગયા નથી; એવું બધું જોઇને ઝાડપર જઇ બેઠું. એટલામાં જંબુક આવ્યું, તે સબ પાસે જઇ ઉભું. તેને ગીધ કહે, અરે જંબુક ( શીયાળ ) ? એ ખાવા યોગ્ય નથી, બુદ્ધ ભ્રષ્ટ થશે–તું પાપી

* મંડળેશ્વર સ્વામિશ્રી પરમાત્માનંદજી (કાશી નિવાસીથી.)

થશે, માટે લોભ ન કરીશ. તાત્પર્ય કે, પશુપક્ષી પણ જ્યારે અપવિત્ર–પાપરૂપ તામસી પદાર્થ ખાવાથી પાછાં હઠે છે, તો મનુષ્યો એવા દુષ્ટ પાપીઓનું અન્ન (જાણ્યા છતાં પણ) ખાતાં પાછાં ન હઠે તો તેને મનુષ્ય શી રીતે કહેવાય? નહીંજ કહી શકાય.

ગદાધર ભટ્ટાચાર્ય અને જગદીશ ભટ્ટાચાર્ય, એ બે મહા સમર્થ એવા ધુરંધર વિદ્વાન હતા કે, ત્રીજા મહા સમર્થ ઉદયનાચાર્ય સાથે ત્રણે જણા દ્વૈતનુંજ પ્રતિપાદન કરી સર્વત્ર વિજય મેળવી વિજય પત્ર લેતા શ્રી જગન્નાથજીનાં દરશને ગયા. તેઓ બંગાળા પાસે નવદ્વીપમાં રહેતા હતા. તે જગન્નાથપુરીમાં આવ્યા ત્યાં શૃંગેરી મઠના શંકરાચાર્ય નૃસિંહભારતી (અથવા નૃ. આશ્રમ) અતીવ સમર્થ અદ્વૈતનુંજ સ્થાપન કરતા હતા. તેથી એક તરફ તે ત્રણ દ્વૈતનું સ્થાપન કરે, અને એક તરફથી તે શ્રી નૃસિંહ અદ્વૈતનું સ્થાપન કરે. તેઓ વચ્ચે શાસ્ત્રાર્થ ચાલ્યો. તેમાં ૨૭ દિવસ થયા છતાં કોઇપણ હઠયું નહીં. ત્યારે બેહુ પક્ષ થાકીને જગન્નાથજી પાસે આવ્યા. ત્યાં સ્વામિ નૃસિંહનો દંડ હતો તેને આગળ રાખી પ્રતિજ્ઞા કરી કે, જો હમારૂં દ્વૈતજ યથાર્થ સિદ્ધાંત હોય તો આ દંડ નાચવા લાગજો. ઘણીવાર થઇ પણ દંડ કંઇ નાચ્યો નહીં. ત્યારે શંકર સ્વામિ શ્રી નૃસિંહે કહ્યું કે, અદ્વૈતજ સિદ્ધ સત્ય હોય તો દંડ નાચો. ક્ષણવારમાં દંડ નાચવા મંડયો, એટલુંજ નહિં પણ નાચતો નાચતો જગન્નાથજીની મૂર્તિ પાસે જઈ પ્રભુ પર જઇ મળ્યો. એ રીતે વેદ શાસ્ત્રનો અંતિમ સિધ્ધાંત અદ્વૈતજ સત્ય ઠરવાથી દ્વૈતવાદી ત્રણે પગે લાગ્યા અને મળેલાં વિજયપત્ર ફાડી નાખ્યાં. આ પ્રત્યક્ષ દ્રષ્ટાંતથી પ્રભુએજ બતાવ્યું કે, અદ્વૈતજ સિદ્ધ છે.

મનોરમા નગરીમાં માધવસિંહ નામે મહા સમર્થ અનેક ઐશ્વર્યસંપન્ન રાજા રાજ્ય કરતા હતા. તેને બે રાણીઓ મુખ્ય હતી તેમાં એક રાણી તો સાક્ષાત અનસૂયાતુલ્ય પરમ પવિત્ર વિદુષી અને પતિવ્રતા હતી. તે દિવ્યાંગના હોવાથી સૂર્યપ્રભા નામથી પ્રસિદ્ધ હતાં. તેનાથી એક પુત્રી થઈ. તે બહુજ સુંદર દિવ્ય અને મહામણિપ્રભાવાળી જાણે સાક્ષાત જ્ઞાનેશ્વરી પ્રજ્ઞા-

વિદ્યાજ હોયને, તેવી, રમા ઉમા જેવી હતી. રાજાએ સભા ભરી વિદ્વાન જ્યોતિર્વિદો વગેરે બ્રાહ્મણોને બોલાવી પુત્રીની જન્મકુંડલી કરાવી પુત્રીનું ભાવી કેવું છે તે વિશે પુછ્યું. પત્રિકા તપાસતાં જ્યોતિષી વગેરે બ્રાહ્મણ મંડલીને જણાયું કે, એ કુંવરી બહુજ સમર્થ વિદુષી અને વેદ શાસ્ત્રસંપન્ના થશે. તેથી બધા બ્રાહ્મણોનો તિરસ્કાર થઇ ઝાંખા પડશે. બ્રાહ્મણને ઇર્ષા, દ્વેષ અને સ્વાર્થવૃત્તિ હોવાથી તેને વશ થઇ વિચાર કરીને રાજાને ઉલટું સમજાવ્યું કે, આ કુંવરી દશ વર્ષની થતાં તમારૂં રાજ્ય નાશ પામશે. માટે આપને હાથે એને મારી નાખવાનું તો હમારાથી કહી શકાય નહીં, પણ પેટીમાં ઘાલી જંગલમાં મુકી આવો. રાજા લોક ઘણું કરીને સાન (વિવેક વિચારવાળી બુદ્ધિ) રહિત માત્ર કાનવાળા હોય છે. તેમાંનો આ રાજા પણ એક હોવાથી, તે લોકના કહેવા પ્રમાણે પેટીમાં સુવાડી વનમાં મુકી આવવા તજવીજ કરી. પેટી વનમાં પડી છે, તેમાં કન્યા રડયા કરે છે ત્યાં રહીને એક મહાત્મા સિધ્ધેશ્વર મુનિ પોતાની પર્ણકુટી તરફ જતાહતા તેમણે રૂદનનો સ્વર સાંભળી પેટી ખોલી જોયું તો કન્યા દીઠી. દયાળુ સંત પોતે તેના આશ્રમમાં લાવ્યા, અને ગાયનું દુધ પાઇ પાળી પોષી મોટી કરી. તેને વેદ શાસ્ત્ર ઉપનિષદ ગીતા બ્રહ્મસૂત્રનું અધ્યયન કરાવી ઉત્તમ બ્રહ્મજ્ઞાનસંપન્ના બનાવી. તે ૧૫ વર્ષની થઇ. વનમાં રાક્ષસાદિના ભયથી ઋષિનાં મનમાં અધિકારી પાત્ર જોઈ તેને દાન દેવાનું સ્ફુર્યું. બીજા દેશનો એક રાજપુત્ર એક દિવસ ત્યાં શિકાર ખેલતો આવી ચઢયો. બહુ ત્રષા લાગવાથી આશ્રમ જોઇ ત્યાં આવ્યો અને પાણી માગ્યું. કુંવરીએ તે અતિથીનો સત્કાર કરી* સપ્રેમ આસન આપ્યું અને સુંદર મધુરજળ આણી આપ્યુ, તે પાન કરી શાંત પડયો. પરંતુ તે કુંવરીને જોઇને વિચારે છે કે, પટરાણી લાયક છતાં વનમાં શામાટે

---

* पतिरेको गुरु स्त्रीणां वर्णानां ब्राह्मणो गुरुः ॥ गुरुरग्नि द्विजातीनाम् सर्वस्याभ्यागतो गुरुः ॥ સ્ત્રીઓને પતિ છે તે ગુરૂ છે, ચાર વર્ણોનો ગુરૂ બ્રાહ્મણ છે. દ્વિજાતિ–દ્વિજનો ગુરૂ અગ્નિ, અને અભ્યાગત છે તે સર્વનો ગુરૂ છે. (તેથી અતિથી અભ્યાગતનો સત્કાર સર્વેએ કર્તવ્યછે.)

છે !! મોહ પામી જઇ પુછવા જાય છે ત્યાંતો કન્યા બોલી કે, હું તમારો સંકલ્પ જાણી ગઇ છું, આપ અત્રે વિરાજો. મારા પિતા હમણાં આવશે તે આપને મારૂં દાન કરશે તો ચાલીશું. થોડીવારે મુનિ આવ્યા. પુત્રીએ રાજપુત્રની હકીકત કહી. ઋષિએ જોયું કે આ રાજપુત્ર યોગ્ય પાત્ર છે, પુત્રી સુખી થશે. એમ વિચારી તે કુંવરને કન્યાદાન આપ્યું. તે બેહુ અશ્વઉપર બેસી સ્વસ્થાને આવ્યાં. અને સુંદર ભવ્ય દિવ્ય મેહેલમાં પટ્ટરાણી સ્થાપી રાખી. રાજા રોજ તેની તપાસ લેવા આવે જાય છે, પણ તે રાણી કંઇ બીજી રાણીની માફક સુંદર પોશાક અથવા રત્ન હીરા મોતીનાં આભૂષણ પેહેરતી નથી. શ્વેત સ્વચ્છ સાદાં વસ્ત્ર રાખે છે. ઉત્તમ મિષ્ટાન્ન કે રાજના વૈભવમાં પ્રીતિ નથી. તે જોઇ રાજાએ પુછયું કે, હે મહારાણી ! ઉત્તમ વૈભવ શ્રૃંગારવસ્ત્રાદિ છે છતાં ઉપરામ કેમ રહો છો ? આપને કંઇ દુઃખ છે ? કોઇ કાંઇ કહે છે ? શું હેતુ છે ? રાણી કહે, મને કાંઈ દુઃખ નથી, પ્રભો ! આપ મને ભોગોને માટે કહો છો તે ભોગોથી શું થાય છે ? રાજા કહે, ભોગોથી સુખ થાય છે. રાણી કહે, અનેક જન્મોમાં એવા ભોગો ભોગવી ભોગવી અથડાતાં કુટાતાં વહેતાં રહ્યાં, પણ સુખતો કાંઇ જણાતું નથી. ક્ષણિક સુખની ભ્રાંતિમાત્ર છે તે પરિણામે મોટાં જન્મમરણાદિ દુઃખનું કારણ થઇ પડે છે. હીરા મોતી રત્નાદિનાં ઘરેણાં (અલંકાર) આ ભૌતિક હાડમાંસનાં અપવિત્ર શરીરપર પેહેરવાથી શું સુખ છે તે હું તો કાંઇ સમજતી નથી. મૃણ્મય એ શરીરરૂપ હાંલ્લાં ઉપર હાર, માળા, શ્રૃંગારરૂપ પથરા ઇંટકાની ગોઠવણ કરવી, તેમાં સુખ શૂં ? ! ! ! દેહમાં અહંમમત્વ કરી લેવાથીજ ભવભ્રમણ છુટતું નથી. રાજન્ ! પ્રભો ! તમે ખરા શું છો ? તે જાણો તો સુખનો મહા સમુદ્રજ તમને હાથ લાગશે. પછી એવાં તુચ્છ માયિક સુખ તરફ વૃત્તિ જરાપણ ફરકવાની નથી, તે આનંદઘન જ્ઞાનરૂપ તમારૂં સત્યસ્વરૂપ છે. તે સચ્ચિદાનંદ બ્રહ્માત્મૈક્ય તમારા વાસ્તવ તત્વસ્વરૂપમાં તમારૂં અહંમમત્વ દ્રઢાવો. તો તમે પોતેજ સ્વયં સુખરૂપ છો. બહાર શોધવા જવાનુંજ નથી. પદાર્થો જે કે, તમારૂં દ્રશ્ય છે તે જડ દુઃખ અને અસત્ છે. તેમાં તે સુખ હોય ? ! ! નહિંજ હોય. સુખતો જ્ઞાનરૂપ તત્વમાંજ

છે, તેજ તમે છો. तत्वमसि. દ્રશ્ય માત્રના દ્રષ્ટા અસંગ છો. તેજ તમે સત ચિન્માત્ર આનંદરૂપ છો. એ રીતે રોજ ઉપદેશામૃત રંગની પીચકારીઓ ભરી ભરીને માતાં રાજાના અંતઃપ્રદેશનાં ઉંડાણ સુધી અંતર્બહિર સર્વાંગ જ્ઞાનામૃત રસરંગથી ભીંજાઇ ખૂબ ગચકા ઓળ થઈ ગયું; અજ્ઞાન પડળ ખસી જઇ દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત થઈ; તેથી ભ્રાંતિના અભાવે જેમ છે તેમ યથાર્થ બ્રહ્માત્મૈક્ય અપરોક્ષ થતાં પરમ શાન્તિ પ્રાપ્ત થઇ. બીજી રાણીને પુત્ર થયો હતો તેને રાજ સોંપી બેહુજણાં ઉત્તમ ગંગાજેવાં તીર્થ ઉપર જઈ એકાંત વાસ સેવી, આત્મ ચિંતવન કરતા રહી, અર્થાત્ દ્રઢ અપરોક્ષ થવા માટે ओमहं, सोहं ब्रह्मैवाहम्, शिवोहं એ રીતે સ્વરૂપાનુંસંધાન કરવારૂપ સાત્વિક અહંકાર પૂર્વક અહંગ્રહ ઉપાસના કરતાં રહી, અનંત અપાર, શાંત મનવાણીથી અગમ્ય, કેવલ, આનંદઘન, તત્સત્ બ્રહ્માત્મૈક્ય મહોદધિમાં, જ્ઞાન ભાન પણ ભુલાતાં, અંતે વિદેહ કૈવલ્યને પામ્યાં. तथास्तु ॥ शिवमस्तु.*

આ છેવટનાં દ્રષ્ટાંતનો હેતુ–ભાવ–તાત્પર્ય બહુ ગંભીરપણે અનેક પ્રકારે વિચારવા યોગ્ય છે. તે સુજ્ઞ વાંચકજનો માટેજ સમજી લેવાનું રાખી, આ જ્ઞાનયોગનો ઉપસંહાર કરતાં, સર્વ સુજ્ઞ વિદ્વાન સંત મહાત્મા યોગી જ્ઞાની ભકત વગેરે દૈવીસંપત્તિ વિભષિત પૂજ્યવંદ્યજનોને સવિનય સપ્રેમ વિજ્ઞપ્તિ છે કે, હવે પછીનો ઉત્તરાર્ધ પ્રકરણ ભાગ અતીવ રસમય, આનંદપ્રદ અને શાન્તિપૂર્ણ છે તે અતઃપર પ્રસિદ્ધ થવો ઈશ્વરેચ્છા ઉપર છે. હાલની જનસમાજ સ્થિતિ અંતર્બહિરથી જોતાં લેખકની વૃત્તિ પણ ઉપરામ થઇ રહેલી ભાસે છે, છતાં ઇશ્વરેચ્છાથી અનુકુળતા જણાશે તો તે પ્રવૃત્તિ સેવવા વૃત્તિમાં વેગ આપવા સંભવ છે. આ ક્ષણે તો સર્વ સુજ્ઞ વાંચકવર્ગ તથા શ્રોતૃવર્ગ પ્રત્યે સપ્રેમ પ્રણામ પૂર્વક પ્રાર્થના છે કે; આપ સર્વ સજ્જનોએ આ પ્રાસાદિક ગ્રંથ, પૂર્વાર્દ્ધ ગ્રંથ તથા સંધિપ્રકાશ અથવા એક શબ્દમાં કહું તો જ્ઞાનસૂર્યોદય, જો વાંચ્યો હશે તો પુનઃ લક્ષપૂર્વક અવલોકન કરી, અગર નહીં વાંચ્યો હોય તો સપ્રેમ એકાગ્રતાથી વાંચી ઉત્તમ

---

* સદ્ગુરૂ દત્તાત્રય સ્વરૂપ એક સમર્થ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ મહાત્માથી.

પ્રકારે સમજી વિચારી લાભ લઇ અને અન્ય જિજ્ઞાસુને આપી, મને કૃતાર્થ કરશોજ. આપ પૂજ્ય મહાપુરૂષો પ્રત્યે આટલી છુટથી બોલવું મને ઉચિત નથી, પરંતુ આપે મને પ્રેમ અને દયાથી આપના બાળક પ્રમાણે ગણુવો. બાળકને કાલું ઘેલું, બોબડું તોતડું, ખરૂં ખોટું, પ્રીય અપ્રીય, ગમે તેવું, વડીલ માતપિતા ગુરૂજન આગળ બોલવાની છુટ નથી એમ કોણ કહી શકે એમ છે? કોઇ નહિં. પ્રભો! સજ્જનો! પોપટને આપણેજ ભણાવીએ છીએ, અને આપણાજ ભણાવેલા શબ્દો જ્યારે તે બોલે છે ત્યારે આપણે પ્રસન્નતાને અંતરમાંથી ઉભરાઇ જતી જોઇ ડોકી ધુણાવતા નથી કે?!! કિંવા માતા પોતાના બાળકને અનેક પ્રકારના ગેલ ખેલરૂપ કૌતક કરાવી પોતે તે જોઇ આનંદ પામતી નથી કે? તેજ પ્રમાણે મેં આ ગ્રંથમાં જે કાંઇ કહ્યું-લખ્યું છે તે આપ સમર્થ સંત મહાપુરૂષોએજ શિખવેલું-ભણાવેલું-કહેલું તેનોજ પડઘો-પ્રત્યાઘાત-નકલ છે. મારૂં લખાણ (ભાષણ) છે તે, પરમાત્માની વિભૂતિરૂપ આપ સત્પુરૂષોએજ રોપેલું, એક મધુર સુંદર દિવ્ય જ્ઞાનતરૂ છે. તેનાપર એકાગ્રતારૂપ નિર્મળ જળનું સપ્રેમ સિંચન કરીને તેને વૃદ્ધિંગત કરવું જોઇએ. તેથી પછી એ વૃક્ષને નવરસાદિ પુષ્પો આવી તે ઝુકી પડશે, તથા અનેક પ્રકારનાં ભવ ભ્રમ છેદક-જન્મ મરણાદિ મહારોગ નાશક રહસ્યપૂર્ણ અર્થરૂપી ફળના ભારથી નમી પડશે, અને આપની એ રીતની પ્રેમપૂર્ણ કૃતિથી સર્વ જગતને શાશ્વતિ શાન્તિનું ભાન થઇ, તે સત્સુખની પ્રાપ્તિ થશે. તથાસ્તુ. हरिः ॐ तत्सत् ॥

इतिश्री ज्ञानसूर्योदयाख्य महाग्रंथे उत्तरार्द्ध प्रकरणे ज्ञानयोगो नाम प्रथम विभागः॥

અનેન सर्वान्तर्यामि सद्गुरु परमात्मा प्रीयताम् ॥ ॐतत्सत् ब्रह्मार्पणमस्तु.





## —રોલાવૃત—

સમે સર્વ જગ મોહ, મમત્વાદી સૌ ભ્રાંતી;
ઊર્ધ્વ દ્રષ્ટિ અંતરે, થતાં સ્થિર ઝળકે કાંતી.
વાત પિત્ત કફરોગ, ભોગ સૌ ભાવ બિચારા;
વ્હીલાં મુખ લૈ જાય, કલેશના લૈ શિર ભારા.
ત્રિગુણતાણી સૌ ફોજ, ખોજ કરતી તે થાકે;
જડે નહીં તે ક્યાંય, અગમ ગઢ ચઢિયો તાકે.
મન વાણી પણ ગતી, નહીં જ્યાં કરવા પામે;
બીજાની શી આશ! રહે તે યોગી ધામે.
ખરેખરી તે મોજ, શાન્તિ તે સાચી જાણો;
કૃપા કરી લીજીએ, મુકી દે મનની તાણો.
હું હોમો હરિમધ્ય, હરીમય તોજ થવાશે,
માણિક્ય નામે તેજ, હરી ગુરૂ દેવ ગવાશે. ॥ તથાસ્તુ ॥ ॐ

સદ્ગુરુ પરમાત્મા પ્રસાદરૂપ લેખક તરફથી હાલ સુધીમાં પ્રસિદ્ધ થયેલા દિવ્ય પ્રાસાદિક ગ્રંથો નીચે લખેલે ઠેકાણે (શીલકમાં હશે તો) મળશે.

વિચારમુક્તા... ... ... ... ... ...૦-૮-૦

શાન્તિ સુધારસ ... ... ... ... ...૦-૪-૦

સત્સુખ... ... ... ... ... ...૦-૬-૦

માણિક્ય રત્નમણિગણ માલિકા (પ્ર. પુ.) અમૂલ્ય; પરંતુ ખાસ ખરીદ કરવા ઇચ્છનાર પાસે ... ... ... ...૦-૫-૦

વૈશ્ય ધર્મનિરૂપણ. અમૂલ્ય, પરંતુ ખાસ ખરીદવા ઇચ્છનાર પાસે...૦-૮-૦

બાળ શિક્ષણ અથવા શિશુ શિક્ષણ... ... ... ...૦-૫-

શાન્તિઃ (અધિકારી સુજનો માટે) શ્રી પરમેશ્વર પ્રીત્યર્થે ૐ તત્સત્ પ્રસાદરૂપે (વિના મૂલ્યે) ... ... .. . [illegible]

જ્ઞાન સૂર્યોદય પૂર્વાર્દ્ધ ઉત્તરાર્દ્ધ મધ્યાનથિરૂપ દિવ્ય પ્રકાશ ...[illegible]-૧-

મહામણિમાળા ... ... ... ... . ...૦-૬-૦

જ્ઞાન સૂર્યોદય પૂર્વાર્દ્ધ ભાગ ૧ .. ... ... ...૨-૦-૦

,, ,, ,, ,, ૨ (થોડા વખતમાં બહાર પડશે) . ૨-૦-૦

,, ,, ,, ,, ૩ (પ્રસિદ્ધ થયેથી) ... ...

,, ઉત્તરાર્દ્ધ ,, ૧ ... ... ...૨-૦-૦

,, ,, ,, ,, ૨-૩ (પ્રસિદ્ધ થયેથી) ... ...

બહારગામથી મંગાવનાર ગૃહસ્થોએ પોસ્ટની ટીકીટો મોકલવા અથવા વી. પી. થી મોકલી દેવા વિગેરે નીચેને શિરનામે પત્ર લખી, મંગાવવા કૃપા કરવી.

**ભક્તરાજ માણેકલાલ જમનાદાસ મહારાજ**

ઠેકાણું:—સોનીફળીઆ સુરત.

સુરત-ખપાટીઆ ચકલા પર આવેલા "સમાચાર" પ્રીન્ટીંગ પ્રેસમાં બળવંતરાય રતનજી દેસાઈએ મેસર્સ વિદ્યાર્થી એન્ડ કું. તરફથી છાપ્યું.